# ભૂમિકા

શિક્ષણ માટે પાઠકોના હાથમા જે પુસ્તક આવે છે એમા વિચારોની ઊલટસૂલટ છે શિક્ષણ માટેના આજના સમાજ અને શિક્ષણ વિષે આપેલા વિચારો આપને પસદ આવશે ? કારણ કે આ પુસ્તકમા નવા જમાનાની નવી પદ્ધતિ નથી, પણ જુના જમાનાની મર્યાદાઓ છે એટલે મને ભય છે કે કેટલાક યુવકોને આ પસદ ન પણ આવે હું એક શિક્ષક છુ પણ જો હુ આ પુસ્તક શિક્ષક તરીકે લખત તો કદાચ સારી રીતે ન લખી શકત. પણ મે મારુ સ્થાન આ પુસ્તકમા એક આધાર લેખકનુ લઈને પૂર્ણ સ્વતંત્રતાનો ઉપયોગ કર્યો છે આ પુસ્તક એસ. ટી, બી ટી, બી એડ, એમ એડ, એસ ટી સી, બધી પરીક્ષાઓ માટે હિતકારક સિદ્ધ થશે એવી મને આશા છે

મનોવિજ્ઞાન એક એવુ શાસ્ત્ર ગણાય છે કે વર્તમાનકાળમા દરેક શિક્ષણ માટે આવશ્યક છે જીવન અને શિક્ષણ આ અગત્યનો પ્રશ્ન છે. આજે જીવન શિક્ષણ માટે છે યા તો શિક્ષણ જીવન માટે છે, આ એક પ્રશ્ન છે આજે તો શિક્ષણ એટલે પુસ્તકીય શિક્ષણ, પરતુ જીવનનુ સાચુ શિક્ષણ નહિ અડધો સમય વાચવામા જાય છે અને ભણ્યા પછી જીવનની સમસ્યાઓ. શિક્ષણ એટલે પોતે કાઈ ધ્યેય નથી આ તો ફક્ત જીવનનુ ધ્યેય પૂરુ કરવા માટે એક સાધન છે જીવન અને જીવનની સમસ્યાઓનો ઘનિષ્ટ સબધ છે પુસ્તકોમા અક્ષર, ભાષા વિચાર મળે છે, પણ અર્થ નથી હોતો એ તો આપણે જીવનમા તપાસવાનુ હોય છે દા ત અશ્વ એટલે ઘોડો પુસ્તકમા હોય છે, પણ નહિ અશ્વ એટલે ઘોડા પુસ્તક બહાર તબેલામા હોય છે સ્વતંત્ર બનીને જે શિક્ષણ બાળકોને મદદ કરે છે તે શિક્ષણમા પ્રાણ હોય છે અંગ્રેજીમા (Power of observation) જેને અવલોકન શક્તિ કહેવામા આવે છે, તે જો બાળકોમા હોય તો બાળક વિશાળ જગતના સંપર્કમા આવી જાય છે ભગવાન શ્રીકૃષ્ણે પણ અર્જુનને કુરુક્ષેત્રમા શ્રીમદ્ ભગવદ્ ગીતાનો બોધ આપ્યો પણ અર્જુનને ગીતા લઈને વર્ગમા કયારે પણ શીખવાડી નથી આ જ એક મોટુ કારણ છે કે સમાજસેવા, દેશસેવા અને આવી બધી શક્તિઓ નાશવત થઈ જાય છે અને આપણે કેટલાય મહા પુરુષો ગુમાવીએ છીએ ગીતાનુ નિર્માણ ઉપદેશોથી થયુ ગીતા ઉપદેશ ભરીને પહેલેથી જ તૈયાર ન હતી આજના સાહિત્યિક શિક્ષણથી આપણા દેશના

કેટલાય સાક્ષર માણસો અભિમાની બનતા જાય છે. બીજા લોકોને નીચી દષ્ટિથી જુએ છે.

આજની સભ્યતામાં શિક્ષણમાં ઘણા પરિવર્તન થયાં છે. પ્રાચીન કાળમાં શિક્ષક એટલે આચાર્ય અને આચાર્ય એટલે આચારવાન. જેમા જ્ઞાન છે તેજ આચાર્ય છે. જુના સમયમાં શિક્ષકનુ ગૌરવ હતુ પણ આજે તો બી.એ., એમ એનુ ગૌરવ છે. શિક્ષક એટલે આજે વિદ્યાર્થીનુ એક રમકડું. જેને એ મોટો થઈને રમાડવા માગે છે. એમાં પણ ખાસ કરીને કોલેજના વિદ્યાર્થીઓ આજનો વિદ્યાર્થી જીવનમા કંઈ શીખવા માગતો નથી. તે તો માતાપિતાના ડરથી અથવા બીજા પ્રયત્નોથીજ કોલેજમાં આવે છે નહિ તો શિક્ષક શીખવે અને એ ધ્યાન ન આપે એ બનવું અશક્ય છે. ઈરિટ્રેન ફૂટ અંગ્રેજીમાં લખે છે કે:

"We realise that the task of education is to teach boys and girls what life is and to show them how to live it, So for as I was concerned however I was merely groping towards a realization of the Significance of life and I could not find it until I, myself had learnt how to live." આ જ વસ્તુને આ જ મહાશય આગળ સ્પષ્ટ કરી આપે છે.

"Let me say at once, therefore that the key to the situation lies in the teacher. So long as I had fear in my own life, I could not possibly show a boy how to get Victory over fear. While I Could and frequently did help boys towards the Control of themselves in the aria of impuriety I could not speak with certainly of the way to complete Victory. So long as I was defeted in that aria myself."

શિક્ષકે વિદ્યાર્થીને વાણી અને કલમથી શિક્ષણ આપવાનુ નથી. પરંતુ કાર્ય અને વર્તનથીજ શિક્ષણ આપવાનુ છે. અંગ્રેજીમા કહ્યું છે કે

"Impression without expression leads to depration"

છેવટે મને તો સન્ત ફ્રાન્સીસના શબ્દો યાદ આવે છે કે ભગવાન મને દયા કરીને શક્તિ આપે કે કોઈને પણ મારી સાન્ત્વનાની જરૂર ન પડે. માણસ મને સમજે એના કરતાં હું માણસને સમજું, લોકો મને પ્યાર કરે એના કરતાં હું તેઓને પ્યાર કરું, કારણ કે જે વસ્તુ આપણે આપીએ છીએ તે જ વસ્તુ આપણને પ્રાપ્ત થાય છે. ક્ષમા કરવાથી આપણે ક્ષમાના પાત્ર બનીએ છીએ, અને આત્મોત્સર્ગથી આપણે જીવનમાં આગળ આવીએ છીએ. હું આશા રાખું છું કે વિદ્યાર્થી–શિક્ષકોને આ પુસ્તક પૂર્ણ લાભ આપી શકશે.

અંતમાં આ પુસ્તક તૈયાર કરવામાં મારા મિત્રો શ્રી વર્ધમાન શાસ્ત્રી સાહિત્યાચાર્ય, વિદ્વાન, એમ. ટી. શ્રી તથા શ્રી કિશોરલાલ ડાંગીએ જે અમૂલ્ય ફાળો આપ્યો છે, તે બદલ હું તેમનો આભારી છું

કલોલ
(ઉત્તર ગુજરાત)

એલ. દત્ત. વિદ્યાવાચસ્પતિ
બી એ (ઓનર્સ) સાહિત્યરત્ન

# અનુક્રમણિકા





[ ૧ ]

# શિક્ષણનો હેતુ

શિક્ષણ એટલે શુ ? શિક્ષણની વ્યાખ્યા કરવી સહેલી નથી શિક્ષણનુ સ્થાન સમાજમા ઘણુ જ મહત્ત્વનુ છે પ્રત્યેક મનુષ્યના વિચારો જુદાજુદા હોય છે દરેકના વિચારોની કલ્પના દરેક મનુષ્ય કરી શકે એ પણ શક્ય નથી એટલા માટે શિક્ષણની ચોક્કસ પરિભાષા આપવામા નથી આવતી આ વિષય ઘણો જ વિવાદાસ્પદ છે

આ વિષય ઉપર આપણે પોતાના વિચારો સારી રીતે વ્યક્ત કરી શકીએ અને બીજાના વિચારો આપણે સમજી શકીએ, અર્થાત્ શિક્ષણનો સબધ જીવનથી છે જીવનના આદર્શો ઉપરથી શિક્ષણની કલ્પના થઈ શકે પ્રત્યેક મનુષ્યના આદર્શો જુદાજુદા હોય છે દરેક પોતાના આદર્શોને ધ્યાનમા રાખીને જ શિક્ષણની કલ્પના કરે છે

ભારતમા વિદ્વાનોની કમી નથી એક પછી એક વિદ્વાન જન્મતા જ જાય છે કોઈપણ મનુષ્યની ખોટ પડતી નથી "बहु रत्ना वसुधरा" વિદ્વાનો આ વિષય ઉપર પૂરતુ ધ્યાન આપીને પરિશ્રમ કરે છે પ્રત્યેકના વિચારો જુદા હોય, આદર્શો જુદા હોય પરતુ મનુષ્યનો એક સિદ્ધાત છે એકતા આ એકતા ઉપરથી જ શિક્ષણનો સાધારણ ઉદ્દેશ્ય શુ છે એની કલ્પના કરી શકાય પ્રત્યેક મનુષ્યની રુચિ ભિન્ન હોય, કારણ કે દરેક મનુષ્ય સ્વભાવથી જ સ્વતત્રતામા માનનારો છે

શિક્ષણની પરિભાષા જુદી જુદી રીતે કરવામા આવે છે. શિક્ષણ એક સાધન છે એનાથી જે વાતાવરણ દૂષિત થયેલ છે તેને સુધારી શકાય અને પોતાની સ્વતત્ર બુદ્ધિ અનુસાર નવા વાતાવરણની રચના કરી શકાય

કેટલાક શિક્ષણનો અર્થ પુસ્તકિયા જ્ઞાન કરે છે, પરતુ હુ એમા ઓછો વિશ્વાસ ધરાવુ છુ હુ સસ્કારો ઉપર વિશેષ ધ્યાન આપુ છુ પુસ્તકિયા જ્ઞાનને

મહત્ત્વ ઓછુ આપવુ, એ હું સત્ય માનુ છુ આ મતો માનનાર તો એવુ પણ કહે છે કે શાળામાં જે જ્ઞાન આપવામાં આવે છે તે વિદ્યાર્થી ભૂલી જાય, પરતુ ભૂલતા ભૂલતા પણ જે યાદ રહી જાય તે જ્ઞાન આથી શિક્ષાનુ પરિણામ કહી શકાય અગ્રેજીમા પણ કહ્યુ છે

"Read not to contradict and conflute nor to be and take for granted but to weigh and consides "
આ કથન સાચુ છે ઘણા શિક્ષણનો અર્થ કરે છે

'*તમસો મા જ્યોતિર્ગમય*'—અધકારમાથી પ્રકાશમા લઈ જવુ તે કેટલાક જડબુદ્ધિના શિક્ષણનો ઉદ્દેશ્ય આનંદપૂર્વક વ્યવસ્થિત જીવન વ્યતીત કરવુ, તેમ માને છે કેટલાક શિક્ષણશાસ્ત્રીઓ શિક્ષણના ઉદ્દેશ્યો આ પ્રમાણે બતાવે છે

(૧) વ્યક્તિને આત્મનિર્ભર બનાવવી અને તેનો માનસિક ને આતરિક શક્તિનો વિકાસ કરવો

(૨) પોતાના સ્વતત્ર વિચારોના આધાર પર આલોચનાની શક્તિનો વિકાસ કરવો

(૩) પ્રત્યેક વ્યક્તિના સુખદુખમા સમભાગી બનવાની શક્તિ કેળવવી

(૪) સસારની આધુનિક સભ્યતા અગેનુ જ્ઞાન મેળવવુ

(૫) સામાજિક અહિત ન થાય તેવી રીતે વ્યક્તિનો વિકાસ થાય, એથી બીજાને માર્ગદર્શન મળે

(૬) વ્યક્તિની પ્રવૃત્તિઓ અને સ્થાયી વિચારોમા સબધ સ્થાપિત કરવો

## ૨. શિક્ષણની આવશ્યકતા

આજના સમાજમા કોણ કહી શકે એમ છે કે શિક્ષણની જરૂર નથી? જ્યારે બાળકનો જન્મ થાય છે ત્યારે તેની અવસ્થા એક અજ્ઞાની જેવી હોય છે અને પ્રકૃતિને જે મૂળરૂપમા જોતી હોય તો તે તેની અજ્ઞાનતામાં સારી રીતે જોઈ શકાય છે તેજ અજ્ઞાનતાનો નાશ કરવા માટે શિક્ષણ જરૂરી છે જો એને શિક્ષણ ન આપવામા આવે તો જાનવરમા ને તેનામા કઈ જ અતર ન પડે સસ્કૃતમા કહ્યુ છે

आहार निद्रा भय मैथुनं च, सामान्यमेतद् पशुभिर्नराणाम् ॥

ભોજન, નિદ્રા, ડર, અને કામવાસના પશુ ને મનુષ્યમા સમાન હોય છે. તો પછી મનુષ્ય અને પશુમાં ફેર શો? મનુષ્ય પોતે મેળવેલ શિક્ષણ વડે જ તથા બુદ્ધિથી જ દરેક પ્રાણીઓમા શ્રેષ્ઠ છે

મનુષ્યના ગુણોનો વિકાસ શિક્ષણ પર જ અવલંબે છે. શિક્ષણ ને જ્ઞાનના બળથી જ મનુષ્યની શક્તિનુ માપ કાઢી શકાય છે મનુષ્ય એક એવો જીવ છે કે જેનો વિકાસ કેટલાક નિયમોના આધાર ઉપર હોય છે. તે વિકાસ ચાલુ જ રહે છે, રોકાતો નથી આ કારણથી આપણે કહી શકીએ કે શિક્ષણનો હેતુ વિકાસ જ છે —

હવે વિકાસ એટલે શું? મારા મત પ્રમાણે વિકાસ એટલે વ્યક્તિગત અને સામાજિક બન્ને પ્રકારનો વિકાસ આપણો યુગ પ્રજાતન્ત્રવાદી છે. જે માણસ સ્વહિતોનું જ ધ્યાન આપે તેનુ મહત્ત્વ ન ગણાય, પણ જે સામાજિક હિતોનુ રક્ષણ કરી શકે તે જ સાચો વિકાસ ગણાય મારો કહેવાનો આશય એ નથી કે આપણે સામાજિક હિતને ખાતર સ્વહિતની ઉપેક્ષા કરવી જોઈએ ખરેખર સમાજ ને વ્યક્તિનો એકબીજા પર આધાર છે વ્યક્તિ વિના સમાજ બને નહિ. મનુષ્ય સમાજ વિના ચલાવી ન શકે

સમાજ એક સમૂહ છે ને વ્યક્તિ એ એક જ વ્યક્તિ એટલે વ્યક્તિની ઉન્નતિથી સમાજની ઉન્નતિ થાય છે માટે જ સમાજનુ હિત કરવાની ભાવનાનો જન્મ મનુષ્યથી જ થાય.

શિક્ષણમા વ્યક્તિના વિકાસ તરફ ધ્યાન આપવુ જરૂરનુ છે તે પણ શારીરિક ને માનસિક વિકાસ આવશ્યક છે માનસિક ક્ષેત્રમાં આપણે બુદ્ધિના વિકાસ તરફ લક્ષ આપવુ જોઈએ, કારણ કે બુદ્ધિના બળ વડે જ આપણે શિક્ષણના બીજા હેતુઓની પૂર્તિ કરી શકીએ બુદ્ધિથી જ વ્યક્તિત્વ અને ચારિત્ર્યના વિકાસનો સંભવ છે

મનુષ્ય સામે જ્યારે વિપરીત સંજોગો ઉપસ્થિત થાય ત્યારે તેનુ નિવારણ તે બુદ્ધિથી જ કરી શકે છે બુદ્ધિથી જ અંધારામા પ્રકાશ ઉત્પન્ન થાય છે બુદ્ધિની ખામીથી મનુષ્યમા શારીરિક બળ હોય અને તેની પાસે અન્ય સાધનો હોય તોપણ તેને સફળતા મળતી નથી.

બાળક જે આશાઓ સાથે જન્મે છે, તેનો વિકાસ શિક્ષણ વિના થઈ શકતો નથી કેટલાય મનુષ્યો મૂર્ખા જેવા લાગે છે, પણ હું માનુ છુ ક

તેઓને મૂર્ખ બનાવવામાં આવે છે શિક્ષણ ન પામવાને લીધે તેઓના ગુણોનો વિકાસ અટકી ગયેલો હોય છે લોકશાહીમા દરેક વ્યક્તિને પોતાના વિકાસ માટે તક મળવી જોઈએ આ એક લોકશાહીનુ પ્રધાન લક્ષણ છે

આથી સ્પષ્ટ થાય છે કે શિક્ષણ એ સામાજિક ઉદ્દેશ્ય છે, વ્યક્તિગત નહિ સમાજના પ્રત્યેક મનુષ્ય માટે આવશ્યકતાનુસાર વિકાસની વ્યવસ્થા કરવી, એ શિક્ષણનુ ધ્યેય છે

## ૩. શિક્ષણના ઉદ્દેશ્યોમાં સમાજની ગતિ અનુસાર પરિવર્તન

વ્યક્તિ અને સમાજની જરૂરિયાતો પરિસ્થિતિ પ્રમાણે બદલાય છે, કારણ કે સસાર પરિવર્તનશીલ છે આ પરિવર્તનશીલતાને લીધે જ શિક્ષણના ઉદ્દેશ્યો ચોક્કસ રીતે નક્કી કરવામા નથી આવતા એ દેશ અને સમયાનુસાર પરિવર્તન પામે છે જેવી રીતે સુખદુખમા પરિવર્તન થાય છે, તેવી રીતે દરેકમા પરિવર્તન આવશ્યક છે હવે આ વસ્તુ સ્પષ્ટ થાય છે કે પ્રત્યેક દેશના શિક્ષણનો અભ્યાસ કરીને જો આગળ વધીએ તો આપણે અનુમાન કરી શકીએ કે પ્રત્યેક દેશની સભ્યતાનો વિકાસ ત્યાના શિક્ષણ ઉપર નિર્ભર છે કોઈપણ દેશની શિક્ષણ-વ્યવસ્થામા ભૂલો થતી નથી, પરતુ ત્યાની સામાજિક વ્યવસ્થાઓ એવી જ હોય છે સમાજની માગ ઉપર વિચાર કરીને જ શિક્ષણની વ્યવસ્થા કરવામા આવે છે જો આપણે શિક્ષણ-વ્યવસ્થામા પરિવર્તન લાવવુ હોય, અથવા દેશના નાગરિકોની શિક્ષણ-વ્યવસ્થામા પરિવર્તન પણ થવાનુ જ છે, એમા સદેહ નથી

શિક્ષણમા પરિવર્તન ત્યા સુધી સભવિત નથી, જ્યા સુધી આ આધારથી શિક્ષણ અને સમાજ એકબીજા ઉપર આધારિત છે એકને બીજાથી અલગ ન કરી શકાય પરતુ આ વાત આપણે પ્રજાતત્ર રાજ્યના સબધમા કહી શકીએ બીજા રાજ્યોમાં તો શિક્ષણનીતિ અલ્પમત તથા ત્યાના અધિકારીઓ દ્વારા નિર્ધારિત કરવામા આવે છે આ નીતિ સર્વસાધારણના હિત માટે નથી દા ત બ્રિટીશ સામ્રાજ્યવાદનો એક દાખલો લઈએ તે વખતની શિક્ષણપ્રણાલી દરેકના હિત માટે ન હતી, કારણ કે દેશની જે મહાન વ્યક્તિઓ હતી તેઓ સામ્રાજ્યવાદી હતી ને તેનો પાયો મજબૂત કરવો એ તેઓની મુખ્ય ભાવના હતી લગભગ ૮૮ ટકા શિક્ષણ પ્રાપ્ત કરનાર લોકોનો મુખ્ય ઉદ્દેશ નોકરી હતો આજે પણ થોડી ભાવના તો છે જ, પણ હવે સામાજિક ક્રાન્તિથી ઉદ્યોગના શિક્ષણને પણ સ્થાન મળતુ જાય છે દરેક

માણસને સ્વાવલંબી બનાવવાની આવશ્યકતા છે. કહેવાની મતલબ એ છે કે આપણા જીવનનો કોઈ ઉદ્દેશ્ય અને લક્ષ્ય નથી. આપણે વગર ટિકીટની મુસાફરી કરીએ છીએ અને આપણા જીવનનો આધાર તો તે ગાડી જ છે, જે આપણને તેની મરજી મુજબ ઉતારે. નોકરી! નામ સાંભળીને જ મનુષ્ય અંગ્રેજી શાસનમાં સેવા કરવા તત્પર થઈ જતો. આવો અવસર જેને મળતો હતો તે ભાગ્યશાળી ગણાતો હતો. પરંતુ હવે તો આપણું ભારત સ્વતંત્ર છે અને આપણે પણ સ્વતંત્ર છીએ. આપણે હવે શિક્ષણનું રૂપ વિકસિત કરવા માગીએ છીએ. આના આધાર ઉપર આપણે એક નવા સમાજની રચના કરવાની છે કે જેના કાર્યક્ષેત્રમાંથી દરેક માણસ શિક્ષિત બની શકે અને તે પોતાની ઈચ્છાશક્તિ, બુદ્ધિ અને ચારિત્ર્યના વિકાસ માટે પ્રયત્ન કરી શકે. હજી સુધી આપણા દેશના શિક્ષણનો આધાર પરીક્ષાઓ ઉત્તીર્ણ કરવી—ખરી રીતે યા ખોટી રીતે. હવે આપણે આ શિક્ષણમાં પરિવર્તન કરવું છે. મનુષ્યનું ધ્યાન ઉદ્યોગના વિકાસમાં ખેંચવું આવશ્યક છે. શિક્ષણ એ એક એવું ક્ષેત્ર ગણાય છે, જેનાથી માણસ સમાજને અલગ કરી શકતો નથી. સ્વતંત્ર ભારતમાં તો આપણે બધાએ મળીને શિક્ષણનો વિકાસ ને તેમાં પણ સામાજિક વિકાસ કરવો પડશે. જ્યાં સુધી આપણે આ સમસ્યાને હલ કરવા નથી માગતા ત્યાં સુધી સમાજને ઉચિત વિકાસ થતો નથી. આ વિકાસ માટે આપણે વિદ્યાર્થીના બાળપણનું અધ્યયન કરવું આવશ્યક છે. એ પણ આપણે જોવું પડશે કે બાળકને જે શિક્ષણ અપાય છે તે એને આત્મનિર્ભર, કર્તવ્યપરાયણ, સદ્‌ચારિત્ર્યશીલ બનાવે છે કે નહિ. આપણે શિક્ષણદ્વારા બાળકોમાં જ્ઞાન, નિરીક્ષણ અને નિર્ણયની એવી બુદ્ધિનો વિકાસ કરવો છે કે જે પોતાની પરિસ્થિતિને સમજી શકે ને તેના આધાર ઉપર કાર્ય કરવા તૈયાર થાય, જેનાથી તેનું અને સમાજનું બંનેનું હિત થાય.

## ૪. શિક્ષણના હેતુઓ

બાળકોને આપણે શિક્ષણ આપીએ છીએ, પરંતુ ક્યારેય આપણે વિચારતા નથી કે શિક્ષણ શા માટે આપવું? બાળકને શિક્ષણ આપવું એનો અર્થ માત્ર કોપજ્ઞાનથી નથી પરતુ તેની શક્તિનો વિકાસ કેવી રીતે થાય તે આપણે જોવાનુ છે. જ્ઞાન માટે પોપટ પણ ક્યાં ઓછો ગણાય છે? એ પણ 'રામ રામ' બોલે છે. બાળકની વિકાસશક્તિ એટલે એ પોતાનાં જુદાંજુદાં કર્તવ્યોનું પાલન કરી શકે. તેની શક્તિ અને બુદ્ધિમાં પણ વિકાસ થાય. આ વસ્તુની પૂર્તિ ત્યારે જ થાય, જ્યારે આપણે દરેક વિદ્યાર્થીના શરીર,

મગજ અને આત્માને પૂર્ણ રૂપથી વિકસિત કરવાનો પ્રયાસ કરીએ આપણી આજની શિક્ષણપ્રણાલી દૂષિત ગણાય છે વિદ્યાર્થીને માટે પરીક્ષાઓનુ ભૂત ઊભુ જ હોય છે આજે તો શિક્ષણનો હેતુ જીવનથી જુદો દેખાય છે, કારણ કે શિક્ષણનો મૂળ ઉદ્દેશ્ય પરીક્ષાથી નહિ પણ જીવનથી છે આપણુ શિક્ષણ એટલે સ્મરણશક્તિ આથી મૌખિકતામા ન્યૂનતા આવે છે બાળક પોતાની સ્વતંત્ર બુદ્ધિથી વિચારતાં શીખતો નથી, પરંતુ બીજાની વાતો મગજને અર્પે છે દરેક મનુષ્યમા જિજ્ઞાસા હોય છે તે જ્ઞાન માટે, અસ્તિત્વના વિકાસ માટે, સંસાર, પ્રકૃતિ, સમાજ તથા માનવ, બધાના સ્વભાવનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ આવશ્યક છે જ્ઞાન તો વ્યક્તિના વિકાસ માટે એક સાધન ગણી શકાય, પરંતુ એમ જ માની લેવુ કે જ્ઞાનથી જ મનુષ્યનો વિકાસ થાય છે તે માનનો નથી આ આધારથી તો આપણે વૃક્ષના મૂળને વૃક્ષ માનવુ પડે

દરેક મનુષ્ય સુખ ને શાન્તિની ઈચ્છા કરે છે સંસારના જેટલા ધર્મો છે તે શાંતિ અને સુખપ્રાપ્તિ માટે જુદા જુદા માર્ગ બતાવે છે શિક્ષણનું સંચાલન પણ એવી રીતે થવુ જોઈએ કે જેનાથી વ્યક્તિના જીવનમા સુખ ને શાંતિનો વિકાસ થાય ને તેનો અનુભવ કરે આ અનુભવો કેવી રીતે પ્રાપ્ત થાય તેનો જવાબ આજની સંસ્કૃતિ ન આપી શકે આ ઉત્તર તો આપણે જૂની સંસ્કૃતિથી જ મેળવી શકીએ આપણે ગમે તેવા રસ્તા ઉપર ચાલીએ પણ આપણા કાનમાં એક જ વસ્તુ સંભળાય છે કે આપણે ભારતીય છીએ આપણા શિક્ષણનો ઉદ્દેશ્ય ભારતીય સંસ્કૃતિનો વિકાસ પણ છે આ સંસ્કૃતિનો આપણે વિકાસ કરવા નથી માગતા તો પછી આજના શિક્ષિત નવ યુવકોનાં જીવન શુભ થશે? તે તો ત્રિશંકુ જ થશે, કારણ કે તે ન તો ભારતીય થાય ન તો વિદેશી થાય આપણે એમ નથી માનવાનુ કે પ્રાચીન સંસ્કૃતિમા શિક્ષણનુ સંચાલન જે પ્રકારનુ હતુ તે જ જોઈએ આ તો મૂર્ખતા જ ગણાશે સમાજ પરિવર્તનશીલ છે સમાજના પરિવર્તન સાથે આપણુ પણ પરિવર્તન આવશ્યક છે પરંતુ એટલુ પરિવર્તન માન્ય ન ગણાય કે જેમા આપણે આપણી જાતને પણ ભૂલી જઈએ.

આજનો સમાજ વિકસિત છે આપણે બધા રાષ્ટ્રોની હરિફાઈમા ઊભા રહેવાનુ છે એનાથી બીજાં રાષ્ટ્રો કોશિશ કરીને પણ આપણા સુખ અને શાંતિમાં વિઘ્ન ન ઉત્પન્ન કરી શકે આપણી સભ્યતાનો ઈતિહાસ કહે છે ભારત શાંતિનો દૂત છે બીજા દેશોને પણ શાંતિનો ઉપદેશ આપવામા મહાન છે આજે આપણા આ દેશના વિવેકાનંદ, ગાંધીજી જેવા મહાન પુરુષોએ વિદેશોમા

પહોંચાડવા છે. આપણા રાજનૈતિક કાર્યકર્તાઓએ એક ઘોષણા કરી છે કે ભારત સુખ ને શાંતિની કલ્પના કરે છે. દરેક રાષ્ટ્ર સુખ અને શાંતિથી રહે, એ આશા છે. હવે જોઈએ કે રાષ્ટ્રનો ઉદ્દેશ્ય દેશમાં શાંતિ ને સુખ સ્થાપવાનો છે. આ ઉદ્દેશ્યની પૂર્તિ સાથે આપણે શાંતિ અને સુખના આદર્શો બીજા સામે રાખવાના છે, બાકી તોડી પાડવાના નથી. રાષ્ટ્રના ઉદ્દેશ્યની પૂર્તિ માટે આપણે વ્યક્તિને એવું શિક્ષણ આપવાનું છે કે આપણું રાષ્ટ્ર બધા દેશોથી આગળ વધે ને બીજા પણ આપણને કાયર અથવા નિર્બળ ન સમજી શકે.

શક્તિથી શાંતિ નથી મળતી એ નિર્વિવાદ છે. વ્યક્તિમાં જેટલી શક્તિ વધે છે, તેની સાથે સાથે અશાંતિ પણ તેટલી જ વધે છે. વ્યક્તિ અથવા રાષ્ટ્ર શક્તિશાળી થાય તો સંસારની શાંતિનો ભંગ થાય છે. આ માટે જ આપણે આપણા નવયુવકોને શાંતિનો પાઠ શીખવવો પડશે. આત્મજ્ઞાન એ એક એવું સાધન છે કે વ્યક્તિ શાંતિ પ્રાપ્ત કરી શકે છે. આપણી ભારતીય સંસ્કૃતિનો મૂળ આધાર આ જ ગણાય છે. આપણી સંસ્કૃતિ આત્મબોધ કરાવે છે. આત્મબોધ એટલે આપણે ભારતીય છીએ એ ભૂલી ન જવું. આત્મબોધથી સાચું સુખ અને શાંતિ પ્રાપ્ત થાય છે, એટલે શિક્ષણનો મૂળ હેતુ આત્મબોધ હોવો જોઈએ. ભાઈ, બેન, માતા, પિતા, પુત્ર વ્યક્તિને પ્રિય હોય છે, કારણ કે તેનામાં આત્મીયતા છે. કોઈ પુસ્તક અથવા ચીજ આપણને પ્રિય હોય છે, કારણ કે તે પણ આત્માને પ્રિય છે. આત્મબોધથી આનંદની પ્રાપ્તિ થાય છે. શિક્ષણમાં આત્મબોધ એ જૂનો સિદ્ધાંત છે. એને વેદો જેટલો જૂનો ગણી શકીએ. યાજ્ઞવલ્ક્ય પોતાની પત્નીને ઉપદેશ આપતિ કહેતા હતા કે આત્મબોધથી સંસારમાં બીજી કોઈ વસ્તુ મોટી નથી. દરેક મનુષ્ય જાણે કે આત્મબોધ શું છે. આત્મબોધ દ્વારા ગીતામાં વર્ણવેલ સ્થિતપ્રજ્ઞની સ્થિતિ પ્રાપ્ત થાય છે. સ્થિતપ્રજ્ઞ એટલે એનો પ્રકાશ સૂર્ય સમાન હોવો જોઈએ. વિસ્તારમા જેવી રીતે સૂર્ય બીજામાં પ્રેરણાશક્તિ ભરે છે. એના ઉદયથી પક્ષીઓ બોલે છે, ખેડૂતો ખેતરમાં જાય છે, સંસારનો વ્યાપાર શરૂ થાય છે, શીતલ મંદ સુગંધિત હવા આવે છે અને મનુષ્યનું આળસ પણ ઊડી જાય છે. સૂર્યના પ્રકાશમાં કેટલી આત્મીયતા છે. અંધકારમાં પ્રકાશ એટલે 'तमसो मा ज्योतिर्गमय'ની કલ્પના છે. સૂર્ય કોઈપણ કામ કરવા કોઈપણ માણસને સંબોધન કરતો નથી. આ આધારથી તે વ્યક્તિનું જીવન સફળ ગણાય, જેનાથી બીજાનાં સત્ કાર્યોમાં પ્રેરણા ભરી શકે છે. દેશભક્તથી દેશભક્તિની પ્રેરણા મળે, સદાચારીથી સદાચારીની પ્રેરણા મળે.

મગજ અને ચારિત્ર્યને પૂર્ણ રૂપથી વિકસિત કરવાનો પ્રયાસ કરીએ આપણી આજની શિક્ષણપ્રણાલી દૂષિત ગણાય છે વિદ્યાર્થીને માટે પરીક્ષાઓનું ભૂત ઊભું જ હોય છે આજે તો શિક્ષણનો હેતુ જીવનથી જુદો દેખાય છે, કારણ કે શિક્ષણનો મૂળ ઉદ્દેશ્ય પરીક્ષાથી નહિ પણ જીવનથી છે આપણું શિક્ષણ એટલે સ્મરણશક્તિ આથી મૌખિકતામાં ન્યૂનતા આવે છે બાળક પોતાની સ્વતંત્ર બુદ્ધિથી વિચારતા શીખતો નથી, પરંતુ બીજાની વાતો મગજને અર્પે છે દરેક મનુષ્યમાં જિજ્ઞાસા હોય છે તે જ્ઞાન માટે, વ્યક્તિત્વના વિકાસ માટે, સંસાર, પ્રકૃતિ, સમાજ તથા માનવ, બધાના સ્વભાવનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે જ્ઞાન તો વ્યક્તિના વિકાસ માટે એક સાધન ગણી શકાય પરંતુ એમ જ માની લેવું કે જ્ઞાનથી જ મનુષ્યનો વિકાસ થાય છે તે હું માનતો નથી આ આધારથી તો આપણે વૃક્ષના મૂળને વૃક્ષ માનવું પડશે

દરેક મનુષ્ય સુખ ને શાન્તિની ઈચ્છા કરે છે સમાજના જેટલા ધર્મો છે તે શાંતિ અને સુખપ્રાપ્તિ માટે જુદા જુદા માર્ગ બતાવે છે શિક્ષણનું સંચાલન પણ એવી રીતે થવું જોઈએ કે જેનાથી વ્યક્તિના જીવનમાં સુખ ને શાંતિનો વિકાસ થાય ને તેનો અનુભવ કરે આ અનુભવો કઈ રીતે પ્રાપ્ત થાય તેનો જવાબ આજની સંસ્કૃતિ ન આપી શકે આ ઉત્તર તો આપણે જૂની સંસ્કૃતિથી જ મેળવી શકીએ આપણે ગમે તેવા રસ્તા ઉપર ચાલીએ પણ આપણા કાનમાં એક જ વસ્તુ સંભળાય છે કે આપણે ભારતીય છીએ આપણા શિક્ષણનો ઉદ્દેશ ભારતીય સંસ્કૃતિનો વિકાસ પણ છે આ સંસ્કૃતિનો આપણે વિકાસ કરવા નથી માગતા તો પછી આજના શિક્ષિત નવયુવકોના જીવન શુભ થશે? તે તો ત્રિશંકુ જ થશે, મતલબ કે તે ન તો ભારતીય થાય ન તો વિદેશી થાય આપણે એમ નથી માનવાનું કે પ્રાચીન સંસ્કૃતિમાં શિક્ષણનું સંચાલન જે પ્રકારનું હતું તે જ જોઈએ આ તો મૂર્ખતા જ ગણાશે. સમાજ પરિવર્તનશીલ છે સમાજના પરિવર્તન સાથે આપણું પણ પરિવર્તન આવશ્યક છે પરંતુ એટલું પરિવર્તન માન્ય ન ગણાય કે જેમાં આપણે આપણી જાતને પણ ભૂલી જઈએ.

આજનો સમાજ ચિન્તિત છે આપણે બધાં રાષ્ટ્રોની હરિફાઈમાં રહેવાનું છે એનાથી બીજાં રાષ્ટ્રો કોશિશ કરીને પણ આપણા સુખ અને શાંતિમાં વિઘ્ન ન ઉત્પન્ન કરી શકે આપણી સભ્યતાનો ઈતિહાસ કહે છે કે ભારત શાંતિનો દૂત છે બીજા દેશોને પણ શાંતિનો ઉપદેશ આપવામાં મહાન દેશ આજે આપણા સંદેશા વિવેકાનંદ, ગાંધીજી જેવા મહાન પુરુષોએ દિશોમાં

પહોંચાય છે આપણા રાજનૈતિક કાર્યકર્તાઓએ એક ઘોષણા કરી છે કે ભારત સુખ ને શાન્તિની કલ્પના કરે છે દરેક રાષ્ટ્ર સુખ અને શાન્તિથી રહે, એ આશા છે હવે જોઈએ કે રાષ્ટ્રનો ઉદ્દેશ્ય દેશમા શાન્તિ ને સુખ સ્થાપવાનો છે આ ઉદ્દેશની પૂર્તિ સાથે આપણે શાન્તિ અને સુખના આદર્શો બીજા સામે રાખવાના છે, બાકી તોડી પાડવાના નથી રાષ્ટ્રના ઉદ્દેશની પૂર્તિ માટે આપણે વ્યક્તિને એવુ શિક્ષણ આપવાનુ છે કે આપણુ રાષ્ટ્ર બધા દેશોથી આગળ વધે ને બીજા પણ આપણને કાયર અથવા નિર્બળ ન સમજી શકે

શક્તિથી શાન્તિ નથી મળતી એ નિર્વિવાદ છે વ્યક્તિમા જેટલી શક્તિ વધુ છે તેની સાથે સાથે અશાન્તિ પણ તેટલી જ વધે છે વ્યક્તિ અથવા રાષ્ટ્ર શક્તિશાળી થાય તો તેમાની શાન્તિનો ભંગ થાય છે આ માટે જ આપણે આપણા નવયુવકોને શાન્તિનો પાઠ શીખવવો પડશે. આત્મજ્ઞાન એ એક એવુ સાધન છે કે વ્યક્તિ શાન્તિ પ્રાપ્ત કરી શકે છે આપણી ભારતીય સસ્કૃતિનો મૂળ આધાર આ જ ગણાય છે આપણી સસ્કૃતિ આત્મબોધ કરાવે છે આત્મબોધ એટલે આપણે ભારતીય છીએ એ ભૂલી ન જવુ આત્મબોધથી સાચુ સુખ અને શાન્તિ પ્રાપ્ત થાય છે, એટલે શિક્ષણનો મૂળ હેતુ આત્મબોધ હોવો જોઈએ ભાઈ, બેન, માતા, પિતા, પુત્ર વ્યક્તિને પ્રિય હોય છે, કારણ કે તેનામાં આત્મીયતા છે કોઈ પુસ્તક અથવા ચીજ આપણને પ્રિય હોય છે, કારણ કે તે પણ આત્માને પ્રિય છે આત્મબોધથી આનદની પ્રાપ્તિ થાય છે શિક્ષણમા આત્મબોધ એ જૂનો સિદ્ધાન્ત છે એને વેદ જેટલો જૂનો ગણી શકીએ યાજ્ઞવલ્ક્ય પોતાની પત્નીને ઉપદેશ આપીને કહેતા હતા કે આત્મબોધથી સસારમા બીજી કોઈ વસ્તુ મોટી નથી દરેક મનુષ્ય જાણે કે આત્મબોધ શુ છે આત્મબોધ દ્વારા ગીતામા વર્ણવેલ સ્થિતપ્રજ્ઞની સ્થિતિ પ્રાપ્ત થાય છે સ્થિતપ્રજ્ઞ એટલે એનો પ્રકાશ સૂર્ય સમાન હોવો જોऽએ વિશ્વમા જેવી રીતે સૂર્ય બીજામા પ્રેરણાશક્તિ ભરે છે એના ઉદયથી પક્ષીઓ બોલે છે ખેડૂતો ખેતરમા જાય છે, સસારનો વ્યાપાર શરૂ થાય છે, શીતલ મદ સુગધિત હવા આવે છે અને મનુષ્યનુ આળસ પણ ઊડી જાય છે સૂર્યના પ્રકાશમા કેટલી આત્મીયતા છે અધકારમા પ્રકાશ એટલે 'तमसो मा ज्योतिर्गमय' ની કલ્પના છે સૂર્ય કોઈપણ કામ કરવા કોઈપણ માણસને સબોધન કરતો નથી આ આધારથી તે વ્યક્તિનુ જીવન સફળ ગણાય જેનાથી બીજાના સત્ કાર્યોમા પ્રેરણા ભરી શકે છે દેશભક્તથી દેશભક્તિની પ્રેરણા મળે સદાચારીથી સદાચારીની પ્રેરણા મળે

આત્મબોધ માટે શિક્ષણનું સંચાલન કેવી રીતે કરવું એ આપણે વિચારીએ. આત્મબોધ પ્રકૃતિ, પુરુષ ને ઈશ્વર બધાંનો પારસ્પરિક સંબંધ સ્થાપે છે. આત્મબોધ સમજવો એટલે આખા વિશ્વનું રહસ્ય સમજવા બરાબર છે. વૈજ્ઞાનિકો ને દાર્શનિકોનો ઉદ્દેશ્ય વિશ્વના દેશોનુ રહસ્ય જાણવું તે જ છે. કેટલાય મહાન દાર્શનિકોએ પોતાના પ્રાણ આ રહસ્ય જાણવા પાછળ કાઢ્યા છે. વૈજ્ઞાનિક પણ પ્રયોગશાળામાં વિજ્ઞાનની શોધ પાછળ જ પોતાના પ્રાણ છોડે છે. તે ઉત્તર દક્ષિણ ધ્રુવ, પહાડ, સમુદ્ર, પ્રકૃતિ વગેરેને સમજવા માટે જ પ્રાણોનો ભોગ આપી ચૂકયા છે. આવા તો કેટલાય દાખલાઓ છે. દાર્શનિકો ને વૈજ્ઞાનિકોના ઉદ્દેશ્ય સમાન છે. માત્ર કાર્યપ્રણાલીનો જ ફેર છે. બન્ને વિશ્વનુ રહસ્ય જાણવા માગે છે. બન્ને આત્મબોધને આ રહસ્યથી જુદું કરવા માગતા નથી. રહસ્ય જાણવુ એ પણ મનુષ્ય માટે આવશ્યક છે, કારણ કે મનુષ્યનો આત્મબોધ રહસ્ય જાણવામા છે. વૈજ્ઞાનિકો આ રહસ્યમા વિશ્વાસ ન પણ હોય; છતા શત્રુતા તો નથી જ. એક વિચાર આવશે કે વૈજ્ઞાનિકોની શોધ આ પ્રશ્નને હલ કરી શકશે. આ વિવેચનથી સ્પષ્ટ થાય છે કે શિક્ષણનું કેન્દ્રબિન્દુ આત્મબોધ છે. ભારતીય સંસ્કૃતિની એક જ માગણી છે અને તે એ કે આ આત્મબોધ આ વસ્તુની પૂર્તિમા જ પૂર્વ અને પશ્ચિમ દેશોના શિક્ષણ વિશેષજ્ઞોના બધા આદર્શો આવી જાય છે. જીવિકા ઉપાર્જન, સમયનો સદુપયોગ, જીવનનું લક્ષ્ય, વ્યક્તિત્વનો વિકાસ, સામાજિક પ્રેરણા, ચારિત્ર્ય સંગઠન, જ્ઞાનાર્જન ઈત્યાદિ બધા ઉદ્દેશ્યો એક જ વસ્તુમાં સમાએલા છે. આ બધા ઉદ્દેશ્યો આત્મબોધના સાધન માત્ર છે, પરન્તુ દરેકને આત્મબોધ માનીએ તો આપણે આપણી સંસ્કૃતિ સાથે વિશ્વાસઘાત કરવા માગીએ છીએ એમ મનાય.

### ૫. શિક્ષણનું સંચાલન

હવે પ્રશ્ન એ છે કે આપણે શિક્ષણનુ સંચાલન કેવી રીતે કરીએ, જેનાથી દરેક મનુષ્યમાં એક જાગૃતિ ઉત્પન્ન થાય, અને તે પણ આત્મબોધની પ્રાપ્તિમાં આગળ વધે. આ પ્રશ્નોના ઉત્તરમાં એક જુદી જ ચોપડી બંધાય તેમ છે. મારો ઉદ્દેશ્ય આના વિવેચનથી નથી પ્રસંગાનુસાર થોડું માર્ગદર્શન કરું તો તે અનુચિત ન ગણાય

સહુ પ્રથમ શારીરિક વિકાસ સંસ્કૃતમા કહ્યું છે કે, "शरीरमाद्य खलु धर्मसाधनम्" ધર્મપાલન માટે શરીર એ મોટું સાધન છે. આપણે શરીર એવું બનાવવાનુ છે કે જેનાથી આપણા કાર્યમા વિઘ્નો ઉત્પન્ન ન થાય. શારીરિક વિકાસ માટે આપણે એવું શિક્ષણ આપવું છે કે દરેક વ્યક્તિ શરીરનું મહત્ત્વ જાણી શકે અને એવી સેવા કરે કે જેથી આપણે

યંત્રને વ્યવસ્થિત ચલાવવા માટે તેમાં તેલ નાખીએ છીએ. આપણે શરીરના ગુલામ નથી બનવું, પણ શરીર આપણું ગુલામ બને. આપણા કર્તવ્યપાલનમાં શરીરનો ફાળો મોટો છે. તેની આપણે કંઈ ચિંતા કરતા નથી. આપણા લોકોની સરાસરી ઉંમર ૨૭ વર્ષની ગણાય છે. શારીરિક શિક્ષણ નામનું જ અપાય છે. આજે આપણે માનસિક વિકાસ માટે ધ્યાન આપીએ છીએ, તેનાથી દશમો ભાગ પણ શારીરિક વિકાસમાં આપીએ તો આપણી દશા ખરાબ અને શોચનીય ન હોય. આજે ભારતમાં દર વર્ષે વ્યાધિથી અગિયાર કરોડ માણસો પિડાય છે, ત્રીસ લાખ લોકો મરણ પામે છે, ચાલીસ લાખ સ્ત્રીઓ ગર્ભાવસ્થા દરમ્યાન મરે છે. દસ વર્ષ સુધીનાં બાળકોની મૃત્યુસંખ્યા તો એટલી છે કે બધી મૃત્યુસંખ્યાનો ચાલીસ ટકા ભાગ કહી શકાય. એટલે જ શારીરિક શિક્ષણને પ્રથમ મહત્ત્વ આપવું જોઈએ. આજે સમાજમાં જેટલી અવ્યવસ્થા છે, તેનું કારણ આ જ છે. આપણે બીજાનાં કષ્ટથી આનંદ માણીએ, બીજાના હિતથી આપણા સ્વાર્થ સિદ્ધ કરીએ, કોઈને મદદ કરવાની જગાએ આપણે તેને ધુત્કારીએ. આ આપણામાં શિક્ષણનો અભાવ દેખાડે છે. માનસિક શિક્ષણ આપવું આવશ્યક છે પરંતુ એટલું જલદી ન કરવું જોઈએ કે આપણે હૃદયનું શિક્ષણ ભૂલી જઈએ. જ્યાંસુધી આપણે હૃદયના શિક્ષણ માટે ધ્યાન ન આપીએ ત્યાં સુધી આપણે સભ્ય ન બની શકીએ. આપણે બીજાનો આદર મેળવવો હોય તો આપણે પણ બીજાનો આદર કરવો જોઈએ. ચાહે મોટો હોય ચાહે નાનો હોય. કોમળ ભાવનાઓ વિચારશક્તિથી સંબંધિત છે. વિચારશક્તિની શિક્ષણમાં સેવાભાવ, લલિતકલા, મહાનના દરેક માટે પ્રેમ એ પણ આત્મીયતા છે. મનુષ્યને ભાવનાપ્રધાન બનવું છે. એનાથી હૃદય પવિત્ર થાય છે, ઉદારતા આવે છે અને બીજા માણસો આપણને સમજી શકે ને આપણે બીજાને સમજી શકીએ. જ્યા સુધી આપણે પોતાને સમજી શકતા નથી ત્યાં સુધી બીજાને સમજવાની શક્તિ ક્યાંથી હોય? આ એક સત્ય કલ્પના છે. ત્રીજુ રૂપ જ્ઞાનાત્મક છે. આ બધી વસ્તુઓ એકત્ર થવાથી મનુષ્ય પૂર્ણ બને છે. પૂર્ણતા એટલે આત્મબોધ.

આગળ હુ જ્ઞાનાત્મક અંગના-સંબંધમાં આવશ્યક વિચાર કરીશ. શારીરિક ને કોમળ ભાવનાઓ માટે હુ મારા વિચાર બીજી ચોપડીમાં-જણાવીશ. માનસિક શિક્ષણમાં-જ્ઞાનાત્મક અંગ મુખ્ય ગણાય છે. આ શિક્ષણનું સંચાલન કેવી રીતે કરવું તે વિચારવું એ પ્રથમ ધ્યેય રાખવામાં આવ્યુ છે.

[ ૨ ]

## શિક્ષક

શિક્ષણની સફળતાનો આધાર હમેશા શિક્ષક પર જ હોય છે કેળવણી-ખાતુ સારો પાઠ્યક્રમ ઘડી આપે તોપણ શિક્ષકમા–અયોગ્યતા હોય તો તેનો પરિશ્રમ વ્યર્થ જાય શિક્ષણ એટલે કઈ સસ્તી વસ્તુ નથી આજના સમયમા ભણેલો વર્ગ મોટે ભાગે એક જ ધધો પકડે છે અને તે–શિક્ષકનો અને તેમના સંયોગ થાય છે કે જે માણસો ચારિત્ર્યહીન હોય, દુરાચારી હોય અને પોતાના આત્માને અશાન્તિ આપે તેવા હોય એવા માણસો શા માટે આ બધાને અપવિત્ર બનાવતા હશે? જૂના સમયમા આપણે જોઈએ કે એક વિદ્યાર્થી ગુરુકુળમાથી અધ્યયન કરીને જ્યારે સ્વગૃહે જતો હતો ત્યારે તેના ઉપર જે કઈ છાપ પડતી હતી તે તેના શિક્ષકની ગમે ત્યા જાય તો તેનો આદરસત્કાર થતો અને પૂછવામાં આવતુ હતું કે તે કોનો શિષ્ય છે વિદ્યાર્થીના જીવનમા કઈ પણ સારી કેળવણી આપવા માટે જો કોઈ મનુષ્ય હોય તો તે શિક્ષક જ છે એટલે શિક્ષકનું સ્થાન મહત્ત્વનું છે અને ગધા કના મોટુ પણ સ્વીકાર્યુ છે કે

**गुरु गोविंद दोनों खड़े काके लागु पाय ।**
**बलिहारी गुरु आपने जिन गुरु दियो बताय ।**

માત્ર વિદ્યાર્થીથી તો ગુરુનુ સ્થાન ઈશ્વર કરતા મોટુ છે ઈશ્વર એમને જન્મ આપનાર અને માગનાર શિક્ષક જીવન આપનાર છે કેવી મોટી આદર્શની કલ્પના? શિક્ષણ રૂપી જીવનની નાવડી વિના ઉપર લઈ જનાર તો શિક્ષકરૂપી નાવિક જ ગણાય બાળક કઈ આવડ્યુ હશે એ એના હાથમાં છે જો બાળક સાગર ગણાય તો શિક્ષકની મહત્તા છે જો તેની શક્તિ દીનતાનો અન્ત ન આવે તો હું માનું છું કે શિક્ષકમા જ ખામી છે શિક્ષક બાળકના ગુરુ જીવનની કલ્પના છે તેના ઉપર જ સમાજની શક્તિને

ખીલવનાર છે. શિક્ષકમાં આદર્શભાવના જોઈએ. તેના વ્યક્તિત્વની છાપ વિદ્યાર્થી પર પડવી જોઈએ. આથી જ વિદ્યાર્થી પોતાના માર્ગ પર જવામાં સફળ થશે. ચારિત્ર્ય, બુદ્ધિ, નૈપુણ્ય આ બધા જ ગુણો શિક્ષકમાં હોવા જરૂરી છે. કેટલી પણ કઠોર પરીક્ષા થાય તોપણ શિક્ષક તેમાં પાર ઊતરે. આ બધામાં મહત્ત્વની વસ્તુ ચારિત્ર્યબળ છે. અંગ્રેજીમાં પણ કહ્યું છે:

"If money is lost, nothing is lost.
If health is lost, something is lost.
If character is lost, everything is lost."

કાવ્ય, સંગીતને જેવી રીતે આપણે કળા માનીએ છીએ તેવી જ રીતે શિક્ષણ પણ એક સાચી કળા છે. કવિ અને સંગીતજ્ઞ કેટલાય પ્રકારના હોય છે; એવી રીતે શિક્ષક પણ કેટલાય પ્રકારના હોય છે. કાવ્યશક્તિ, સંગીતશક્તિ આ દૈવી શક્તિઓ ગણાય છે. દરેક માણસમાં આ પ્રતિભા હોતી નથી. આ ગુણ જો ન હોય તો શબ્દે શબ્દ જોડવાથી કવિતા ન બને. કદાચ બને તોપણ એનામાં પ્રાણ ન હોય. વ્યર્થ રાડો પાડવાથી કોઈને સંગીતજ્ઞ ન ગણી શકાય.

આ જ વસ્તુ શિક્ષકને માટે પણ કહી શકાય. કેટલાય માણસો તો શિક્ષણકાર્યમાં એટલા અયોગ્ય હોય છે કે તેમને આપણે શિક્ષક બનાવીને પણ મહાન ભૂલ કરીએ છીએ. ભૂલ તો ખરી જ પણ સાથે સાથે સમાજને અને બાળકોને પણ અન્યાય કરીએ છીએ. આજે કેળવણી એટલી વધી ગઈ છે કે દેશમાં લાખો શિક્ષકોની આવશ્યકતા છે. પણ શિક્ષકોની માગ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ શિક્ષકોના આદર્શ ભૂંસાતા જાય છે. ખરેખર આ હાસ્યમય વસ્તુ લાગે તેવી છે. પણ માગ વધારે એટલે ગમે તે માણસ પેસી શકે ને એનાથી સાચા માણસોને ગેરલાભ જ થાય છે. કેટલાકનાં જીવન તો એટલાં પતિત હોય છે કે તેઓને જે ધોરણ સોંપવામાં આવે તેમા તે પોતાના સાગ વિચારો વ્યક્ત નથી કરી શકતા. એના બદલામાં વિદ્યાર્થીઓને ગાળો દે, જેમ તેમ બોલે. તો પછી એ ભણાવશે શું? વિદ્યાર્થી પાસેથી શિક્ષક આદરની આશા રાખે છે પણ તે સામા આદર ન બતાવે તો તેને ક્યાંથી મળે? આપણે કહીએ તમે સારા બનો, પણ આપણે કેવા છીએ તે જોતા નથી. મારા સાત વર્ષના અનુભવમાં મેં કેટલાય પ્રસંગ જોયા છે. આદર્શ સંસ્કૃતિને માનનારા—ભારતીય શિક્ષણ આને જ કહે તો હું કહું છું કે ભારતનું મહાન દુર્ભાગ્ય છે. તેઓની આર્થિક સ્થિતિ અને

# [ ૨ ]

## શિક્ષક

શિક્ષણની સફળતાનો આધાર હમેશા શિક્ષક પર જ હોય છે કેળવણી-ખાતુ સારો પાઠ્યક્રમ ઘડી આપે તોપણ શિક્ષણમા-અયોગ્યતા હોય તો તેનો પરિશ્રમ વ્યર્થ જાય શિક્ષણ એટલે કઈ સસ્તી વસ્તુ નથી આજના સમયમા ભણેલો વર્ગ મોટે ભાગે એક જ ધધો પસદ કરે છે અને તે–શિક્ષકનો મને લખતા સકોચ થાય છે કે જે માણસો ચારિત્ર્યહીન હોય, દુરાચારી હોય અને પોતાના આત્માને અશાતિ આપે તેવા હોય એવા માણસો શા માટે આ બધાને અપવિત્ર બનાવતા હશે? જૂના સમયમા આપણે જોઈએ તો એક વિદ્યાર્થી ગુરુકુળમાથી અધ્યયન કરીને જ્યારે સ્વગૃહે જતો હતો ત્યારે તેના ઉપર જે કઈ છાપ પડતી હતી તે તેના શિક્ષકની ગમે ત્યા જાય તો તેનો આદરસત્કાર થતો અને પૂછવામા આવતુ હતુ કે તે કોનો શિષ્ય છે વિદ્યાર્થીના જીવનમા કઈ પણ સારી કેળવણી આપવા માટે જો કોઈ મનુષ્ય હોય તો તે શિક્ષક જ છે એટલે શિક્ષકનુ સ્થાન મહત્ત્વનું છે અને બધા કરતા મોટુ પણ કબીરે કહ્યુ છે કે

**गुरु गोविंद दोनों खड़े काके लागु पाय ।**
**बलिहारी गुरु आपने जिन गुरु दियो बताय ।**

મારા વિચારોથી તો ગુરુનું સ્થાન ઈશ્વર કરતા મોટુ છે ઈશ્વર એ જન્મ આપનાર અને મારનાર શિક્ષક જીવન આપનાર છે કેટલી મોટી આદર્શની કલ્પના? શિક્ષણ રૂપી જીવનની નાવને કિનારા ઉપર લઈ જનાર તો શિક્ષકરૂપી નાવિક જ ગણાય બાળક કઈ બાજુ જશે, એ એના હાથમા છે જો બાળક આગળ ગણાય તો શિક્ષકની મહત્તા છે જો તેની ચારિત્ર્યહીનતાનો અન્ત ન આવે તો હું માનુ છુ કે શિક્ષા મા જ ખામી છે શિક્ષક બાળકના સુદર જીવનની કલ્પના છે તેના હૃદય અને સમાજની શક્તિને

ખીલવનાર છે શિક્ષકમાં આદર્શભાવના જોઈએ તેના વ્યક્તિત્વની છાપ વિદ્યાર્થી પર પડવી જોઈએ આથી જ વિદ્યાર્થી પોતાના માર્ગ પર જવામા સફળ થશે ચારિત્ર્ય, બુદ્ધિ, નેતૃત્વ આ બધા જ ગુણો શિક્ષકમા હોવા જરૂરી છે કેટલી પણ કઠોર પરીક્ષા થાય તોપણ શિક્ષક તેમા પાર ઊતરે આ બધામા મહત્ત્વની વસ્તુ ચારિત્ર્યબળ છે અંગ્રેજીમા પણ કહ્યુ છે

"If money is lost, nothing is lost
If health is lost, something is lost
If character is lost, everything is lost."

કાવ્ય, સંગીતને જેવી રીતે આપણે કળા માનીએ છીએ તેવી જ રીતે શિક્ષણ પણ એક સાચી કળા છે કવિ અને સંગીતજ્ઞ કેટલાય પ્રકારના હોય છે, એવી રીતે શિક્ષક પણ કેટલાય પ્રકારના હોય છે કાવ્યશક્તિ, સંગીતશક્તિ આ દૈવી શક્તિઓ ગણાય છે દરેક માણસમા આ પ્રતિભા હોતી નથી આ ગુણ જો ન હોય તો શબ્દે શબ્દ જોડવાથી કવિતા ન બને કદાચ બને તોપણ એનામા પ્રાણ ન હોય વ્યર્થ નાદ પાડવાથી કોઈને સંગીતજ્ઞ ન ગણી શકાય

આ જ વસ્તુ શિક્ષકને માટે પણ કહી શકાય કેટલાય માણસો તો શિક્ષણમાર્ગમા એટલા અયોગ્ય હોય છે કે તેમને આપણે શિક્ષક બનાવીને પણ મહાન ભૂલ કરીએ છીએ ભૂલ તો ખરી જ પણ સાથે સાથે સમાજને અને બાળકોને પણ અન્યાય કરીએ છીએ આજે કેળવણી એટલી વધી ગઈ છે કે દેશમા લાખો શિક્ષકોની આવશ્યકતા છે પણ શિક્ષકોની માગ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ શિક્ષકોના આદર્શ ભૂંસાતા જાય છે ખરેખર આ હાસ્યમય વસ્તુ લાગે તેવી છે પણ માગ વધારે એટલે ગમે તે માણસ પેસી શકે ને એનાથી સાચા માણસોને ગેરલાભ જ થાય છે કેટલાકના જીવન તો એટલા પતિત હોય છે કે તેઓને જે ધોરણ સોંપવામા આવે તેમા તે પોતાના સારા વિચારો વ્યક્ત નથી કરી શકતા એના બદલામા વિદ્યાર્થીઓને ગાળો દે, જેમ તેમ બોલે તો પછી એ ભણાવશે શુ? વિદ્યાર્થી પાસેથી શિક્ષક આદરની આશા રાખે છે પણ તે સામા આદર ન બતાવે તો તેને ક્યાથી મળે? આપણે કહીએ તમે સારા બનો, પણ આપણે કેવા છીએ તે જોતા નથી મારા ચાર વર્ષના અનુભવમા મે કેટલાય પ્રસંગ જોયા છે આદર્શ સંસ્કૃતિને માનનારા–ભારતીય શિક્ષણ આને જ કહે તો હુ કહુ છુ કે ભારતનુ મહાન દુર્ભાગ્ય છે તેઓની આર્થિક સ્થિતિ અને

સામાજિક સ્થિતિ સુધારવાની આપણે ઇચ્છા કરીએ છીએ. ક્યારથી? પ્રારંભથી કે અંતથી? હું માનું છું કે શિક્ષકને પૂરતો પગાર તો નથી જ મળતો. આ જ એક મોટું કારણ છે કે યોગ્ય માની આ ધંધામાં ઓછા આવે છે, અને તકસાધુઓ આ ધંધામાં ઘૂસી જાય છે. શિક્ષકમાં કેવા ગુણો જોઈએ તે લખવા મારી પાસે સમય નથી, જ્યારે બીજી ચોપડી લખવાની તક મળશે ત્યારે હું અવશ્ય લખીશ. અહીં મારું ધ્યેય શિક્ષણશાસ્ત્ર ઉપર વિચાર કરવાનું છે. ટૂંકમાં જ્યાં સુધી આપણે શિક્ષકના થોડા ગુણો પર દૃષ્ટિપાત ન કરીએ ત્યાં સુધી શિક્ષણની સફળતા અધૂરી જ છે, કારણ કે શિક્ષક એ ઊંચ જાતનો વિમો છે.

શિક્ષકથી બાળક ગુણો અને આદર્શ જૂએ છે ને શીખે છે. ચોપડીઓમાં બધી વસ્તુઓ મળતી નથી. બાળક માટે કેવા રહેવું જોઈએ તે ધ્યાનમાં રાખે તે જ શિક્ષક. બાળક જે કંઈપણ શીખશે તે શિક્ષક પાસેથી જ. વધારે સમય તો બાળકને શિક્ષક પાસે જ ગાળવાનો હોય છે. કેટલાક શિક્ષકો તો બાળકોને એવી કલ્પના આપે છે કે જેનાથી તે જીવનમાં યોગ્ય માણસ બની જાય છે અને શિક્ષકની આજીવન પૂજા કરે છે. શિક્ષકને બાળકમાં વિવેક છે કે નહિ તે જોવું જોઈએ. સંસ્કૃતમાં કહ્યું છેઃ

**विद्या विनयेन शोभते ।**

કબીરે પણ કહ્યું છેઃ

**पोथी पढ़ि पढ़ि सब मूआ,**
**पण्डित थया न कोयी ।**

એ માટે શિક્ષકે પ્રથમ વિનયી બનીને બાળકોને વિનયના પાઠ ભણાવવા જોઈએ. નહિતર બાળક પશુ રહેવાના. જો તેના ઉપર આવશ્યક નિયમન ન રાખીએ તો શિક્ષણકાર્ય સફળ થાય નહિ. આપણે વર્ગમાં વિનય સ્થાપિત કરવાનો પ્રયાસ કરીએ, પરંતુ એનું તાત્પર્ય એ નથી કે બાળક પોતાનું વ્યક્તિત્વ ન વિકસાવી શકે. આવો જો આપણે અર્થ કરીએ તો બાળકનો વિકાસ ન થાય. વર્ગમાં બાળક આપણને જે કંઈ પૂછે તેની શંકાનું સમાધાન સારી રીતે કરી શકીએ, એવી યોગ્યતા આપણામાં હોવી જોઈએ. એ પૂછે ને આપણે કહીએ, "બેસી જા, તું મારી પરીક્ષા લેવા માગે છે"? તો ખરેખર શિક્ષણપ્રગતિનો એ ભંગ કરવા સમાન છે. તેના વિચારો વિકસાવવાને બદલે નષ્ટ કરવાનો પ્રયાસ કરીએ છીએ. એક નવો પ્રશ્ન છે કે વર્ગમાં વિનય કેવી રીતે સ્થાપી શકાય?

આપણે જોઈએ છીએ કે બાળકનું ભણવામાં ચિત્ત ચોંટતું નથી. મારા માનવા પ્રમાણે આ અવિનયનું જ કારણ છે. બીજું કારણ એ પણ ગણી શકાય કે બેદરકાર રહેવાથી વર્ગના બધા જ બાળકો અનિયમિત હોય. કારણ કે **શૂન્ય મગજ રાક્ષસની કાર્યશાળા છે.** જ્યારે આપણે મગજને શૂન્ય રાખીશું ત્યારે જ આપણામાં દુરાચારી ભાવ આવી શકશે. એ માટે આવશ્યક છે કે શિક્ષક વિદ્યાર્થીને એવી તક ન આપે કે જેથી તે બિનજરૂરી વાતો કરી શકે. બાળક જો બેદરકાર હોય તો તેનામાં અનિયમિતતા આવે. કારણકે ચંચળતા એ બાળકનો સ્વભાવ છે. એને માટે કંઈ કંઈ તૈયારી કરે એવું આપણે તેને કામ સોંપવું જોઈએ. શિક્ષક પાઠ એવી રીતે તૈયાર કરાવવો જોઈએ કે એને આગળ માટે શું કરવાનું છે એવું પણ ધ્યાન રાખી શકે. શિક્ષકની પૂર્વ તૈયારી જ બાળકને કામમાં લીન રાખી શકે છે.

અવકાશ હોય ત્યારે વિદ્યાર્થી સમયને નિયમિત યોજનાનુસાર વ્યતીત કરે. અનિયમિતતા એ એક દોષ છે, ભલે તે થોડા સમય માટે હોય કે વધુ સમય માટે. આપણે એક ઉદાહરણ જોઈએ. આપણે ફાજલ સમયમાં દરેક વર્ગ માટે રમતગમત યોજના બનાવી શકીએ. આનાથી દરેક વર્ગ આપણી સીમામાં રહેશે. કઈ પણ કાર્ય કરવું એવી નિયમિતતા બાળકોમાં આવશે. જીવન રૂપી નૌકાને સફળ બનાવવા માટે આ શક્તિ ઘણી જ આવશ્યક છે. જે વ્યક્તિ ક્રિયાશીલ છે, સફળતા તેમની પાછળ પાછળ ફરે છે. દા. ત. એક વખત નેપોલિયન બોનાપાર્ટ સેના સાથે આલ્પ્સ પર્વત ઓળગવાની ઈચ્છા કરતો હતો. એના સિપાઈઓ મોટા પર્વત જોઈ ગભરાઈ ગયા. તેમણે કહ્યુ કે તેઓ તે મોટા પહાડ કેવી રીતે ઓળંગશે. નેપોલિયને જવાબમાં જણાવ્યુ કે આલ્પ્સ પર્વત તેમને રસ્તો આપશે. એ જ થયુ. બધા લોકોએ આલ્પ્સ પર્વત ખોદી કાઢ્યો અને રસ્તો થયો. એટલે મનુષ્યમા કાર્ય કરવાનુ દઢ મનોબળ હોય તો સફળતા મળે જ. ગીતામાં કહ્યુ છે

**कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन ।**

આપણે ઘોડાને પાણી પાવા લઈ જઈએ છીએ, પણ પાણી તો ઘોડાને જ પીવાનુ છે ને ! એટલે કે શિક્ષક તો વિદ્યાર્થીના ભાવી જીવનનો પથદર્શક છે. તેના આધારે વિદ્યાર્થીને આગળ વધવું છે. 'ગુરુ વિના જ્ઞાન મળતું નથી.' એવી માન્યતા આપણા શાસ્ત્રમા છે. વર્ગમા ભણાવતી વખતે દરેક વિદ્યાર્થીની મનોવૃત્તિનુ ધ્યાન રાખવું પડશે બાળકની મનોવૃત્તિ જાણ્યા વિના

જો આપણે આગળ વધીશું તો એ સાચી શિક્ષા ન કહેવાય. શિક્ષકે મનોવિજ્ઞાનનો અભ્યાસ કરવો જોઈએ. આજે કેટલાય બી. ટી. શિક્ષકો મેં જોયા છે, તેમનામાં તેનું અભિમાન છે પણ સાચી યોગ્યતા નથી. વિદ્યાર્થીને જ્યાં સુધી તમે ન સમજો અને વિદ્યાર્થી તમને ન સમજે ત્યાં સુધી મેળવેલા પ્રમાણપત્રની કીંમત શું ગણાય? મનોવૈજ્ઞાનિક સત્ય છે કે શિક્ષક શિક્ષણનો એક આધાર છે. સાચી ભાવના મિનકેળવાયેલ શિક્ષકોમાં મેં જોઈ છે. વિદ્યાર્થીના શિક્ષણની પ્રગતિનો હેવાલ આપણી પાસે હોવો જોઈએ, જેનાથી આપણે એક શોધ કરી શકીએ કે આપણાં બાળકોને સમજાણ પડે છે કે નહિ. અને ન પડતી હોય તો તેને સમજણ પડે તેવી રીતે ભણાવી શકીએ. કેટલાય શિક્ષકો મને કહે છે કે આપણે ભણાવવું, પણ બી. ટી. એટલે શું છે તે હું સમજતો નથી. હું તો એટલુ માનું છું કે આપણે શિક્ષક થઈને વિદ્યાર્થીની સામે આપણા ભાવ સારી રીતે રજુ કરી શકીએ અને વિદ્યાર્થી તેમના ભાવ આપણી પાસે રજુ કરી શકે.

આપણે બાળકોની શારીરિક પરીક્ષા તથા તેનાં અંગોનું ધ્યાન રાખવું જરૂરી છે. એ આપણે વિદ્યાર્થીના ઊભા થવાથી, બેસવાથી, ઊઠવાથી જાણી શકીએ.

કોણ કહે છે કે માનસિક વિકાસ આવશ્યક નથી! શારીરિક વિકાસને પણ ભૂલી શકાય તેમ નથી. દા. ત. મે મારા દીકરાને સાતમા વર્ષે પહેલા ધોરણમાં ભણવા મૂક્યો. કેટલાક લોકોને આશ્ચર્ય થયું કે અમારાં આઠ વર્ષનાં બાળકો બીજા ધોરણમાં અભ્યાસ કરે છે! મને હસવું આવ્યું અને જોડે જોડે મારું બાળપણ યાદ આવ્યું, કારણ કે મને પણ સાતમા વર્ષે શાળામાં બેસાડવામાં આવેલો. આજે હું ઓગણત્રીસ વર્ષની ઉંમરમાં એક શિક્ષિત વ્યક્તિ છું. કેટલાય લોકો કહે છે કે પાંચ વર્ષના બાળકને ભણવા મૂકવો જોઈએ, પણ જ્યાં સુધી બાળકનું મગજ સારી રીતે વિકસિત ન થાય ત્યાં સુધી તેને ભણવા મૂકવો તે તેની સાથે અન્યાયભર્યું વર્તન કહેવાય. જ્યાં સુધી બાળક ભણે છે ત્યાં સુધી આપણે ધ્યાન રાખવું જોઈએ. ઊભા થવા ઉપર, બેસવા ઉપર, રમત ઉપર, તથા બોલી ઉપર અને કોઈપણ વિષયની ખોટી આદત ઉપર ધ્યાન રાખવું જોઈએ.

શિક્ષક બાળક માટે આદર્શરૂપ છે. બાળકનાં આચરણ અને વ્યવહાર ઉપર શિક્ષકનો ઘણો પ્રભાવ પડે છે. કેટલીય રીતે બાળક તેનાથી મોટી ઉંમરના

માણસો પાસેથી શીખે છે. શિક્ષકનો પણ તેમાં અગત્યનો ફાળો હોય છે. આવા મનુષ્યોએ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે તેઓ બાળક આગળ મોટા દાખલાઓ ન મૂકે કે જેથી બાળક તેનુ ખોટું અનુકરણ ન કરે, કારણ કે બાળકમાં અનુકરણ કરવાની વૃત્તિ સ્વાભાવિક છે. જ્યારે બીજા સ્થાન પર હું ગયો ત્યારે મને કહેવામાં આવ્યું કે વિદ્યાર્થીઓ ખરાબ હોતા નથી. મને અનુભવ થયો કે તેમાં શિક્ષકનો પણ દોષ છે. જે શિક્ષકો બાળકોની ઉન્નતિમાં સાચો રસ ધરાવે છે તેઓને માટે બાળકો પ્રત્યે ઉચ્ચ શ્રદ્ધા હોય છે. આવા શિક્ષકો બાળકોમાં પરિવર્તન લાવી શકે છે. કેવળ શિક્ષણસિદ્ધતિમાં જ રસ રાખે તેમાં શિક્ષકો આદર્શ શિક્ષક ન જ કહેવાય. આવા શિક્ષકો તો સ્ટેશન પર ફરતા કૂલી જેવા હોય છે, જે પારસલનું બંડલ લાવીને ગાડીમાં નાખી દે છે. તે ધ્યાન રાખતો નથી કે પારસલ તૂટશે યા બચશે. આવા શિક્ષકોની નિંદા કરવામાં મને જરાય લાજ કે શરમ આવતી નથી. કેટલાંય શિક્ષણશાસ્ત્રોમાં મોટી મોટી વાતો લખેલી હોય છે, પરંતુ તે આધારે ન માની લેવી જોઈએ. ક્યા અવસર પર શું કરવું, તે બાબતનુ વ્યાવહારિક જ્ઞાન શિક્ષકે મેળવવું જરૂરી છે. શિક્ષકમાં બાળકની જરૂરિયાતો, ઇચ્છાઓ અને પ્રવૃત્તિઓનું જ્ઞાન આવશ્યક છે. આ જ્ઞાનથી બાળકોને સારામાં સારો લાભ મળે છે.

આજનો સમાજ એટલો વિકાસ પામ્યો છે કે વ્યક્તિને સમાજથી અલગ કરી શકીએ નહિ, પરતુ વ્યક્તિને આપણે સ્વતંત્રતા આપી શકીએ. તે સમાજમાં અડચણ રૂપ થાય તો આપણે તેને માટે કડક બનવું પડે છે. એટલે કે વ્યક્તિના સ્વાર્થો અને સમાજના સ્વાર્થો એક બીજા પર અવલંબે છે. બાળકને શિક્ષણ આપવામાં માનનાર શિક્ષકે બાળકને શારીરિક અને માનસિક જ્ઞાન આપવું જરૂરનુ છે. આ માટે શિક્ષકે ભિન્ન ભિન્ન સમાજની પ્રવૃત્તિઓમાં બાળકને લઈ જવું જોઈએ. બાળકમાં પૂર્વના સંસ્કારોનો પણ વારસો હોય છે. આ કુસંસ્કારો નષ્ટ થાય એ માટે પણ શિક્ષક એ એક અગ્રગણ્ય જવાબદાર ગણાય. આપણે સંસ્કારોનુ એવું પરિવર્તન નથી કરવું કે જેથી સોનાનું પિત્તળ બને. અભણ યાને અજ્ઞાનતાનો વિકાસ ક્રમશઃ થાય છે. આપણા પૂર્વજો જે વસ્તુથી અજાણ હતા તે આજે આપણે માટે સરળ બની છે. સભ્યતાના વિકાસમાં શિક્ષકોનો ફાળો ઘણો મહત્ત્વપૂર્ણ છે. બાળક એ જ ભાવિ નવયુવક. એનો આપણે વિકાસ ન કરીએ તો પછી સભ્યતાનો વિકાસ કેવી રીતે થશે? જો શિક્ષક ભણાવવા પૂરતુ જ ધ્યાન ન આપે તો તે પોતાનુ કર્તવ્યપાલન સારી રીતે નથી કરી શકતો. ભણાવવું એટલે કે કંઈ

એટલે આગળ વધવું. શિક્ષકમાં આવી યોગ્યતા જોઈએ કે તે નાના વિષયો ૨ સમજાવી શકે. જો એ નાની નાની બાબતોનું વિશ્લેષણ કરી ન શકે તો બાળકોનું પણ વિશ્લેષણ ન કરી શકાય અને બાળકોની વૃદ્ધિ ન થાય. શિક્ષકને જાણવું જોઈએ કે શિક્ષણનો ઉપયોગ શા માટે છે? આ વિષય સમજાવવા અને સમજવા માટે પોતાના વિષય પૂરતું જ જ્ઞાન નહિ પણ બીજા વિષયોનું જ્ઞાન પણ આવશ્યક છે. આ જ્ઞાન હોય ત્યારે જ તે સારી રીતે શિક્ષણ આપી શકે. જો શિક્ષક આ જ્ઞાનમાં સફળ થાય તો બાળકનું બધું જ્ઞાન આ અનુભવનાં જ અંગ હશે. આવી રીતે વિભિન્ન વિષયોમાં સમાનતા સ્થાપિત કરવી આવશ્યક છે. આ વિભિન્ન વિષયોને સમજવા માટે આલોચના થઈ શકે. આલોચના 'લુચ' ધાતુથી બનેલો શબ્દ છે. તેનો અર્થ ચારે બાજુથી વસ્તુને જોવી. વિષયમાં એકલા દોષ કાઢવા એ પણ સારું નથી અને પ્રશંસા કરવી એ પણ યોગ્ય નથી. આલોચના એટલે સાચી કસોટી.

यथा चतुर्भिः कनकं परीक्ष्यते
निघर्षणच्छेदन ताप ताडनैः।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते
ज्ञानेन शीलेन गुणेन कर्मणा॥

બાળક હંમેશાં દરેક વસ્તુને સ્પષ્ટ રીતે સમજે છે. કેટલાક માણસો કહે છે કે જે વસ્તુ સૌથી પ્રથમ બાળકની સામે આવે તેના પ્રતિ તેનું આકર્ષણ હોય છે. તે શીખવાનો પ્રયત્ન કરે છે, પરંતુ આ વાત નથી. કોઈ પણ કાર્ય કર્યા વિના તે તેની ઉપયોગિતાનો પૂર્ણ વિચાર કરે છે. જો આ વાત ન હોત તો તે કંઈ પણ ન શીખી શકત. શિક્ષકને માટે ઉચિત છે કે બાળકમાં જે આલોચનાશક્તિ છે તે બરાબર છે. જો આપણે બાળકની શક્તિનો ખ્યાલ કરીએ તો તેના વિકાસનાં સાધનોને આપણે કમજોર બનાવીએ. શિક્ષકને માટે આવશ્યક છે કે તે હંમેશાં બાળકને પ્રશ્ન પૂછવા માટે ઉત્તેજિત કરે. કેટલાય શિક્ષકો, બાળકો પ્રશ્ન પૂછે છે એટલે ગભરાય છે. અને તેને અવિનયનું ચિહ્ન સમજે છે. પરંતુ આવું માનનાર શિક્ષકની વાત અયોગ્ય છે. આવું કારણ એ છે કે તેમને પોતાના જ્ઞાન ઉપર વિશ્વાસ નથી, એટલે પ્રશ્નનો જવાબ આપતાં ગભરાય છે. પોતાના વિચારોથી વિદ્યાર્થીના વિચારો ભલે મેળ ખાતા ન હોય, પણ યોગ્ય શિક્ષક વિદ્યાર્થીથી કદી નારાજ થતો નથી. એ જાણીને તો એને ખુશી થવી જોઈએ કે વિદ્યાર્થીમાં તર્ક કરવાની શક્તિ છે. શિક્ષકમાં એ ઉદારતા હોવી જોઈએ. દા. ત. ભૃગુઋષિએ

નવી વસ્તુ શીખવવી. શિક્ષક વિદ્યાર્થીને ભણાવે છે શીખવવા માટે. બાળક કંઈપણ ન શીખે તો તેના બધા ગુણો નકામા ગણાય. બાળકને શિક્ષણ આપવું એટલેથી જ શિક્ષણ કાર્ય પત્યું એમ ન કહેવાય. એનાથી વિદ્યાર્થી શું શીખે છે અને તેનું પરિણામ કેવું આવે છે, એનાથી વિદ્યાર્થીમાં જે ભાવના ઉત્પન્ન થાય છે તેનાથી શિક્ષણની સાચી કસોટી છે. જો શિક્ષક સારો હશે તો તે જાણવાની કોશિશ કરશે કે વિદ્યાર્થી શું અનુભવે છે અને તેની શી આવશ્યકતાઓ છે.

બાળકની જરૂરિયાતો જાણવી એ કઠિન કાર્ય છે, કારણકે તેમાં સમાનતાથી વધારે ભિન્નતા હોય છે. યોગ્યતા, સ્વભાવ અને ઈચ્છા પણ સમાન હોતી નથી. કોઈ એક વિષયમાં સારો હોય છે તો કોઈ બીજા-વિષયમાં સારો હોય છે. દરેકની વ્યકિતગત ઈચ્છાઓ અને ભિન્નતાઓ જાણીને-ચાલવું તે સરળ કાર્ય નથી આજ-બાબતમાં શિક્ષકની પરીક્ષા થાય છે. શિક્ષકને વર્તમાન અવસ્થામાં પણ સુધારા કરવાના છે તેના ભવિષ્ય માટે પણ ધ્યાન આપવાનું છે. શિક્ષક વિદ્યાર્થીના શાળામા થતાં બધા કાર્યો વિષે એમ જ માનીને ચાલે કે આ બધાં કાર્યો તેના ભાવિના જીવનનાં કાર્યો છે, એટલે કે શાળાના સમયને કોઈને કોઈ રીતે ઉપયોગમાં લેવા એ આવશ્યક છે. આ વસ્તુ સાચી છે કે શિક્ષક પોતાનુ કાર્ય એવી રીતે નથી કરી શકતો કે દરેક વિદ્યાર્થીને સમાન લાભ મળે. પરંતુ ચતુર શિક્ષક એટલુ તો ધ્યાન રાખે છે કે દરેક રીતે વિદ્યાર્થીને હિતકારક થાય અને સંપર્કથી થોડો ઘણો લાભ અવસ્ય મળે. કેટલાક વિદ્યાર્થી સારો લાભ મેળવે જ્યારે કેટલાક-ઓછો મેળવે આથી સ્પષ્ટ થાય છે કે -શિક્ષકનુ કાર્ય મહાન છે દરેક શિક્ષક સફળતાપૂર્વક આ કામ નથી કરી શકતા. સફળ શિક્ષક બનવું એ કુદરતી છે. આ કારણને લઈને પોતાની સર્વ શકિતનો ઉપયોગ કરીને શિક્ષક શિક્ષણ આપવું આ માન્યતા સાચી છે.

કર્તવ્યપાલન માટે શિક્ષકને કેટલીક વાતો જાણવી જરૂરની છે. શિક્ષક બાળકને જીવન માટે તૈયાર કરે છે એટલે જીવનની બધી જ સમસ્યાઓથી શિક્ષકે પરિચિત રહેવું જોઈએ. કેટલીક વખત જોવામાં આવે છે કે શિક્ષકનું જીવન શાળા સુધી સિમિત હોય છે એટલે કે તે કેવળ શાળામાં શું બને છે તે જાણવા ઇંતેજાર હોય છે અને ફક્ત શાળામાં ચતુ કામ જ તે જાણે છે. બહારના જગતમાં શું થાય છે, તે જાણવા તે આતુર હોતો નથી. શિક્ષકોની આવી સ્થિતિ ઉપર મને દયા આવે છે. આવા શિક્ષકો બાળકોને કેવી રીતે મદદ કરશે ?

શિક્ષકને માટે તેના વ્યકિતત્વનો પૂર્ણ વિકાસ જરૂરી છે. તેના અનુભવનું ક્ષેત્ર એટલુ વિશાળ જોઈએ કે બાળકના દરેક વિષયમાં તે સાચી સલાહ આપી શકે. આ રીતે શિક્ષક એ બાળકનો સાચો સલાહકાર ગણાય. બાળકમાં તે ભાવો અને વિચારો સારી રીતે ભરી શકે. જે શિક્ષક પોતાના જીવન માટે કંઈ નથી જાણતો તે બીજાને શું સમજાવશે? આ જ વસ્તુ વિદ્યાર્થી માટે છે. તેણે બીજાના દોષો ન જોતાં પોતાના જોવા હિતાવહ છે. શિક્ષકે માનવ સ્વભાવનુ અધ્યયન કરવું જોઈએ. તે સંસારને બાળકના દૃષ્ટિકોણથી જુએ. તેણે બાળકને માટે વિષયને રુચિકર બનાવીને શિક્ષણ આપવું આવશ્યક છે.

આજની શિક્ષણપ્રણાલીમાં જવાબદારી ઘણી જ વધી ગઈ છે. તે માટે કેવળ વર્ગમાં ભણાવવા પૂરતુ જ ધ્યેય રાખવું તે ઇષ્ટ નથી. બાળક માટેની પૂરી જાણકારી હોવી જોઈએ. બાળકની બુદ્ધિ, વિશેષ યોગ્યતા, સામાજિક ને વ્યક્તિગત સુધી, તેના ઘરનુ વાતાવરણ વગેરે બધી વસ્તુઓ જાણવી એ શિક્ષકની ફરજ છે. આ જાણકારી વિના સાચો રસ્તો ન શોધી શકાય. બાળક વિષેની જાણકારી બાદ શિક્ષક વ્યક્તિગત રૂપમાં ધ્યાન આપી શકે. આ સત્ય છે કે શિક્ષકને પોતાની જવાબદારીનુ પણ ભાન હોતું નથી. એક વિદ્યાર્થી ગાળ બોલ્યો તો તેને નાપાસ કરવો. કેવો મોટો આદર્શ!! આ બાબતમાં શિક્ષક કારણ કેમ નથી શોધતા કે વિદ્યાર્થીને ગાળ કેમ બોલવી પડી? આવા કારણો ન શોધતા વિદ્યાર્થી પ્રત્યે તુચ્છ ભાવના રાખે તે સાચો શિક્ષક નથી જો આવી વસ્તુઓ બને તો પછી શિક્ષકને મજૂર સાથે સરખાવી શકાય પૈસા મળે એટલુ જ કામ કરે એ માત્ર પૈસાનો પૂજારી બને। શિક્ષકો ટ્યુશન કરે છે. આમ પૈસા ખાતર વિદ્યાર્થીઓને આગળ મોકલવાનો પ્રયાસ કરે છે. આ મોટો અન્યાય છે. આમ તે વિદ્યાર્થીનુ અહિત કરે છે. કેટલાય શિક્ષકો વધુ પૈસા માગે છે. શિક્ષણ વધુ પૈસા લઈને જ આપી શકાય? અર્થાત્ ઓછા પૈસાથી ન અપાય? એટલે શિક્ષણ એક વેપાર થયો। એટલે શિક્ષક વેપારી થયો. ખરેખર શિક્ષણને વેપાર અને શિક્ષકને વેપારી માનવો તે મૂર્ખતા છે। શિક્ષકનુ જીવન કંટકથી ભરપૂર છે અને તપશ્ચર્યા સમાન છે. વિદ્યાર્થીઓ તેના પુત્રો અને વિદ્યાર્થીનીઓ તેમની પુત્રીઓ છે શાસ્ત્રમાં ગુરુને વિદ્યાર્થીનો પિતા કહ્યો છે. આવા શિક્ષણ અને આદર્શમાં માનનાર શિક્ષકો જ રાષ્ટ્રના મહાન કર્ણધાર બની શકશે.

હવે આપણે જોઈએ કે શિક્ષકમાં કયા કયા ગુણોની આવશ્યકતા છે. શિક્ષણ એટલે બીજા રૂપમાં વિદ્યાની પ્રગતિ. પ્ર એટલે આગળ અને ગતિ

એવી દૃષ્ટિ હોય, જેનાથી નિરાશા અને અમંગળતામા પણ ઉત્સાહ આપી શકે આ દૃષ્ટિ જો તે ન રાખે તો તે કારખાનાના મામ કરનાર મજૂર જેમ ગણાય, જેનો આધાર ૧૧ થી ૫ નો સમય વ્યતીત કરવાનો હોય છે

આ વિવેચનથી સ્પષ્ટ છે કે દરેક મનુષ્યમા શિક્ષકત્વનો ગુણ હોતો નથી એટલે કે દરેક માણસ શિક્ષક થઈ શકતો નથી શિક્ષક માટે આવા ગુણોની આવશ્યકતા છે, કે જે સ્વાભાવિક અને કેળવાયેલા હોય જે મનુષ્યોમા આવા ગુણો નથી તેવાઓએ શિક્ષક ન બનવુ જોઈએ શિક્ષણ ત્રણ પ્રકારનુ હોય છે

**अध्यापनं च त्रिविध, धर्मार्थमृथकारणात् ।**
**शुश्रूषा करण चेत्ति त्रिविध परिकीर्तितम् ॥**

વિદ્યા ત્રણ પ્રકારે મેળવવાની હોય છે ધર્મને માટે, ધનને માટે અથવા સેવા કરવા માટે

*

# [ ૩ ]

## શાળા

પાછળના પાઠમાં આપણે શિક્ષક વિષે વિચાર કર્યો હવે આપણે શાળા સબંધી વિચાર કરીએ બાળકનો વિકાસ ઘરમા અને શાળામા થાય છે કોનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે? શાળામા બાળકને સરખુ શિક્ષણ આપવામા આવે છે પરતુ સમાન રૂપથી વિકાસ થતો નથી. દરેક બાળક તેના ઘરમાથી આવે છે અને તેના ઘરનુ જેવુ વાતાવરણ હોય તેવો તેનો વિકાસ થાય છે એટલે ઘર તેના વશના સસ્કાર ને વાતાવરણને માની શકાય બારીક દૃષ્ટિથી વિચાર કરતા કહી શકાય કે એક ઘરમા રહેનાર બાળકોના સસ્કાર અને વાતાવરણ જુદા જુદા હોય છે, કારણ કે જ્યારે બાળક તેની માતાના ગર્ભમાં હોય છે ત્યારે તેની માતાની માનસિક અને શારીરિક સ્થિતિ સરખી હોતી નથી તે ઘરમા રહેનારા બાળકોમાં સમાનભાવ પણ હોતો નથી. કારણ કે પોતાના રૂપ, રગ અને સ્વભાવથી બાળક માટે માતપિતાના બધા બાળકો સમાન રૂપથી વિકસિત થતાં નથી

બાળકના વિકાસમાં ઘર મુખ્ય ભાગ ભજવે છે. જો શાળાના કામમાં ઘરનો સહયોગ ન મળે અર્થાત્ માતપિતા તથા શિક્ષકના કહેવા પ્રમાણે ધ્યાન ન આપે તો તેઓનો વિકાસ બરાબર થતો નથી. ઘરનો પ્રભાવ બાળક પર પૂરતો ન પડે તો શાળા બાળકને સાચા રસ્તા ઉપર લઈ જવાની શક્તિ રાખતી નથી. શૈશવ અને બાળપણમાં તો બાળકનો સમાજ એ એનું ઘર છે. મોટા થતાં તેનો મિત્રવર્ગ વધતો જાય છે અને મિત્રતા હોવા છતાં પણ ઘરના વાતાવરણનો પ્રભાવ જતો નથી. બાળકના ગુણો હમેશાં કુટુંબના વાતાવરણથી થાય છે એટલે બાળકનો પાયો મજબૂત બનાવવો હોય તો માતપિતાએ પોતાનો વિકાસ એવી રીતે કરવો જોઈએ, કે જેથી બાળક પર તેમની ખોટી છાપ ન પડે. સચ્ચારિત્ર્ય, સહાનુભૂતિ, ઉદારતા, ન્યાયપ્રિયતા અને સત્યતા આદિ ગુણો તથા સ્વાર્થ, જૂઠ, આળસ અને દુશ્ચારિત્ર્ય આદિ અવગુણો કુટુંબના વાતાવરણથી ઉત્પન્ન થાય છે. પોતાના વિચારો થોડા શબ્દોમા પ્રગટ કરવા એ પોતાના કુટુંબમાં શીખે છે. કહેવાનુ તાત્પર્ય એ છે કે શાળામાં જતા પહેલા બાળકને કઈ જ્ઞાન હોતુ નથી. શાળામા બાળકની તમામ માનસિક શક્તિઓમા વિકાસ થાય છે. સારું યા ખોટું, પ્રિય યા અપ્રિય તે સમજી શકે છે. આ શક્તિની મદદથી કેટલીય એવી ભાવનાઓનો વિકાસ થાય, તે માટે તેને ઉત્તેજન મળે છે. શીખવુ એ એક બાળકની ભાવના છે. મનોવૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી વિચાર કરીએ તો બાળકની માનસિક શક્તિઓનો પાયો આપણે મજબૂત કરવો હોય તો તેને ઓછામા ઓછા ૭ વર્ષ સુધી કુટુંબના વાતાવરણમા જ રાખવો જોઈએ મોન્ટેસોરી અને કિન્ડરગાર્ટન જેવી શાળાઓ બાળકોને ત્રીજા વર્ષમા દાખલ કરે છે અને બાળકો માટે એવું વાતાવરણ ઉત્પન્ન કરે છે, જાણે તેઓનુ ઘર જ ન હોય! આ પ્રયત્ન કાઈ સહેલો નથી આ ચેષ્ટા તેઓની સફળ ચેષ્ટા છે. તેનો ભાર તેઓના શિક્ષક ઉપર છે. આ વિવેચનથી મારુ કહેવાનુ તાત્પર્ય એમ નથી કે બાળકને પહેલા ૭ વર્ષ સુધી શાળામા ન મોકલવા જોઈએ શાળામા જવાથી બાળક બીજાં બાળકોના સંસર્ગમા આવશે, તેના મનની ભાવનાઓ વિસ્તૃત થશે અને હૃદયમાં ઉદારતાની ભાવના જાગ્રત થશે. શાળામા બાળકને મોકલવું એ જરૂરી વસ્તુ છે. આ અવસ્થામા શિક્ષકે બાળક સાથે એવુ વર્તન રાખવું જોઈએ કે તેના મનમા શાળા છે, તેવી કલ્પના પણ ઉત્પન્ન ન થાય આ અવસ્થામાં તે નિસહાય હોય છે. તેને બીજાની સહાનુભૂતિની આવશ્યકતા પડે છે. આ એવો સમય છે કે જેમાં તે ઘણી વાતો બીજાના સંપર્કમાં આવીને શીખે છે. માતાના પેટમાથી તે કઈ શીખીને આવતો નથી. એટલે જેમ જેમ થતી એ

સ્વાભાવિક છે. આપણે એ ભૂલોને એવી રીતે સુધારવી છે કે બાળકને કોરતાનો આભાસ થાય અને એની ભૂલો સુધરી જાય. તેની ભૂલો પ્રત્યે સહાનુભૂતિ બતાવવાની છે.

આપણે બાળકને શાળામાં બોલાવીને તેને આપણે બીજાના અનુભવોનુ જ્ઞાન કરાવવું એ ઠીક નથી. આપણે માનવું જોઈએ કે શાળાનો હેતુ ભણાવવાનો નથી પણ તેનો વિકાસ કરવાનો છે. સાચુ શિક્ષણ તે છે કે બાળકની રુચિ પ્રમાણે તેને આપણે શિખવાડિએ. તેની પોતાની રુચિ જાણવા માટે આપણે સહાનુભૂતી બતાવવાની આવશ્યકતા છે. આ કારણથી પેસ્ટોલોજીએ શાળા માટે 'પ્રેમનુ ઘર' આ નામ આપ્યુ છે. ફ્રોબેલ કહે છે કે, બાળક શાળામાં પ્રસન્ન ચિત્તે આવે અને તે જાણે કે પોતે શાળામા જતો નથી પણ રમતના મેદાનમાં જાય છે.

પેસ્ટાલોજી શાળાની મુલાકાતે ગયો, તેનાં મોંમાથી શાળા જોઈ શબ્દો નીકળી પડયા :

"અરે! આ તો શાળા નથી, ઘર છે."

પેસ્ટાલોજીએ કહ્યું કે, "આ તમે મારી સાચી પ્રશંસા કરી છે. આ ધન્યવાદ મને નથી પણ ઈશ્વરને છે કે હુ આપને સાચું જ્ઞાન કરાવી શકયો છું કે ઘર અને શાળાના વાતાવરણમાં કઈ ફેર નથી." આપણા દેશની પ્રાથમિક શાળાઓ આવા દૃષ્ટિકોણમાં પાછળ છે શારીરિક દંડ માટે સરકારે પણ નિયમો બનાવ્યા છે, તોપણ આપણામા એવી જાગૃતિ ઉત્પન્ન થઈ નથી કે આ નિયમોનુ પાલન કરી શકીએ ગામોની અને શહેરોની બધી જ પ્રાથમિક શાળાઓનાં બાળકો હમેશા ડરતાં હોય છે કે તેઓના શિક્ષકનો હાથ રૂપી દંડો કયારે તેમના ઉપર અજમાવવામાં આવશે। બાળકના વિકાસ માટે દંડનુ ધ્યાન આવશ્યક છે. માતાપિતા બાળકને કયા મારતા નથી? તેમાં અંતર છે મનોવૃત્તિનુ. કોઈ વસ્તુ ન સમજે અને તેને આપણે મારીએ તો તેનાથી બાળક કર્તવ્યમૂઢ બની જાય છે. મારથી ભય ઉત્પન્ન થાય છે. ભયથી બાળક શાળામાં જતુ નથી. તે રસ્તામા ભટકતું ફરે છે, શાળાનું નામ લઈને ગમે ત્યા જઈને બેસી રહે છે. આ માટે મારના ભયથી બાળકને ભણાવવું તે સાચી શિક્ષા નથી. આવી રીતે આપણે બાળકને શિક્ષણ આપવા માગતા નથી. તેને શિક્ષણથી અળગ કરવા માગીએ છીએ આપણે તો બાળકની રુચિ પ્રત્યે ધ્યાન આપીને, પ્રેમથી તેને માર્ગદર્શન આપવું છે,

જેનાથી તેની અલગ અલગ શક્તિઓનો સારી રીતે વિકાસ થઈ શકે. આપણે આ પ્રયત્નો કરવાના છે કે બાળકનો કેવી રીતે વિકાસ થાય? બાળકનાં માતપિતા તેની રુચિ સારી રીતે સમજી શકે, કારણ કે બાળક પિતા ને માતાના સહવાસમાં વધારે આવે છે. માટે શાળાના શિક્ષકો માટે આવશ્યક છે કે તે બાળકોના ચારિત્ર્યનો વિકાસ થાય એવા પ્રયત્નો કરે.

શાળાનું સ્વરૂપ જૂના સમય કરતાં અત્યારે ખૂબ જ બદલાઈ ગયું છે. અને હવે આ સ્વરૂપને જીવન સાથે જોડવાની આવશ્યકતા જણાય છે. આજનું શિક્ષણ અવ્યવહારિક છે. અને એ આપણા મનમાં અત્યંત દુઃખ પ્રકટ કરે છે, કારણકે આપણું રાષ્ટ્ર હવે સંસારનાં મોટાં રાષ્ટ્રોની હરોળમાં આવી ગયું છે. જૂનો ઈતિહાસ સાક્ષી આપે છે કે દરેક યુદ્ધ પછી દેશના શિક્ષણસિદ્ધાન્તો અને પ્રણાલિકાઓમાં ફેરફાર થાય છે. અને આવશ્યકતાનુસાર તે સિદ્ધાન્તોને વ્યવસ્થિત કરવામાં આવે છે. ૧૯૧૪ થી ૧૯૧૮ સુધી વિશ્વયુદ્ધ બાદ યુરોપના કેટલા દેશોમાં શિક્ષણપ્રણાલિકાઓમાં મૂળભૂત ફેરફારો થયા. સન ૧૯૧૭ માં રશિયામાં ક્રાન્તિ થઈ અને ત્યાં પણ શિક્ષણપ્રણાલિકામાં ફેરફાર થયા. બીજા વિશ્વયુદ્ધ બાદ આજે પણ બધા દેશોની શિક્ષણવ્યવસ્થામાં ફેરફાર થાય છે. દરેક રાષ્ટ્ર પોતાની શિક્ષણપ્રણાલીને સંગઠિત કરવા માગે છે. આજના મહાન પુરુષોનુ ધ્યાન શિક્ષાથી વ્યક્તિગત જીવનનો વિકાસ જ નહિ પણ વ્યક્તિગત અને સામાજિક બન્નેનો વિકાસ ઇચ્છે છે.

નૈતિક, સામાજિક, શારીરિક, બૌદ્ધિક દરેક પ્રકારની આવશ્યકતાઓની પૂર્તિ આપણે શિક્ષાદ્વારા કરવાની ઇચ્છા કરીએ છીએ. એના પરિણામમાં આજના શિક્ષણના સિદ્ધાંતો—આપણા શિક્ષણના સિદ્ધાન્તો પણ આ બાજુ જાય છે. અને એવો અનુભવ કરવામા આવે છે કે શાળાઓમાં પણ દરેક આવશ્યકતાની પૂર્તિ માટે—વ્યક્તિને યોગ્ય બનાવવા માટે આજના શિક્ષણના સિદ્ધાંતો એટલે મહાન પરિવર્તન. હવે આપણી સમક્ષ મોટી સમસ્યા એ છે કે શિક્ષણની વ્યવસ્થા કયા પ્રકારે કરવી જોઈએ કે જેનાથી રાષ્ટ્રની દરેક માંગ આપણે પૂર્ણ કરી શકીએ. શાળામાં બાળકને માટે કેટલાંયે મહાન કર્તવ્યો છે અને એમા શિક્ષણનાં કર્તવ્યો મહાન છે. બાળકોને આજના સમાજના દુર્ગુણ બતાવે અને એ દુર્ગુણો દૂર કરવા એક દૃઢ ઇચ્છા ઉત્પન્ન કરે. દરેક પ્રકારની પરિસ્થિતિને સમજવા માટે અને તેના સંબંધમાં ઉચિત નિર્ણયની શક્તિ ઉત્પન્ન કરવા માટે શાળા એ સહેલુ સાધન છે. આજના સમયમાં ઉદારતા, અને પ્રજાતંત્રના સિદ્ધાન્તોમાં વ્યક્તિનો વિશ્વાસ શાળા દ્વારા

ઉત્પન્ન થઈ શકે છે. સમાજહિત એક મોટી ભાવના છે. અને એ ભાવના સમજવા માટે અને તેની પ્રવૃત્તિ ઉત્પન્ન કરવા માટે શાળા મોટો ભાગ ભજવે છે. આ બધા શિક્ષણના ઉત્તરદાયિત્વને જો શાળા પોતાના અધિકારમાં લે તો આપણી શિક્ષા સમરગાનો ઉકેલ મળી આવે. નિશાળનું એક નવીન રૂપ બને અને દરેક બાળકમાં સ્ફૂર્તિ ઉત્પન્ન થાય અને તે પોતાના કર્તવ્યપાલનમાં જીવન વ્યતીત કરે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શાળામાં બધાં બાળકોના જીવનના સાધારણ સિદ્ધાંતો એટલા હીન બની ગયા છે કે તે સમજવાની આવશ્યકતા છે. એટલે શિક્ષણમાં બાળકો ઉપર ધ્યાન ન પણ અપાય. તોપણ જીવનના સાધારણ સિદ્ધાંતો તો બતાવવા જ જોઈએ. જોવામાં આવે છે કે કેટલીક વ્યક્તિઓ સમાન રૂપથી શિક્ષિત હોય છે. પણ તેમના વિચારોમાં મતભેદ હોય છે. આ સ્વાભાવિક પણ છે. પણ જો આ સાચું શિક્ષણ હોય તો આ મતભેદ પણ એક પ્રકારનો પ્રકાશ જ છે અને એનાથી અંધકાર નષ્ટ થાય છે. સમાજને હાની પહોંચતી નથી. આજના સમાજને સમજવવા માટે એક મોટી બુદ્ધિની આવશ્યકતા છે. દુરાચારી માણસોમાં મતભેદ થશે તો તેઓ જબરથી લડશે. અને શિક્ષિત માણસોમાં મતભેદ થશે તો કોઈપણ રીતે સારો માર્ગ શોધી કાઢશે. અને આ મતભેદ અંદર અંદરના ઝઘડાનું કારણ ન બનતાં સમાજ કલ્યાણકારક બનશે. જે વ્યક્તિઓમાં દેશ, સમાજ અને સંસારની સ્થિતિનું ઠીક જ્ઞાન નથી, જેમના સ્વભાવમાં સમાજહિતની ભાવના નથી—આવા મતભેદ, સંસારમાં ભય અને હાનિકારક નીવડશે. સમાજહિતની ભાવના નાગરિકમાં આવે એને માટે આવશ્યક છે કે શાળાના કાર્યક્રમમાં સામાજિક વિજ્ઞાનનું અધ્યયન પૂરતું જોઈએ. જો વિદ્યાર્થીને આપણે દરેક સામાજિક આવશ્યકતા ઉપર વૈજ્ઞાનિક ઢંગથી વિચાર કરવાની તક શાળામાં આપીએ અને માનવકલ્યાણ માટે તેનું આચરણ કરવાનું શિખવાડિયે તો નિશ્ચિત છે કે થોડા સમયમાં જ લોકો યુદ્ધ ભૂલી જશે. રાષ્ટ્રીયતાની જગાએ લોકો આંતર-રાષ્ટ્રીય ઉપર વિચાર કરતા થશે. આ પ્રવૃત્તિના માણસો આજની થોડું ભણેલી વ્યક્તિઓમાં પણ સાચી ભાવના ભરશે, તેમને યોગ્ય માર્ગદર્શન આપશે અને એવા લોકોના હાથમાં રાષ્ટ્ર અને સંસારનું ભાગ્ય સુરક્ષિત રહેશે.

હવે એક પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે આ ભાવના વ્યક્તિમાં શાળામાં જ ઉત્પન્ન કરી શકાય છે? શાળા બહાર બીજી સંસ્થાઓ શું આવું જ્ઞાન આપવામાં સફળ થઈ શકતી નથી? હું માનું છું કે અન્ય સાધનો દ્વારા આ

વસ્તુ સંભવિત છે. કારણ કે એવી વ્યક્તિઓ છે જે શાળામાં જરા પણ ભણ્યા નથી છતાં પણ તેઓ ચોપડીઓ, સમાચારપત્રો, ગોષ્ઠિઓ તથા રેડીઓ જેવા સાધનોથી એવા યોગ્ય બની ગયા છે કે તેમને અશિક્ષિત કેવી રીતે કહી શકાય તથા તેમના દ્વારા સમાજનુ અહિત થાય એ કલ્પના પણ ન કરી શકાય પણ જેણે શાળામા વૈજ્ઞાનિક પદ્ધતિથી શિક્ષણ મેળવ્યુ છે અને જેને સમાજહિતનુ વિશ્લેષણ અનેક પ્રકારથી સમજાવવામા આવ્યુ છે, તેનાથી આપણે સમાજહિતની કલ્પના વધારે કરી શકીએ કારણ કે શાળા બહાર શિક્ષિત વ્યક્તિના દૃષ્ટિકોણ એટલા ઉદાર ન હોય જેટલા શાળામા ભણેલી વ્યક્તિના, કારણ કે જે શાળા અને મહાશાળામા ગયો જ નથી એ પોતાના ક્ષેત્રમા ઘણો જ પ્રવીણ હોય કારણ કે શાળાના અવગુણો એમા હોય જ નહિ પણ અન્ય સામાજિક સમસ્યાઓમાં પરિવર્તન થતુ નથી એમ કોણ કહી શકે? અને જો આપણે કહી શકીએ કે એના ભવિષ્ય માટે આપણા અનુમાનો ખોટા છે તો આપણે ભાવિ સમસ્યાઓને શાળામાં કેવી રીતે કાર્યમા પરિણત કરી શકીએ? હુ માનુ છુ કે ભાવિ સમસ્યાઓનો આપણે સારી રીતે વિચાર કરી શકતા નથી પણ આ સમસ્યાઓ સામે લડવા માટે યુવકોમા બળ અને બુદ્ધિનો વિકાસ કરવો આવશ્યક છે, કારણ કે મનુષ્ય એક સામાજિક પ્રાણી છે. સમાજ વચ્ચે રહેવુ એને માટે આવશ્યક છે તે સભ્યતાના શિખરે પહોચવાનો પ્રયાસ કરે છે એને બુરાઈઓથી લડવાનુ છે અને પોતાની કમજોરીઓ દૂર કરવાની-ફેકવાની છે આપણે સમાજની શક્તિનો સામનો કરવાનો છે સમાજ એ બગડેલુ એક પશુ છે અને જો આપણે તેને પ્રેમથી વશ કરી શકતા નથી તો તે આપણને ડરપોક સમજશે અને આપણી પાછળ દોડશે અને આમ આપણને નુકસાન પહોચાડશે પણ માણસ જ્યારે સમાજને લલકારે છે, આ પશુ રોગી છે, એમા કીડા પડેલા છે, આ દેશના નવયુવકને આગળ વધવાની શક્તિ નથી આપતુ, ખેડૂતોની હાલત સુધારવાની શક્તિ એમા નથી, ગરીબો અને ભિખારીઓની દુ ખી અવસ્થા નાશ કરી શકતો નથી તો પછી આ સમાજનો શો અર્થ? જીવનનો આનદ સંસાર સામે લડવામા છે તેમા ક્યારેક આપણે હસીએ છીએ અને ક્યારેક રડીએ છીએ સુખદુ ખ તો તેમા નથી હોતુ કે જે બધુ સરખુ છે. એમા જીવનથી મહાન વિચારકો થયા છે તે લોકોએ સમાજમા આવીને જ શક્તિ મેળવી છે સમાજની સમસ્યાઓ સમાજમા રહીને જ હલ કરી શકાય છે ઘરમા આગ લાગે ત્યારે કૂવા ખોદાવવા બેસીએ "न कूप खनन युक्त प्रदीप्ते वह्निना गृहे" એ યોગ્ય નથી આપણે શાળામા કોઈપણ સમસ્યાવિશેષ માટે જ

બાળકોને શિક્ષિત બનાવવાં યોગ્ય નથી. આપણો પ્રયત્ન તો તેઓમાં સાધારણ જ્ઞાન અને સિદ્ધાંત ભરવાનો છે. આપણું શિક્ષણ શાળામાં રાજનીતિ ફી ઉપરાવવા માટે નથી. આપણો અભિપ્રાય તો એટલો જ છે કે શાળા એવું સાચું શિક્ષણ આપે કે જેનાથી એવા સાચા નાગરિકો ઉત્પન્ન થાય કે જેમાં રાષ્ટ્રહિતની ભાવના નહિ પરંતુ સંસાર હિતની ભાવના હોય. જો આવી મનોવૃત્તિ આપણે બાળકોમાં ઉત્પન્ન ન કરી શકીએ તો એનાથી એવા 'હિટલર' ઉત્પન્ન થશે કે જેનાથી વિશ્વશાંતિ ભયમાં મુકાઈ જશે. જો આપણે પ્રજાતંત્રનું રક્ષણ કરવા માગતા હોઈએ તો આપણે શાળાશિક્ષણ શિખવાડવાનું છે કે આપણો નેતા કેવો હોવો જોઈએ અને તેની ચૂંટણી કેવી રીતે કરવી. જો સામાજિક સમસ્યાઓ માટે વ્યક્તિમાં જાગૃતિ ઉત્પન્ન ન થાય તો એ સમાજની ભીંસમાં પડીને પોતાના વ્યક્તિત્વનો નાશ કરશે. અને આધુનિક મનોવિજ્ઞાનનો શિકાર બનીને અયોગ્ય વ્યક્તિનું નેતૃત્વ સ્વીકારશે. અને આવી રીતે સમાજનું અહિત થશે.

અહીં એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આવા વિવાદગ્રસ્ત વિષયો શાળામાં ભણાવવાથી સમય નષ્ટ થાય છે કે કેમ? અથવા નિશાળમાં એવા જ વિષયો ભણાવવા જોઈએ કે જે બધાને પ્રિય હોય? પણ આ વસ્તુ લોકશાહીમાં થઈ શકતી હતી. પ્રજાતંત્રમાં નહિ. કારણકે દરેક વ્યક્તિમાં વાણીસ્વાતંત્ર્ય હોય છે અને આ વાણીસ્વાતંત્ર્યનો એ દુરુપયોગ ન કરી શકે. એ માટે જ એને સહિષ્ણુ અને ન્યાયપ્રિય બનાવવાનો છે. આ ગુણોની પ્રાપ્તિ શાળાના સંપર્કમાં સરળતાથી થાય છે. જો શાળાના વાતાવરણમાં વિવાદગ્રસ્ત વિષો ઉપર વિચાર ન કરી શકાય તો બાળકોમાં ઉપર કહેલા ગુણો ન આવી શકે. એટલે શાળામાં એનો અભ્યાસ આવશ્યક છે. જો શાળા પ્રાચીન સંસ્કૃતિના આધાર પર જ બાળકોમાં અનુરાગની ભાવના ઉત્પન્ન કરે, અને રાષ્ટ્રને સર્વશ્રેષ્ઠ સમજવાની ભાવના ઉત્પન્ન કરે અથવા થોડા વિષયો ભણાવીને જ તે પોતાનાં કર્તવ્યોનો અંત સમજે તો આ નિશ્ચિત છે કે એનાથી એવા નાગરિકો ઉત્પન્ન થશે કે જે સ્વાર્થી હશે. સમાજમાં અશાન્તિ ઉત્પન્ન કરનાર હશે, અથવા તેમાં સહયોગ આપશે

ઘણી વખત શાળામાં ભૂતકાળની સભ્યતાનાં તત્ત્વો સમજાવવામાં વધારે આવે છે. આ પ્રણાલી વ્યક્તિના વિકાસમાં સહાયક થઈ શકે છે. પણ શાળાએ શિખવાડવું જોઈએ કે દરેક માણસ સમાજ પ્રતિ પોતાના કર્તવ્યોનું પાલન પૂરી રીતે કરી શકે. સામાજિક વિકાસમાં વ્યક્તિનું કેટલું મહત્ત્વ છે.

એની વિવેચના જોઈએ. આ વસ્તુને સમજીને જો આપણે કામ કરીએ તો શાન્તિ મળશે. આપણા દેશના નવયુવકો શાળામાંથી નીકળીને આજે બેકારીનો જ અનુભવ કરે છે તથા નોકરી માટે રખડે છે. આમ પેટપાલનની સમસ્યા જ (પ્રશ્ન) મોટા રૂપમાં હોય છે. અને તેને સંસારમાં કંઈ વસ્તુ દેખાતી જ નથી. આના પરિણામમાં સામાજિક વિકાસ, ઉદારતા અને પરમાર્થ નષ્ટ થાય છે. આવી સ્થિતિ આપણે નષ્ટ કરવી છે. આપણે તો શાળામાં એવું શિક્ષણ આપવું છે કે જેનાથી યુવકોને બેકારીનો અનુભવ ન થાય અને બાળકનો સર્વાંગી વિકાસ સાધી શકાય એ આપણે ઇચ્છીએ છીએ.

*

## [ ૪ ]

## પાઠ્યક્રમનું સંગઠન

### ૧. થોડી સામાન્ય બાબતો

શિક્ષણક્ષેત્રમાં પાઠ્યક્રમના સંગઠનથી વધારે મહત્ત્વની કોઈ બીજી સમસ્યા નથી. દેશની સામાજિક, આર્થિક અને રાજનૈતિક સ્થિતિના કારણોથી એમાં પરિવર્તન થાય છે. એટલા માટે જ જેવી રાષ્ટ્રની નીતિ હોય તેવો જ શિક્ષણનો પાઠ્યક્રમ બનાવી શકાય "સ્પાર્ટનોનો મુખ્ય ઉદ્દેશ પોતાની જાતિની સુદરતા અને રાષ્ટ્રનુ રક્ષણ હતુ એટલે તેના પાઠ્યક્રમમાં કુસ્તી, કૃત્રિમ લડાઈઓ અને નિયમિત રીતે વ્યાયામ કરવા, આ વસ્તુઓ શિખવાડવી અને લશ્કરી તાલીમ આપવી આવશ્યક હતી. એના શિક્ષણમાં નૈતિક વિકાસ ઉપર વધુ ધ્યાન અપાતુ દા ત. જૂના વીરોમા વીરતાના ગીતો અને સંગીતની મદદથી તેઓમા દેશભક્તિ અને વીરતાના ભાવ ઉત્પન્ન કરવાના પ્રયત્ન ચાલતા હતા "એથેન્સ" ના રહેવાસીઓના આદર્શો આ બધાથી જુદા જ હતા. કારણ કે એ લોકો વ્યક્તિત્વના પૂર્ણ વિકાસમા માનતા હતા એ લોકો કલાને ઉત્તેજન આપતા હતા. આ સુધારાના યુગમા ધાર્મિક પ્રવૃત્તિઓ વધવાથી પાઠ્યક્રમમા ધાર્મિક શિક્ષાની પ્રધાનતા આવી. એ જ રીતે કોઈપણ દેશ અને કાળની પ્રગતિનો અનુભવ તેના શિક્ષણને પાઠ્યક્રમ મુજબ કરી શકતા હતા. કારણ કે સમાજને જેવી જરૂર હતી તેવું જ શિક્ષણ વિદ્યાર્થીઓમા ભરવાના પ્રયાસો ચાલતા હતા.

એક સમય હતો. જ્યારે ગુરુકુળોનું ઘણું જ મોટું સ્થાન હતું અને ત્યારે ગુરુઓને બાળકો સોંપવામાં આવતાં હતાં. એ બાળકોના ગુરુ જ શિક્ષણના જવાબદાર હતા અને તેઓને સારું શિક્ષણ આપતા હતા. જ્યારે ભારતમાં વર્ણવ્યવસ્થા શરૂ થઈ ત્યારથી જુદા જુદા વર્ણના લોકો પોતાનાં બાળકોને ધરધંધામાં અને વ્યવસ્થામાં તૈયાર કરતા હતા. પુત્રનો પિતા પોતે જ બાળકને શું શિક્ષણ આપવું તે ઘડી કાઢતો હતો. રાજ્ય અથવા રાષ્ટ્રની તેમાં કંઈપણ મુશ્કેલીઓ ન હતી. આ બ્રાહ્મણકાળ બાદ ભારતમાં બૌદ્ધકાળ આવ્યો અને આ બૌદ્ધકાળમાં રાજ્યવર્ગોમાં સ્થાન મેળવવા માટે બૌદ્ધશિક્ષાની આવશ્યકતા હતી. પાઠ્યક્રમમાં સરકારી હોદ્દાઓ મેળવવા માટે બૌદ્ધ થવાની જરૂર હતી. મુસલમાનકાળમાં ભારતમાં ધાર્મિક ભાવના ઉત્પન્ન કરવી એ જ એક મોટો હેતુ હતો. એટલે શાળાઓમાં ધાર્મિક શિક્ષણ ઉપર વધારે જોર આપવામાં આવતું હતુ. અંગ્રેજોના યુગમાં સામ્રાજ્યવાદને મહત્ત્વ અપાયું. તેનો પાયો મજબૂત બન્યો. એટલે શિક્ષણના કર્ણધારોએ પાઠ્યક્રમનું સંગઠન એવી રીતે કર્યું કે સામ્રાજ્યનો પાયો મજબૂત બનાવવામાં સહયોગ મળે. આજે આપણું રાષ્ટ્ર સ્વતંત્ર છે અને આપણા રાષ્ટ્રની ગણના જગતનાં મોટાં રાષ્ટ્રો સાથે થાય છે. એટલે સામાજિક, આર્થિક, રાજનૈતિક બધાં જ ક્ષેત્રોમાં ક્રાન્તિ ઉત્પન્ન થઈ ગઈ છે. ધાર્મિક ભાવનામાં આપણે પહેલેથી જ ઓછા શ્રદ્ધાળુ છીએ. વિજ્ઞાનની પ્રગતિ જોઈને એવો ભય ઉત્પન્ન થાય છે કે માણસ એક દિવસ જડવાદમાં ફસાઈ જશે અને જીવનનો આનંદ પણ ગુમાવશે. એટલે શિક્ષણશાસ્ત્રીઓમાં આ એક ચર્ચાનો વિષય થઈ પડયો છે કે ધાર્મિક અને નૈતિક શિક્ષણની વ્યવસ્થા માટે કોઈ એવો ઉપાય શોધી કાઢવો જોઈએ કે જે સર્વસંમત બની શકે. આ ચર્ચાથી સ્પષ્ટ થાય છે કે પાઠ્યક્રમનું સંગઠન અને તેની પ્રથમ સિદ્ધિ દેશની તાત્કાલિક જરૂરિયાતો અને જાતિના આદર્શોનુ અધ્યયન છે. આવા પાઠ્યક્રમના સંગઠનમા તે જ માણસ મદદરૂપ થઈ શકે છે કે જેને દેશની આવશ્યકતા અને જાતિના આદર્શોનુ અધ્યયન છે. એટલે પાઠ્યક્રમનું સંગઠન એક મોટી જવાબદારી ભરેલુ છે. આ વસ્તુની આપણે કેવી રીતે ઉપેક્ષા કરી શકીએ. રશિયા અને U. S. A. એટલે સંયુક્ત રાજ્ય અમેરિકામાં પણ પાઠ્યક્રમના સંગઠનને રાષ્ટ્રીય મહત્ત્વ આપવામાં આવે છે, અને પુષ્કળ પૈસો ખર્ચી યોગ્ય માણસોને જ તે કાર્ય સોંપવામાં આવે છે.

બીજા દેશની આવશ્યકતા અને જાતિના આદર્શોના જ્ઞાનથી પાઠ્યક્રમના સંગઠનમાં સફળતા પ્રાપ્ત થતી નથી. આવા સંગઠનમાં જુદા જુદા

વિષયો ભેગા કરવા માટે પાઠ્યક્રમ બનાવનારને વધારે જ્ઞાનની જરૂર છે, પણ આ કસોટીના આધારથી જ કોઈપણ વિષય સ્વીકારવો યા ન સ્વીકારવો તે યોગ્ય નથી. કારણ કે હસ્તકળા ભણાવવાનું સમર્થન એટલા જ ગંભીર શબ્દોમાં આપણે કરી શકીએ કે જેટલું ગણિત ભણાવવાનું. પણ આજની સમસ્યા છે કે બાળકને ટૂંક સમયમાં કેવી રીતે માર્ગદર્શન કરી શકાય. જેનાથી પરિશ્રમનું વધારેમાં વધારે ફળ મળે અને આગળ કર્તવ્યપાલનમાં વ્યક્તિ તૈયાર થઈ જાય. આ ઉપરથી સ્પષ્ટ છે કે આપણી પાસે જુદા જુદા વિષયોનું મૂલ્યાંકન કરવાની એક કસોટી જોઈએ, જેનાથી ઉપર કહેવાના ઉદ્દેશ્યની પૂર્તિ માટે આવશ્યક વિષય શોધી શકીએ.

હવે આપણે એના જ ઉપર વિચાર કરીએ કે આ કસોટી શી ચીજ છે? તે કેવી રીતે થાય?

બૌદ્ધિક વિનયની કસોટી. (મેન્ટલ ડીસીપ્લીન.)

કેટલાય વિદ્વાનોએ બૌદ્ધિક વિનયને મુખ્ય આંકવાની એક સાચી કસોટી માની છે. એ લોકો કહે છે કે બૌદ્ધિક વિનયથી જ વ્યક્તિની બધી માનસિક શક્તિઓનો વિકાસ થાય છે અને આ વિકાસથી તે કોઈપણ કાર્ય કરવામાં સમર્થ થઈ શકે છે. વિદ્વાનોના કથનાનુસાર બૌદ્ધિક વિનયના વિકાસ માટે જુદી જુદી માનસિક શક્તિઓની એક સૂચી તૈયાર કરીને એ નિશ્ચય કરી લેવો જોઈએ કે કોઈપણ બાળકની શક્તિના વિકાસ માટે કયા વિષયના અધ્યયનની આવશ્યકતા છે. કેટલાય લોકો કહે છે કે નિરીક્ષણ શક્તિના વિકાસ માટે વિજ્ઞાન ભણાવવું આવશ્યક છે. વિજ્ઞાનના અધ્યયનથી આંખ અને હાથના પ્રયોગથી નિરીક્ષણશક્તિમા વૃદ્ધિ થાય છે. પરતુ આ વાત સાચી છે એમ પ્રતીત થતુ નથી કારણ કે રસાયનશાસ્ત્રને જાણે છે તે જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં નિરીક્ષણશક્તિનો ઉપયોગ કરી શકે છે. એટલે નિરીક્ષણ શક્તિનો સબંધ આપણી રુચિથી જ છે. જે વિષયમા વ્યકિતની રુચિ હોય તેમા જ તેની નિરીક્ષણ શકિત તીવ્ર હોય છે. આ રુચિકર વિષયમા વ્યકિત હમેશાં ઉદાસીન જણાય છે. એક વાત માની શકાય છે કે જેમાં એક વિષયનું સારી રીતે નિરીક્ષણ કરવાની શકિત છે તે બીજા ક્ષેત્રમા પણ કોઈપણ અનભિજ્ઞ વ્યકિતથી વધારે સારી રીતે નિરીક્ષણશકિતનો પ્રયોગ કરી શકે છે. બધી વસ્તુઓ સમાન રૂપથી નિરીક્ષણ કરવાની કોઈ શકિત હોતી નથી. પોતાની રુચિના વિષયોમાં બધા લોકો સારા નિરીક્ષક હોય છે એટલે રુચિનો વિકાસ થાય એવો પ્રયત્ન કરવો જોઈએ નિરીક્ષણશકિતના વિકાસનો

એક સમય હતો. જ્યારે ગુરુકુળોનું ઘણું જ ઊંચું સ્થાન હતું અને ત્યારે ગુરુઓને બાળકો સોંપવામાં આવતાં હતાં. એ બાળકોના ગુરુ જ શિક્ષણના ઘડનાર હતા અને તેઓને આવું શિક્ષણ આપતા હતા. જ્યારે ભારતમાં વર્ણવ્યવસ્થા શરૂ થઈ ત્યારથી જુદા જુદા વર્ગના લોકો પોતાનાં બાળકોને ધંધામાં અને વ્યવસાયમાં તૈયાર કરતા હતા. ગુરુઓ પિતા પોતે જ બાળકોને શું શિક્ષણ આપવું તે નક્કી કરતો હતો. સમાજ અથવા રાષ્ટ્રની તેમાં કોઈપણ મુશ્કેલીઓ ન હતી. આ પ્રાચીનકાળ બાદ ભારતમાં બૌદ્ધકાળ આવ્યો અને આ બૌદ્ધકાળમાં મઠોમાં સ્થાન મેળવવા માટે બૌદ્ધશિક્ષણની આવશ્યકતા હતી. પાઠ્યક્રમમાં સરકારી હોદ્દાઓ મેળવવા માટે બૌદ્ધ થવાની જરૂર હતી. મુસલમાનકાળમાં ભારતમાં ધાર્મિક ભાવના ઉત્પન્ન કરવી એ જ એક મોટો હેતુ હતો. એટલે શાળાઓમાં ધાર્મિક શિક્ષણ ઉપર વધારે જોર આપવામાં આવતું હતું. અંગ્રેજોના યુગમાં સામ્રાજ્યવાદને મહત્ત્વ અપાયું. તેનો પાયો મજબૂત બન્યો. એટલે શિક્ષણના કર્ણધારોએ પાઠ્યક્રમનું સંગઠન એવી રીતે કર્યું કે સામ્રાજ્યનો પાયો મજબૂત બનાવવામાં સહયોગ મળે. આજે આપણું રાષ્ટ્ર સ્વતંત્ર છે અને આપણા રાષ્ટ્રની ગણના જગતનાં મોટાં રાષ્ટ્રો સાથે થાય છે. એટલે સામાજિક, આર્થિક, રાજનૈતિક બધાં જ ક્ષેત્રોમાં ક્રાન્તિ ઉત્પન્ન થઈ ગઈ છે. ધાર્મિક ભાવનામાં આપણે પહેલેથી જ ઓછા શ્રદ્ધાળુ છીએ. વિજ્ઞાનની પ્રગતિ જોઈને એવો ભય ઉત્પન્ન થાય છે કે માણસ એક દિવસ જડવાદમાં ફસાઈ જશે અને જીવનનો આનંદ પણ ગુમાવશે. એટલે શિક્ષણશાસ્ત્રીઓમાં આ એક ચર્ચાનો વિષય થઈ પડ્યો છે કે ધાર્મિક અને નૈતિક શિક્ષણની વ્યવસ્થા માટે કોઈ એવો ઉપાય શોધી કાઢવો જોઈએ કે જે સર્વગ્રાહ્ય બની શકે. આ ચર્ચાથી સ્પષ્ટ થાય છે કે પાઠ્યક્રમનું સંગઠન અને તેની પ્રથમ સિદ્ધિ દેશની તાત્કાલિક જરૂરિયાતો અને જાતિના આદર્શોનું અધ્યયન છે. આવા પાઠ્યક્રમના સંગઠનમાં તે જ માણસ મદદરૂપ થઈ શકે છે કે જેને દેશની આવશ્યકતા અને જાતિના આદર્શોનું અધ્યયન છે. એટલે પાઠ્યક્રમનું સંગઠન એક મોટી જવાબદારી ભરેલું છે. આ વસ્તુની આપણે કેવી રીતે ઉપેક્ષા કરી શકીએ. રશિયા અને U. S. A એટલે સંયુક્ત રાજ્ય અમેરિકામાં પણ પાઠ્યક્રમના સંગઠનને રાષ્ટ્રીય મહત્ત્વ આપવામાં આવે છે, અને પુષ્કળ પૈસો ખર્ચી યોગ્ય માણસોને જ તે કાર્ય સોંપવામાં આવે છે.

બીજા દેશની આવશ્યકતા અને જાતિના આદર્શોના જ્ઞાનથી પાઠ્યક્રમના સંગઠનમાં સફળતા પ્રાપ્ત થતી નથી. આવા સંગઠનમાં જુદા જુદા

દરેકમાં સારી રુચિ ઉત્પન્ન કરવાનો છે. વ્યક્તિનો વિકાસ રુચિ ઉપર નિર્ધારિત છે. સાહિત્ય અને ઈતિહાસ વગેરેના અધ્યયનથી રુચિના વિકાસની આશા કરી શકાય છે, કારણ કે એમાં માનવહિતનાં વિભિન્ન અંગો હોય છે. મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ હોય છે અને તેની વ્યાખ્યા હોય છે એટલે સાહિત્ય અને ઈતિહાસનું અધ્યયન કલ્પનાશક્તિના વિકાસ માટે નહિ, પણ જે કલ્પનાશક્તિ આપણામાં છે તેનો આપણે સારી રીતે ઉપયોગ કરી શકીએ. કલ્પનાશક્તિ એ જ મોટો ઉદ્દેશ હોય છે.

આ વિવેચનથી સ્પષ્ટ થાય છે કે કોઈપણ વિષય શિખવાડવામાં તેની માનસિક શક્તિની વૃદ્ધિ નથી. મગજની જુદી જુદી શક્તિઓ જુદાં જુદાં કામ કરતી નથી. કેટલીય બાબતોમાં બધી શક્તિઓ એકી સાથે મળીને કામ કરે છે. જો કાર્ય કરવાની રીત સારી છે તો શક્તિઓનો વિકાસ બહુ વધારે થશે, એટલે માનસિક શક્તિઓનો વિકાસ શિખવાડવા અને ભણાવવાની પદ્ધતિ ઉપર આધારિત છે. જો આ રીત મનોવૈજ્ઞાનિક ન હોય તો વિજ્ઞાન અને સાહિત્યના અધ્યયનમાં વ્યક્તિ બીજાની કહેલી વાતોને જલદી માની લેશે અને કલ્પનાશક્તિનો ઉપયોગ કરી શકશે નહિ. જ્યાં આપણી કલ્પનાશક્તિનો અભ્યાસ હોતો નથી ત્યાં જુદી જુદી માનસિક શક્તિઓના વિકાસમાં બાધા આવે છે. પણ જે વસ્તુ આપણે વિચારીએ છીએ એ માટે આપણે તર્ક પણ કરી શકીએ છીએ અને તે આપણી સ્મૃતિમાં સ્થિર રૂપે જામી જાય છે.

આ બધી વસ્તુઓથી આપણે એમ ન સમજી લઈએ કે શિક્ષણમાં બૌદ્ધિક વિકાસનું મહત્ત્વ નથી. બૌદ્ધિક વિનય પ્રાપ્ત કરવો એ શિક્ષણના પ્રધાન ઉદ્દેશમાંથી એક છે. પરંતુ આ ઉદ્દેશથી કોઈપણ વિષયને પાઠ્યક્રમમાં સ્થાન આપવું એ ભૂલભરેલું છે. કારણ કે કોઈ પણ વિષયની પસંદગી કરતાં પહેલાં જીવનમાં તેની ઉપયોગિતા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું જરૂરી છે, નહિ કે માનસિક શક્તિ ઉપર. માનસિક શક્તિનો વિકાસ તેની પઠન–પાઠન પ્રણાલી ઉપર અવલમ્બિત છે. વ્યક્તિત્વના વિકાસ માટે બધા જ વિષયોની સમાન મહત્તા છે. વિજ્ઞાન ભણવાથી તે જ વસ્તુ આપણે શીખી શકીએ છીએ કે જે ઈતિહાસ ભણવાથી એટલે એકનું અધ્યયન કરીએ તોપણ બરાબર છે. એટલે કોઈપણ વિષયનું મનોવૈજ્ઞાનિક મૂલ્યાંકન તેની ઉપયોગિતા મુજબ જુદા જુદા પ્રકારનું હોય છે.

કેટલાય લોકો જીવનમાં ઉપયોગિતાને ધ્યાનમાં રાખી પાઠ્યક્રમનું બંધારણ કરે છે. પણ દરેકની રુચિ જુદી જુદી હોય, એટલે આવશ્યકતાઓ પણ

પ્રયત્ન નહિ, કારણ કે રુચિના વિકાસમાં જ નિરીક્ષણશક્તિનો વિકાસ પણ સમાયેલો છે

કેટલાક લોકો કહે છે કે તર્કશક્તિ વધારવા માટે ગણિતશાસ્ત્રનું અધ્યયન જરૂરી છે પણ ગણિત માટે કોઈ પણ વિશેષ તર્કશક્તિની આવશ્યકતા નથી તર્કશક્તિ હમેશા એક જ પ્રકારની હોય છે તે ઈતિહાસ હોય, ગણિત હોય અથવા સાહિત્ય હોય કટલાક લોકો કહે છે કે આ કાથી ગણિતમા તર્કશક્તિની જરૂર વધારે હોય છે પણ આ કોઈપણ વિષયના સબંધમા કહી શકાય છે એટલા માટે તર્કશક્તિના વિકાસ માટે ગણિત ભણાવવુ જરૂરી નથી પણ તર્કશાસ્ત્ર ભણાવવુ વધારે સારુ છે પણ જીવનમા ગણિતની ઉપયોગિતા અસ્વીકારી ન શકાય એટલે વ્યક્તિ માટે તેનું થોડુ જ્ઞાન આવશ્યક છે

કેટલાક લોકોના કથનાનુસાર સ્મરણશક્તિની વૃદ્ધિ માટે ઈતિહાસ અને ભાષાનુ અધ્યયન કરવુ જોઈએ અહીં પણ નિરીક્ષણ સાથે રુચિની વાત કહી શકાય છે પોતાના રુચિકર વિષયમા દરેકની સ્મરણશક્તિ તેજ હોય છે મનોવૈજ્ઞાનિક કહે છે કે સ્મરણશક્તિ સ્વાભાવિક હોય છે અને તેમા વિશેષ પરિવર્તનની આવશ્યકતા હોતી જ નથી આપણુ મગજ તે જ વસ્તુને યાદ કરે છે કે જેની વ્યક્તિને જરૂર છે આવશ્યકતાની પૂર્તિ બાદ જે વસ્તુને યાદ કરીએ તેને ભૂલી જવાય છે પણ એનુ એ તાત્પર્ય નથી કે વ્યક્તિની સ્મરણશક્તિ ખરાબ થઈ ગઈ છે દા ત જે ગણિતના પ્રશ્નોને વ્યક્તિ બચપણમા યાદ રાખી શકતી હતી, યુવાવસ્થામા તે પ્રશ્નો કહાગ્ર કરવામાં મુશ્કેલી પડે છે ગણિતમા જે જે માણસોને વિશેષ રુચિ નથી તે તે બધી જ વ્યક્તિઓનો આવો અનુભવ થશે એટલે આપણે એમ ન માની લેવુ જોઈએ કે બચપણથી યુવાવસ્થામા સ્મરણ ઓછુ થાય છે પણ વાત એ છે કે યુવાવસ્થામા તેને એ વાતોની જરૂર હોતી નથી એટલે તે તરફ તેની રુચિ ઓછી હોય છે અને તેને ભૂલી જાય છે

કલ્પનાશક્તિના વિકાસના ધ્યેયમા સાહિત્ય વાચવુ એ ઠીક નથી. સાહિત્યનો ઉદ્દેશ એટલાથી જ માની લેવો તે ભ્રમ છે કલ્પનાશક્તિનો વિકાસ બીજા વિષયોથી પણ કરી શકાય છે કલ્પનાશક્તિ માનસિક ગુણ નથી, પરતુ દૈવી ગુણ છે એ ઉત્પન્ન કરવો એ માણુસના હાથની વાત નથી આ પણ શિક્ષણદ્વારા આપણે ચેષ્ટા કરી શકીએ છીએ કે તેનો ઉપયોગ ખોટી વાતોમા ન થાય અને સાચી વાતોમા હોય એટલે અમારો ઉદ્દેશ

દરેકમા સારી રુચિ ઉત્પન્ન કરવાનો છે. વ્યકિતનો વિકાસ રુચિ ઉપર નિર્ધારિત છે. સાહિત્ય અને ઈતિહાસ વગેરેના અધ્યયનથી રુચિના વિકાસની આશા કરી શકાય છે, કારણ કે એમા માનવહિતના વિભિન્ન અંગો હોય છે. મનોવૈજ્ઞાનિક વિશ્લેષણું હોય છે અને તેની વ્યાખ્યા હોય છે એટલે સાહિત્ય અને ઈતિહાસનુ અધ્યયન કલ્પનાશકિતના વિકાસ માટે નહિ, પણ જે કલ્પનાશકિત આપણામા છે તેનો આપણે સારી રીતે ઉપયોગ કરી શકીએ. કલ્પનાશકિત એ જ મોટો ઉદ્દેશ હોય છે.

આ વિવેચનથી સ્પષ્ટ થાય છે કે કોઈપણ વિષય શિખવાડવામાં તેની માનસિક શકિતની વૃદ્ધિ નથી. મગજની જુદી જુદી શકિતઓ જુદાં જુદાં કામ કરતી નથી. કેટલીય બાબતોમાં બધી શકિતઓ એકી સાથે મળીને કામ કરે છે. જો કાર્ય કરવાની રીત સારી છે તો શકિતઓનો વિકાસ બહુ વધારે થશે, એટલે માનસિક શકિતઓનો વિકાસ શિખવાડવા અને ભણાવવાની પદ્ધતિ ઉપર આધારિત છે. જો આ રીત મનોવૈજ્ઞાનિક ન હોય તો વિજ્ઞાન અને સાહિત્યના અધ્યયનમાં વ્યકિત બીજાની કહેલી વાતોને જલદી માની લેશે અને કલ્પનાશકિતનો ઉપયોગ કરી શકશે નહિ. જ્યાં આપણી કલ્પનાશકિતનો અભ્યાસ હોતો નથી ત્યાં જુદી જુદી માનસિક શકિતઓના વિકાસમાં બાધા આવે છે. પણ જે વસ્તુ આપણે વિચારીએ છીએ એ માટે આપણે તર્ક પણ કરી શકીએ છીએ અને તે આપણી સ્મૃતિમાં સ્થિર રૂપે જામી જાય છે.

આ બધી વસ્તુઓથી આપણે એમ ન સમજી લઈએ કે શિક્ષણમાં બૌદ્ધિક વિકાસનુ મહત્ત્વ નથી બૌદ્ધિક વિનય પ્રાપ્ત કરવા એ શિક્ષણના પ્રધાન ઉદ્દેશમાથી એક છે. પરતુ આ ઉદ્દેશથી કોઈપણ વિષયને પાઠ્યક્રમમાં સ્થાન આપવું એ ભૂલભરેલુ છે કારણ કે કોઈ પણ વિષયની પસદગી કરતા પહેલાં જીવનમાં તેની ઉપયોગિતા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવુ જરૂરી છે, નહિ કે માનસિક શકિત ઉપર. માનસિક શકિતનો વિકાસ તેની પઠન–પાઠન પ્રણાલી ઉપર અવલમ્બિત છે. વ્યકિતત્વના વિકાસ માટે બધા જ વિષયોની સમાન મહત્તા છે. વિજ્ઞાન ભણવાથી તે જ વસ્તુ આપણે શીખી શકીએ છીએ કે જે ઈતિહાસ ભણવાથી એટલે એકનુ અધ્યયન કરીએ તોપણ બરાબર છે. એટલે કોઈપણ વિષયનુ મનોવૈજ્ઞાનિક મૂલ્યાકન તેની ઉપયોગિતા મુજબ જુદા જુદા પ્રકારનુ હોય છે.

કેટલાય લોકો જીવનમાં ઉપયોગિતાને ધ્યાનમાં રાખી પાઠ્યક્રમનુ અધ્યયન કરે છે. પણ દરેકની રુચિ જુદી જુદી હોય, એટલે આવશ્યકતાઓ પણ

જુદી જુદી હોય. આ વિષયો ઉપર કોઈપણ સિદ્ધાન્ત બનાવવો એ બહુ જ કઠિન છે. કેટલાય લોકો કહે છે કે પ્રાથમિક શિક્ષણનું રૂપ મકાનના પાયા જેવું હોવું જોઈએ. એમા બાળકને લખવાનાં, વાંચવાનાં અને સાધારણ અંકગણિતનુ જ્ઞાન આપવું જોઈએ. પરંતુ માધ્યમિક શ્રેણીમાં વ્યક્તિના જીવનની આવશ્યકતા ઉપર ધ્યાન આપવું જોઈએ. પાઠ્યક્રમનુ રૂપ એટલુ વિસ્તૃત હોય કે બાળકો પોતાની રુચિ અનુસાર શિક્ષણ મેળવીને જીવનરૂપી સંગ્રામ માટે તૈયાર બને, તેનુ જીવન બીજા લોકો માટે કામમાં આવે, કારણ કે વ્યક્તિ પોતાને માટે જ જીવતી નથી, પણ બીજાને માટે જ જીવે છે. કેટલાય લોકો કહે છે કે શાળામાં કોઈપણ વ્યવસાય શિખવાડવાને માટે બાળકોને શિક્ષા આપવી નહિ. પ્રાથમિક અને માધ્યમિક એ બન્નેને શિક્ષણકામનાં અન્તિમ વર્ષોમાં આપણે એવી વાતો શિખવવાની હોય કે જેનાથી ભાવિ જીવન વ્યવસાયી બની શકે.

પોતાનું જીવન ચલાવવા માટે દરેકને કંઈક ને કંઈક કરવું જ પડે છે. કારણ કે આ સમસ્યા આજે બહુ મોટી છે. શિક્ષણ એટલે બેકારીની પ્રથમ કક્ષા ગણાય છે. આ વસ્તુને આપણે ભૂલી શકતા નથી. શિક્ષણનુ તાત્પર્ય ભાષા, વિજ્ઞાન અને ઈતિહાસ ભણાવવાનું નથી પણ એનો સંબંધ તો આખા જીવનથી છે. આજના જમાનામાં આ બંની વાતો આપણે ભૂલી ગયા છીએ. એટલે આપણા દેશની શિક્ષણ પ્રણાલિકામાં સમૂળ પરિવર્તનની જરૂર દેખાય છે. પાઠ્યક્રમના બંધારણમાં આપણે બાળક અને સમાજને પ્રધાન અંગો માનવાનાં છે. પહેલાં આપણને બાળકના સ્વભાવ અને રુચિનું પૂર્ણ જ્ઞાન હોવું જરૂરી છે. એ જાણ્યા વગર એને અધ્યયન કરાવવું એ ભેંસ આગળ ભાગવત સમાન છે. એ પછી બાળકના સમાજ ઉપર ધ્યાન આપવાનું છે. કારણ કે બાળક ઉત્પન્ન થતાંની સાથે જ સમાજનો સદસ્ય બને છે. સામાજિક લાભ મેળવવા માટે તેનું પણ ઉત્તરદાયિત્વ હોય છે. એટલે પાઠ્યક્રમમાં બાળક અને સમાજની જરૂરિયાતોનો સમાવેશ હોય છે. એનું રૂપ એવું હોવું જોઈએ કે બાળકના વ્યક્તિત્વનો વિકાસ પણ થાય અને સમાજહિતનો ઉદ્દેશ પણ પૂર્ણ બને. જો આપણે બન્ને વસ્તુમાંથી કોઈપણ વસ્તુને છોડી દઈશુ તો તે હાનિકારક સિદ્ધ થશે.

બાળકનું વાતાવરણ ઘણુ વિસ્તૃત હોય છે, પરંતુ આમાં જે વધારે મહત્ત્વપૂર્ણ હોય છે તેનો ઉપયોગ, તેની અવસ્થા અને આવશ્યકતા મુજબ કરવો જોઈએ દરેક સમાજના જુદા જુદા આદર્શો હોય છે. એ આદર્શોનો સંબંધ

સંસારના અન્ય સમાજથી ઘનિષ્ટ હોય છે. કારણ કે માનવસ્વભાવમાં કેટલીક વાતો સામાન્ય હોય છે એટલે–બાળકને આપણા દેશનું અને સંસારના બીજા દેશોના ઈતિહાસનું અધ્યયન આવશ્યક છે. બાળક આપણા પૂર્વજોના વારસદાર છે. એટલે પૂર્વજોની કૃતિઓથી બાળકને પરિચિત કરવો જોઈએ, તેમના વિચારો અને ભાવનાઓ શાં હતાં એ જાણવાથી બાળકના વિકાસમાં મોટો સહયોગ પ્રાપ્ત થાય છે. કારણ કે માનવજીવન એટલું લાંબું નથી કે બધી બાબતો પરીક્ષણના આધારે સમજી શકે. જૂના સમયમાં જે વસ્તુઓ બની છે તે જણાવવાનો એને પૂરો અધિકાર છે. આ દષ્ટિ–કોણથી તેને સાહિત્ય અને વિજ્ઞાનનું અધ્યયન કરાવવું જોઈએ. આ માટે તેને ભણાવવું અને ગણિતનું જ્ઞાન કરાવવું આવશ્યક છે એટલે તેને ભાષા અને ગણિતનું અધ્યયન પણ કરાવવું જોઈએ. પોતાના વાતાવરણનું જ્ઞાન બાળક માટે જરૂરી છે એટલે તેને પ્રાકૃતિક વિજ્ઞાનનું જ્ઞાન પણ આપવું જોઈએ.

બાળકને ઘણા વિષયો ભણાવવાનું ધ્યેય એનામાં કેટલીય રુચિઓ પેદા કરવાનું છે. આપણે બતાવી ગયા છીએ કે શિક્ષણનો ઉદ્દેશ રુચિઓનો વિકાસ કરવાનો છે. રુચિઓના વિકાસથી સારા સારા આદર્શો ઉત્પન્ન થાય છે. ઘણી રુચિઓના વિકાસથી ઉદારતા ઉત્પન્ન થાય છે. આનાથી વ્યક્તિ ઘણી વાતોની બાબતમાં નિષ્પક્ષ નિર્ણય કરવામાં સમર્થ થાય છે. બચપણમાં વધારે વિષયો ભણાવવાનું તાત્પર્ય બાળકને પ્રવીણ કરવાનું નથી પરંતુ એનું તાત્પર્ય એ છે કે બચપણમાં બાળકની જિજ્ઞાસા ઘણી પ્રબળ હોય છે. અને મુખ્ય પ્રવૃત્તિના આધાર ઉપર એને કટલીય વાતો શીખવવામા આવે છે. જો બચપણમાં જુદા જુદા વિષયોમાં એની જિજ્ઞાસા ઉપન્ન થાય તો તે પોતાનો માર્ગ અવશ્ય શોધી કાઢશે. તેની રુચિઓનુ કેન્દ્રીકરણ તેને માટે કઠિન નહિ બને. કારણ કે અવ્યવસ્થિત ચિત્ત વિપરીત થવાથી તેનુ ધ્યાન ક્યાયને ક્યાંય અવશ્ય કેન્દ્રિત થશે અને એવી રીતે એના વ્યક્તિત્વના વિકાસમાં સુગમતા થશે. જો બચપણમાં બાળકને ઉચિત અવસર આપવામા ન આવે તો એની જુદી જુદી મૂળ પ્રવૃત્તિઓનો વિકાસ થતો નથી. અને તે અવિકસિત રહી જાય છે. અને તેની શક્તિઓ જે બાજુ આપણે ઇચ્છતા નથી તે દિશામાં કેન્દ્રિત થાય છે. મનોવિજ્ઞાનના વિદ્યાર્થીઓ સમજી શકે છે કે જો મૂળ પ્રવૃત્તિઓનો વિકાસ ન થાય તો એનાં પરિણામો પણ ઘણા ખોટાં આવશે. જો કોઈપણ વસ્તુ શીખવા માટે ઉચિત સમય આપવામા ન આવે તો પછી તે વસ્તુ શિખવામા કેટલીય મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. બાળપણમા ભણતાં, વાંચતાં, લખતાં, ન આવડે તો

આગળ ભણવામાં ઘણી કઠિનાઈઓ આવે છે અને એનો અનુભવ પણ દરેકને હોય છે. બાળકને બાળપણમાં વધારે સમય આપવાથી મૂળ પ્રવૃત્તિઓનો વિકાસ થાય છે. અને એની શક્તિઓનો પણ વિકાસ થાય છે. કારણ કે આપણે બાળકનો પરિચય બધી બાબતો સાથે કરાવવાનો હોય છે. જે એનાથી એની મૂળ પ્રવૃત્તિઓનો વિકાસ થાય, અને વાતાવરણમાંથી જ બધી વસ્તુઓનો પરિચય થાય, તો પછી તેની રુચિનિર્ધારણમાં સરળતા થાય છે. એની મનોવૃત્તિઓ સંકુચિત નથી કારણ કે આ ઢંગથી તે શરૂઆતથી જ સમાજની જુદી જુદી જરૂરિયાતોનું થોડું અનુમાન કરી શકે છે. આવી રીતે પાઠ્યક્રમનું સંગઠન મનોવૈજ્ઞાનિક રીતથી જ નહિ પણ સામાજિક દૃષ્ટિકોણથી પણ કરવું જોઈએ. એટલે મનોવૈજ્ઞાનિક અને સામાજિક રીતથી કરેલું પાઠ્યક્રમનું સંગઠન મહત્ત્વપૂર્ણ હોય છે. જો એકલી મનોવૈજ્ઞાનિક રીતથી તેનું સંગઠન કરવામાં આવે તો આપણે માની શકીએ કે વ્યક્તિવાદને આપણે માની શકીએ છીએ અને સામાજિક હિત પર ધ્યાન આપવા માગતા નથી. સામાજિક હિતની ઉપેક્ષા કરવી તે ઠીક નથી. એટલે સમાજ હિતની અવહેલના કરવાથી સમાજહિત માટે જ ઘાતક નહિ પણ વ્યક્તિ માટે પણ નુકશાનકારક બનશે. કારણ કે વ્યક્તિનું હિત સમાજના હિત ઉપર અવલંબિત છે.

શિક્ષણદૃષ્ટિથી પાઠ્યક્રમનાં કેટલાંય રૂપોની ચર્ચા મોટા મોટા શિક્ષણશાસ્ત્રીઓએ કરી છે. દા. ત. સાહિત્યિક અને વૈજ્ઞાનિક, સાહિત્યિક કોટીમાં ભાષા, સાહિત્ય, ધર્મ, નીતિ, ઈતિહાસ, રાજનીતિ, વગેરે વિષયો આવી જાય છે. વૈજ્ઞાનિક કોટીમાં ગણિત તથા બધા પ્રાકૃતિક વિજ્ઞાનની ગણના કરીએ છીએ. ભૂગોળનો સંબંધ સાહિત્ય અને વિજ્ઞાન બેથી છે ભૂગોળમાં વાતાવરણ તથા માનવજીવનના પ્રભાવોનું વર્ણન હોય છે. એટલે ભૂગોળ સમુદ્રનો એવો પુલ છે કે જેના ઉપર ઊભા રહીને આપણે વિજ્ઞાન અને સાહિત્ય બન્ને બાજુ જોઈ શકીએ છીએ. કેટલીય વ્યક્તિઓ "ज्ञानाय ज्ञानम्" ના સિદ્ધાન્તને અનુસરીને પાઠ્યક્રમનું સંગઠન કરવા માગે છે. એમના કથનાનુસાર સાહિત્ય, વ્યાકરણ, ગણિત અને વિજ્ઞાન આદિ વિષયોનું અધ્યયન તેમના જ્ઞાન માટે કરવું છે. જીવનમાં તેઓના ઉપયોગ માટે ક્યાંય પણ ચર્ચા થતી નથી. પરંતુ આ પરિસ્થિતિ ઠીક નથી આ રીતથી વ્યક્તિ શિક્ષણ તો પ્રાપ્ત કરે છે. પણ તેની સમજમાં એ નથી આવતું કે એના જ્ઞાનનું શું પ્રયોજન છે? પરીક્ષા પાસ કરીને આપણું નામ બધાઓની સૂચીમાં આવે તે કેટલું સરસ ગણાય? અથવા ઘણી જગાએ આપણે એવી નોકરી કરી લઈએ છીએ કે જેને શિક્ષણ સાથે કશો સંબંધ નથી. આવાં ઉદાહરણો ઘણાં છે. 'બી. એસ. સી' અને 'એમ.

એસ. સી' પાસ થયેલ વ્યક્તિઓ ઓફીસમાં કારકુનગીરી કરવા જાય છે. કેટલીય વ્યક્તિઓ 'એમ એ' પાસ કરીને એવા ક્ષેત્રમાં નોકરી શોધી કાઢે છે કે જેનો શિક્ષણથી કંઈ સબંધ જ નથી. આનું પરિણામ મારી નજરમાં તો એ છે કે એવા લોકોને વિષયપ્રેમ નથી પણ ડિગ્રી મેળવવા માટે જ તે થોડા વર્ષો સુધી કૉલેજમાં સમયયાપન કરે છે. અમારી પ્રચલિત શિક્ષણપ્રથાની આ એક વિશિષ્ટતા છે કેટલાય સાહિત્ય અને ગણિતના મહાન વિદ્વાનો જીવનના અન્ય અંગોમાં શૂન્ય હોય છે. કેટલીય વ્યક્તિઓ શિક્ષણ તરફ ધ્યાન નથી આપતી પણ કુશળતા પ્રાપ્ત કરવાનું જ ધ્યાન આપે છે. આ સિદ્ધાંતથી જ શિક્ષિત વ્યક્તિને આપણે બધી બાબતોથી પૂર્ણ નથી કહી શકતા. એની સ્થિતિ "कूपमण्डूक" જેવી હોય છે પાઠ્યક્રમના સગઠનમાં વધારેમાં વધારે ધ્યાન આપવા માટે આપણે વિષયોની પસંદગી એવી રીતે કરવી જોઈએ કે બાળક વિષયો શીખે અને તેને જીવનોપયોગી બનાવે. ક્યા વિષયની કેટલી ઉપયોગિતા છે એનો નિર્ણય કરવો ઘણો જ કઠિન છે. કારણ કે વિદ્વાનોના મત એક નથી તેથી આપણે એવો પાઠ્યક્રમ બનાવી શકતા નથી કે જે બધી શાળાઓમા ઉપયોગી બની શકે, એટલું જ નહિ પણ આપણે એમ પણ કહી શકીએ છીએ કે એક વર્ષે બનાવેલો પાઠ્યક્રમ બીજા વર્ષે ઉપયોગી નથી બની શકતો, કારણકે પ્રતિ વર્ષ વિભિન્ન શ્રેણીના બાળકો આવે છે, અને તેઓની વ્યક્તિગત ભિન્નતા જોઈને શિક્ષણની વ્યવસ્થા કરવામા દર વર્ષે કંઈક ને કંઈક પરિવર્તન જરૂરી છે અને પાઠ્યપુસ્તકોમા પરિવર્તન આ બાબતને અનુલક્ષીને જ કરવામા આવે છે કેટલાક માણસોને આર્થિક દૃષ્ટિકોણથી ઠીક મનાતુ નથી એટલે ઉચિત તો એ છે કે શિક્ષણાધિકારીઓએ પાઠ્યક્રમ બનાવવાની જવાબદારી પોતાના ઉપર જ ન લેવી જોઈએ. આ કાર્ય તો શાળાના નિષ્ણાત શિક્ષકો ઉપર છોડવુ જોઈએ. શિક્ષણ બાળકના સંપર્કમાં આવે છે એટલે એની આશા રાખવી એક ભ્રમ નથી કે શાળાના પાઠ્યક્રમનું સગઠનકાર્ય વધારે સફળતાપૂર્વક કરી શકાશે શાળાના માર્ગદર્શન માટે મોટા મોટા સિદ્ધાંતો નિર્ધારિત કરવામા આવે છે એટલે બધી શાળાઓ એક નિશ્ચિત સ્થળ ઉપર પહોચી શકે અને સ્વેચ્છાચારી પણ ન કરે. વ્યક્તિગત ભિન્નતાને ધ્યાનમા રાખીને શિક્ષણની વ્યવસ્થા વધારે સારી બનાવી શકાય છે. પણ આ કહેવાનુ મારુ એ ધ્યેય નથી કે દરેક વિદ્યાર્થી માટે અલગ અલગ પાઠ્યક્રમ હોવા જોઈએ સાચી રીતે આદર્શ તો આ છે, પરતુ આ સભવિત નથી પણ એનો અર્થ એટલો તો આવશ્યક છે કે શાળાને તો પોતાના ક્ષેત્રમા વધુમા વધુ સ્વાતંત્ર્ય મળવુ જોઈએ અને આપણે પણ સાથે સાથે જોવું

જોઈએ કે તે પોતાની સ્વતન્ત્રતાનો દુરુપયોગ તો નથી કરતી ? અયોગ્ય લાભ તો નથી ઉઠાવતી ? દા ત સયુક્ત રાજ્ય અમેરિકાની શાળાઓને વધારે સ્વતન્ત્રતા આપી છે ત્યા પાઠ્યક્રમના બધારણમા શાળાને વધારેમા વધારે સ્વતન્ત્રતા આપવામા આવે છે અને શાળાઓનો ઘણો મોટો ભાગ હોય છે તેમને માટે એક એવુ બોર્ડ બનાવવામા આવે છે કે તે પાઠ્યક્રમના સિદ્ધાંતો અને તેની સાધારણ નીતિ નિર્ધારિત કરે છે બીજી વાતો શાળા પોતાની આવશ્યકતાનુસાર પોતે જ સભાળી લે છે એ સ્વતન્ત્રતાનુ ફળ ઘણુ જ સારુ આવ્યુ છે. આમા શિક્ષક ઘણો સ્વતન્ત્ર હોય છે અને તેની પાઠનપ્રણાલીમા પણ પરિવર્તન કરવા માટે તે સ્વતન્ત્ર હોય છે આ માટે જ ત્યાના પાઠ્યક્રમનુ સ્વરૂપ એવુ હોય છે કે જેમા સ્વતન્ત્રતાથી પરિવર્તન કરી શકાય છે આપણા દેશમા પાઠ્યક્રમના પરિવર્તનમા અથવા સશોધનમા વર્ષો લાગી જાય છે આવી રીતે શિક્ષકની મૌલિકતાને ઘણી હાનિ પહોચે છે અને તે નિરુત્સાહી થઈ જાય છે એટલે દરેક સરકાર માટે આવશ્યક છે કે તેણે પાઠ્યક્રમની રૂપરેખાનુ નિર્ધારણ કરવુ જોઈએ ભણાવવામા આવે એવા જુદા જુદા વિષયોની પસદગી કઈ રીતે થાય એ વિવેચન આપણે કરીએ

## ૨. પાઠ્યક્રમના સંગઠનની કસોટી

કેટલાક વિષયોનુ મહત્ત્વ સાર્વભૌમિક હોય છે એમા મનુષ્યની તમામ રુચિઓનુ પ્રતિનિધિત્વ હોય છે એવો કયો માણસ છે કે જે ભાષા, ગણિત, સાહિત્ય, પ્રાકૃતિક વિજ્ઞાન અને ભૂગોળનુ થોડુ જ્ઞાન મેળવવા માગતો ન હોય? સગીત અને કળામા પ્રેમ ન હોય તો વ્યક્તિ નીરસ ગણાય છે. એટલે એ વિષયોના કોઈને કોઈ અગથી પરિચિત થવુ આવશ્યક ગણાય છે એ વિષયોની આવશ્યકતા આપણે જીવન સારી રીતે વ્યતીત કરી શકીએ એને માટે હોય છે અને બીજાઓની જ રુચિઓ અને સભ્યતાના વિકાસમા મદદ કરવા અને સમાજનુ નેતૃત્વ કરવામા હોય છે

આ ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાથી અધ્યયનની સીમા શી રાખવામા આવે એ વસ્તુ બાળકની અને શાળાની અવધિ ઉપર આધારિત હોય છે દશથી અગિયાર વરસની અવસ્થા સુધી બાળકની માતૃભાષા, અંકગણિત, પોતાના દેશનો ઈતિહાસ, બીજગણિત અને પ્રાકૃતિક અધ્યયનની ઉપયોગિતા છે એનાથી આગળ ભૌતિક અને રસાયણ વિજ્ઞાનનુ પણ જ્ઞાન આપવુ જરૂરી છે એની સાથે એક બીજી ભાષાનુ જ્ઞાન પણ આપવુ જરૂરી છે, કેટલાક લોકો અમેરિકાના પક્ષમા છે બાળકોની વિકાસઅવસ્થાનો વિચાર

કરીને આપણે જુદા જુદા વિષયોને વધારે વિસ્તૃત બનાવવા પડશે. મેં ઉપર કહ્યું છે કે બાળકને શિક્ષા એવી પ્રણાલીથી આપવી કે જેનાથી એને પોતાના જીવન અધ્યાપનમાં કઠિનતાનો સામનો ન કરવો પડે. એટલે આપણે શિક્ષણનો પાઠ્યક્રમ થોડો ઘણો વ્યવસાયી અને ઉપયોગશીલ બનાવવો પડે છે; કારણકે ફક્ત શિક્ષણથી બાળક ક્રિયાશૂન્ય બને છે અને ઉદ્યોગોથી સક્રિય બને છે, સ્ફૂર્તિ આવે છે અને સ્વાવલંબી બને છે; આનો અભિપ્રાય એ પણ નથી કે આપણે બીજા વિષયોની ઉપેક્ષા કરીએ. હું ઉપર શિક્ષકને અધ્યયન કાર્યમાં પહેલેથી વધારે સ્વાતંત્ર્ય આપવા માટે પણ કહી આવ્યો છું. મેં એ પણ કહ્યું છે કે દેશની શાળાઓ આદર્શોથી વિરુદ્ધ ન જાય અને શાળાના આદર્શોમાં સમાનતા હોય તોપણ તેને તેના કાર્યક્ષેત્રમાં પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ. બધી વસ્તુઓ સરખી આ સિદ્ધાંતની શાળામાં લાગુ પડતી નથી. કારણકે શાળામાં જુદી જુદી રુચિઓનાં બાળકો આવે છે. તેમની શક્તિ અને આવશ્યકતાઓમાં મોટું અંતર હોય છે. એટલે પાઠ્યક્રમની નાની નાની વાતો નિર્ધારિત કરવામાં દરેક શાળા અને શિક્ષકને પોતાના ક્ષેત્રમાં પૂર્ણ સ્વતંત્રતા જોઈએ. શાળા અને શિક્ષક માટે આવી સ્વતંત્રતાની માગણી કરવાનો અર્થ તેની જવાબદારીઓને આગળ ધપાવવાનો છે. પણ મને આ કહેતાં દુઃખ થાય છે કે આજના શિક્ષકોમાં આ આદર્શ જોવામાં નથી આવતો એટલે આ જવાબદારી સંભાળવામાં તે સફળ નથી નિવડતો. તેને માટે ફક્ત નવું શિક્ષણ પ્રાપ્ત કરેલા અધ્યાપકોની જ આવશ્યકતા નથી, પણ સામાજિક અને આર્થિક સ્થિતિમાં ઉચિત પરિવર્તન કરવાની આવશ્યકતા હોય છે. હવે આપણે જોઈએ કે સ્વતંત્રતાપ્રાપ્ત શાળાઓને અથવા નૂતન શિક્ષણાર્થિઓને પાઠ્યક્રમના સંગઠનમાં કઈ કઈ વાતો ઉપર ધ્યાન આપવું જોઈએ.

ટૂંકમાં આપણે કહી ગયા છીએ કે પાઠ્યક્રમના સંગઠનમાં નીચે આપેલી વાતો ઉપર ધ્યાન રાખવું જોઈએ.

(૧) બાળકની શક્તિ, આવશ્યકતા અને રુચિ
(૨) બીજા પાઠ્યવિષયો સાથે એનો સંબધ.
(૩) ભણવાનો સમય.
(૪) પાઠ્ય પુસ્તકો તથા અન્ય સામગ્રી પ્રાપ્ત કરવી.
(૫) બાળકોમા રુચિ અને આવશ્યકતાનુસાર શિક્ષણ કાર્યને અનુકૂળ બનાવવું.

શિક્ષકને પાછળથી સુવિધા આપવામાં કેટલાય લોકો આપત્તિ ઉઠાવશે કે તે પોતાનાં કર્તવ્યોની ઉપેક્ષા કરે છે અને જે પુસ્તકો એને પ્રાપ્ત છે

તેના આધાર ઉપર જ તે ગમેપણ રીતે કામ ચલાવતો. ગણતરાષ્ટ્ર અમેરિકામાં શિક્ષકને જ્યારે આવી સુવિધા આપવામાં આવી ત્યારે ત્યાંથી પહેલાંના શિક્ષણ વ્યવસ્થામાં એવી અવ્યવસ્થા થઈ કે કેળવણી બાળકો માટે હિતકારક અને લાભદાયક ન નીવડી. એનાં મુખ્ય કારણ બે હતાં. (૧) યોગ્ય શિક્ષકોનો અભાવ અને (૨) આવશ્યક સુવિધાઓની ઊણપ. આ બન્ને મુશ્કેલીઓ દૂર કરવાથી ઘણી અનુકૂળતા મળી છે. આપણે જોઈએ કે ભારતમાં મુશ્કેલી તો ઓછી નથી. આપણે એટલું માનવું પડશે કે અમેરિકાની વર્તમાન પદ્ધતિથી આધુનિક શિક્ષણ શાસ્ત્રમાં મોટો ભાગ ભજવે છે. હવે આપણે ઉપર લખેલા પાંચ સિદ્ધાંતો ઉપર વિચાર કરીશું.

**બાળકની શક્તિ, આવશ્યકતા અને રુચિ**

બાળકની શક્તિ, આવશ્યકતા અને રુચિ ઉપર ધ્યાન આપ્યા વગરનો પાઠ્યક્રમનો ઉદ્દેશ પણ નક્કી જ નિશ્ચિત કરવામાં આવે તો એનો અર્થ એ છે કે આપણે થોડાં બાળકોને ભણાવવા માગીએ છીએ અને થોડાં બાળકોને જ સુવિધા આપવા માગીએ છીએ. આ રીતે બાળકોમાં જે વિકાસની આવશ્યકતા છે તે નથી થઈ શકતો અને શિક્ષકનો પરિશ્રમ પણ વ્યર્થ જાય છે. આ માટે બાળકોની રુચિ ઉપર ધ્યાન કેમ અપાય અને તેને શિક્ષણ કેમ અપાય તે માટે એક મનોવૈજ્ઞાનિક સિદ્ધાન્ત છે અને આપણે મનોવિજ્ઞાનના સિદ્ધાન્તના આધાર ઉપર જ ચાલવું પડશે. આ સિદ્ધાંત એ છે કે બાળક જ્યાં હોય ત્યાંથી જ તેનું શિક્ષણ શરૂ કરવું જોઈએ. આ બધી વાતો ધ્યાનમાં રાખીને બાળકની બુદ્ધિ માપવાનું, એની અન્ય પ્રવૃત્તિઓ માપવાનું અને બીજી કેટલીક યુક્તિઓથી આપણે માટે આવશ્યક છે કે બાળકની શક્તિ, આવશ્યકતા અને રુચિ જાણી શકીએ.

**બીજાં પાઠ્યપુસ્તકોથી સંબંધ**

પાઠ્યક્રમનું કોઈપણ અંગ બનાવતાં પહેલાં આપણે જોવું જોઈએ કે એનો સંબંધ બીજા વિષયોથી કેવો છે. હું કહી શકું છું કે બાળક જે કંઈ શીખશે તેમાં અનુભવોનો ભાગ મોટા પ્રમાણમાં હશે. આમ કરવાથી તેનો વિકાસક્રમ બરાબર ચાલે છે. આ સિદ્ધાન્તના આધારે ચાલવાથી એક વર્ગને ભણાવવાનો સંબંધ બીજા વર્ગથી ઘનિષ્ઠ હોય છે. આ સિદ્ધાન્તની આગળ પુસ્તકોમાં અને પાઠ્યક્રમમાં જલદી જલદી પરિવર્તન કરવું તે ઘણું જ હાનિકારક છે. શિક્ષકે હમેશાં એ ધ્યાનમાં રાખવું જોઈએ કે પાઠ્યક્રમ એ એક સાધન છે, સાધ્ય નહિ. એની ઉપયોગિતા બાળકના વિકાસક્રમમાં

બહુ જ થોડી હોય છે. આ વાત સમજવા માટે બાળકને જુદા જુદા વિષયોના પરસ્પર સંબંધ સમજાવવા જોઈએ અને યથાસંભવ શિક્ષક વિદ્યાર્થીઓમાં સમન્વયની ભાવના ઉત્પન્ન કરે. આ માટે આપણે વિસ્તારથી જોઈશું

**ભણવાનો સમય**

ભણવાનો સમય ઘણો લાંબો હોવો જોઈએ કેટલીયવાર જોવામાં આવે છે કે બાળકને આગળની કક્ષામાં ચઢાવવામાં આવે છે પણ આપણે એ વસ્તુ ઉપર વિચાર નથી કરતા કે જે વિષય એને ભણાવવામાં આવ્યો છે એમાં એણે સારો લાભ ઉઠાવ્યો છે કે નહિ. જો આપણે એની ભિન્નતા ઉપર ધ્યાન આપવાની આવશ્યકતા હોય અને કમજોર બાળક ઉપર વધારે ધ્યાન આપી શકીએ તો પરિસ્થિતિમાં કંઈ ને કંઈ સુધારો અને ફેરફાર સંભવિત છે. આ પ્રમાણે કરવું તે અસંભવિત પણ ન ગણાય જો ધોરણના શિક્ષકને પૂછીને તેના કહ્યા મુજબ બાળકની કમજોરી પૂરી કરવા માટે કોઈ જુદી વ્યવસ્થા કરીએ કે જેનાથી આ વસ્તુનો ઉકેલ આવી શકે તો કોઈપણ જાતની મનાઈ ન રહે

**પાઠ્યપુસ્તકો તથા અન્ય સહાયક સામગ્રી પ્રાપ્ત કરવી**

પાઠ્યક્રમ નિર્ધારિત કર્યા પહેલાં આપણે એ જોવું જોઈએ કે જે સામગ્રીની આપણે આવશ્યકતા બતાવી છે તે સામગ્રી મળી શકે છે કે નહિ નહિ તો પાઠ્યક્રમનો કંઈપણ અર્થ નહિ સરે. શિક્ષણથી આપણે બાળકોમાં અનુભવ ઇચ્છીએ છીએ એને માટે થોડાં સાધનો આવશ્યક છે જેવી રીતે વિજ્ઞાન, ભૂગોળ અને ઇતિહાસના અધ્યયનમાં યંત્ર અને ચિત્રની મદદ લીધા વગર એ વિષયોનો અભ્યાસ કરાવવો એનો અર્થ એ છે કે અગ્નિની મદદ વગર ભોજન તૈયાર કરી લેવું જો આ સાધનોનો અભાવ હશે તો પરિશ્રમમાં યથેષ્ટ સફળતા નથી મળતી. એટલે આ વસ્તુઓની યોગ્ય વ્યવસ્થા કરવી જરૂરી છે. હું કહેવા માગુ છુ કે સાધનો પ્રાપ્ત કર્યા વગર પાઠ્યક્રમની વ્યવસ્થા ન કરવી જોઈએ અને જ્યારે સાધનો પ્રાપ્ત થાય ત્યારે જ પાઠ્યક્રમની વ્યવસ્થા કરવી જોઈએ.

**પાઠ્યક્રમ સાધ્ય નહિ. સાધન**

બાળકના જ્ઞાનના વિકાસ માટે પાઠ્યક્રમને એક સાધન માનવું જોઈએ હવે "જ્ઞાનાય જ્ઞાનમ્"નો સિદ્ધાંત માન્ય નથી પાઠ્યક્રમનો મુખ્ય ઉદ્દેશ બાળકોમાં થોડી શક્તિ ઉત્પન્ન કરવી કે જેનાથી બાળક મોટો થઈને સમાજ અને સભ્યતાના મોટા મોટા અંગોને સમજી શકે અને પોતાનો વિકાસ કરતો રહે અમારો ઉદ્દેશ કોઈપણ બાળકને વધારે વિષયોનું અધ્યયન

કરાવવાનો નથી પણ પાઠ્યક્રમથી અમારે બાળકોને એવો અનુભવ કરાવવાનો છે કે જેનાથી સભ્યતાના વિકાસમાં મદદ મળી શકે. આ પ્રયત્નમાં આપણે બાળકોની રુચિ ઉપર વધારે ધ્યાન આપવું પડશે. જો બધાય વિષયોની પાઠનપ્રણાલી સમાન હોય તો બાળક તેમાં એટલી રુચિથી કામ કરે કે જેટલી ખેલમાં તેની રુચિ હોય છે.

ઉપર આપણે કહી ગયા છીએ કે પાઠ્યક્રમમાં એટલા આર્થિક વિષયો ન હોવા જોઈએ કે શિક્ષક તેઓને કોઈપણ રીતે કેમ સમાપ્ત કરવી એમાં જ ન લાગ્યો રહે. આવી સ્થિતિથી કંઈપણ લાભ થતો નથી. કારણ કે શિક્ષકો હંમેશાં નોટ લખાવવાની જ તૈયારીમાં હોય છે અને વિદ્યાર્થીઓ પણ પરીક્ષામાં પાસ થવાની ઇચ્છાથી જ કેવી જાતના પ્રશ્નો પૂછાશે તેના અનુમાનમાં જ લાગ્યા રહે છે. પણ આપણે એ જોવું જોઈએ કે બાળકનું શિક્ષણ પરીક્ષામાં પાસ થવા માટે જ ન હોય. કારણ કે એવું શિક્ષણ નિરર્થક છે. શિક્ષણથી આપણે બાળકોના ભાવી જીવનનો પાયો તૈયાર કરવા માગીએ છીએ. અર્થાત્ પ્રાથમિક કેળવણીનો સંબંધ માધ્યમિક કેળવણીથી હોય અને માધ્યમિક કેળવણીનો સંબંધ ઉચ્ચ કેળવણીથી હોય. પણ આપણે આનો અર્થ એવો ન કરવો જોઈએ કે પ્રાથમિક શિક્ષણ માધ્યમિક શિક્ષણની તૈયારીનું એક ક્ષેત્ર છે અને માધ્યમિક શિક્ષણ ઉચ્ચ શિક્ષણની તૈયારીનું ક્ષેત્ર છે. પ્રાથમિક અને માધ્યમિક શ્રેણીમાં બાળકનું જીવન એવું હોય છે કે જેને એ સારી રીતે સમજી શકે છે અને જો આજીવન સારી રીતે વ્યતીત કરવામાં શાળા તેને મદદ કરે તો એના ભાવી જીવનનો પાયો આપોઆપ જ મજબૂત બનશે. શાળામાં બાળકો માટે આપણે એક એવું વાતાવરણ ઉપસ્થિત કરવાનું છે કે જેનાથી એની રુચિનો અને વિકાસનો ક્રમ અવસ્થાનુસાર આગળ વધતો જાય. જો શાળા આટલું કામ કરી શકશે તો બાળકનો વ્યક્તિગત અને સામાજિક વિકાસ એકગતિથી ચાલતો રહેશે. એનાથી સ્પષ્ટ છે કે શાળાઓનો ઉદ્દેશ બાળકને પોતાની શક્તિ મુજબ કેવી રીતે રહેવું જોઈએ એ શીખવવાનો છે. રહેવું શીખવવાનો અર્થ તેની જુદી જુદી શક્તિઓનો વિકાસ છે. શાળાનો ઉદ્દેશ શરીર, મસ્તિષ્ક અને આત્મા ત્રણેના વિકાસ ઉપર ધ્યાન આપવાનો છે. પણ અહીં આપણે એ ન માની લેવું જોઈએ કે વ્યક્તિત્વના આવી રીતે ત્રણ ભાગ હોય છે. આ ભાગ તો આપણે એટલા માટે કર્યા છે કે પાઠ્યક્રમનાં જુદાં જુદાં અંગોને સારી રીતે સમજી શકીએ. કારણ કે કેટલાક વિષયો એવા હશે કે જેઓનો સંબંધ શારીરિક

વિકાસથી છે અને કેટલાય એવા છે કે જેઓનો સંબંધ માનસિક શક્તિઓ, ચારિત્ર્ય, રુચિ અને આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ કરીને તેઓને સમાજ-હિતના રક્ષણ માટે યોગ્ય બનાવી દેવા એ જ પાઠ્યક્રમનો ઉદ્દેશ માની શકાય છે.

હવે આપણે પાછળ જે વાતો કહી છે એનું મનોવૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી સમર્થન કરીએ છીએ. આ સમર્થનમાં આપણે જે વાતો કહી છે એને ટૂંકમાં ખીંચી વખત કહેવાની છે. મનુષ્યની ક્રિયાઓના ત્રણ ભાગ કરી શકાય છે. જાણવું, અનુભવ કરવો અને ચેષ્ટાઓ કરવી. પાઠ્યક્રમ મનુષ્યની આ ત્રણ વૃત્તિઓનું પ્રતિનિધિત્વ ધારે છે અર્થાત્ પાઠ્યક્રમમાં મનુષ્ય જે વસ્તુ જાણવાની ઇચ્છા કરે છે એનો સમાવેશ હોવો જોઈએ. આ દૃષ્ટિથી ભાષા, સાહિત્ય, વિજ્ઞાન, ગણિત અને ઈતિહાસ ભૂગોળ વિષેની ગણના કરી શકાય. માણસની ભાવનાઓના સંબંધમાં કળા, કવિતા અને સંગીત વગેરેની ચર્ચા આવી જાય છે. કારણ કે આ ત્રણ મુખ્ય સાધનોથી જ માનવસભ્યતાની શરૂઆતથી માણસ પોતાની ભાવનાઓનું પ્રદર્શન કરતો જ રહ્યો છે. "પ્લેટો" કહે છે કે શિક્ષા ઘૃણા કરવા લાયક વસ્તુથી ઘૃણા અને પ્રેમ કરવા યોગ્ય વસ્તુ સાથે પ્રેમ કરતાં શીખવાડે છે અને એ જ સાચી શિક્ષા છે. માણસ એના સામાન્ય જીવનમાં જે કંઈ કરવા માગે છે એનું પ્રતિનિધિત્વ પાઠ્યક્રમ કરે છે. પોતાનું જીવન ચલાવવા માટે માણસ જે કંઈ પણ કાર્ય કરે છે એની શિક્ષા પાઠ્યક્રમના આધારથી જ થોડી ઘણી થઈ જવી જોઈએ. ભોજન, કપડાં અને રહેઠાણ માટે જે કંઈ પ્રયત્ન બાળક કરે છે એનો થોડોઘણો આભાસ પાઠ્યક્રમના આધારથી જ શાળાના કાર્યમાં આવી જવો આવશ્યક છે. શાળાના ઉદ્દેશના નિર્ધારણના આધાર ઉપર કહી શકીએ છીએ કે પાઠ્યક્રમનું સંગઠન એવી રીતે કરવાનું છે કે શાળામાં બાળક સામાજિક જીવનનો અનુભવ કરી શકે. રહેવાની પૂર્ણ કળા બાળકને શાળામાં જ શીખવવી જોઈએ. પાઠ્યક્રમના સંગઠનમાં આ બધી વાતો ઉપર ધ્યાન આપવું જોઈએ.

## ૩. પાઠ્યક્રમના સંગઠનના મૂળ સિદ્ધાન્તો

ભાવિ જીવનની તૈયારી. શાળામાં બાળક પોતાની રુચિ અનુસાર ભાવી જીવનની તૈયારી કરી શકે. આ જીવનની તૈયારીમાં એને આપણે માનવતા શું કર્તવ્ય હોય છે એની શિક્ષા આપવાનો અભિપ્રાય નથી. ભાવી જીવનની તૈયારીનો અભિપ્રાય એ પણ નથી કે શાળાને આપણે વ્યવસાયી ક્ષેત્ર બનાવી શકીએ. ભાવી જીવનની તૈયારીમાં પહેલાં આપણે બાળકની રુચિ ઉપર ધ્યાન આપવાનું છે એટલે એના વિકાસની ઉંમર અનુસાર એનાથી કામ

કરાવવું એ ભાવી જીવનની તૈયારી કરાવવા બરાબર છે. આજનો બાળક કાલનો નાગરિક છે. એટલે શિક્ષણનું આયોજન એવા પ્રકારનું હોવું જોઈએ કે બાળક પ્રજાતંત્ર રાજ્યના સંચાલન માટે યોગ્ય નાગરિક બનીને સમાજના વિકાસમાં મદદ કરે. આજના વૈજ્ઞાનિક યુગમાં વ્યક્તિના અવકાશો—સમય આગળ વધતો જાય છે. કારણ કે જૂના જમાનામાં જે કામ કેટલાય માણસો બહુ દિવસમાં કરતા હતા તે કામને યંત્રની મદદથી એક જ માણસ પહેલાં કરતાં જલદી કરી લે છે. આનાથી વ્યક્તિના અવકાશનો સમય વધતો જાય છે અને અવકાશનો સમય વધે છે એટલે બેકારી ઉત્પન્ન થાય છે. એટલે વ્યક્તિને આપણે એવા પ્રકારનું શિક્ષણ આપવું છે કે તે પોતાનો સમય કોઈ ને કોઈ સારા કાર્યના ખર્ચે. પોતાના અવકાશના સમયનો વ્યક્તિ કેવી રીતે ઉપયોગ કરે છે એનાથી તેના વિકાસનુ અનુમાન કરી શકાય છે. આ દૃષ્ટિથી આપણે કહી શકીએ છીએ કે અવકાશનો સદુપયોગ કરવો જરૂરી છે અને આ વસ્તુ શીખવવી એ શિક્ષણનો ઉદ્દેશ છે. એટલે પાઠ્યક્રમમાં રચનાત્મક કાર્ય, હસ્તકળા, સંગીત તથા સાહિત્ય વગેરેને યોગ્ય સ્થાન આપવું જોઈએ કે જેનાથી વ્યક્તિ અવકાશનો સદુપયોગ કરી શકે.

**રચનાત્મક શક્તિનો વિકાસ**

પાઠ્યક્રમમાં બાળકની રચનાત્મક શક્તિ વધારવાના પૂર્ણ પ્રયાસો કરવા જોઈએ, અન્યથા તેનો વિકાસ સારી રીતે થવો અસંભવિત છે. એટલે શિક્ષણ સાથે એવા વિષયો ભણાવવાની આવશ્યકતા છે કે જેનાથી રચનાત્મક શક્તિમાં વધારો થાય. એનાથી એની રુચિઓનો વિકાસ થતો રહેશે. આવી વ્યવસ્થા થવાથી બાળક અવકાશનો સદુપયોગ કરતાં શીખશે. અને શાળા છોડ્યા બાદ થોડા વિષયોમા એની સારી રુચિ રહેશે. આવું એને જો ઉચિત વાતાવરણ મળશે તો તે પોતાની રુચિ આગળ વધારવાની કોશીશ કરશે. રચનાત્મક વિકાસ માટે પાઠ્યક્રમમાં કોઈ પણ વિશિષ્ટ વિષયનો સમાવેશ થાય છે. કેટલાય માણસો એવું કહે છે કે કોઈ પણ વિષયમાં આપણે રચનાત્મક પ્રવૃત્તિનો વિકાસ કરી શકીએ છીએ. પણ આ વસ્તુ માટે અહીં તર્ક કરવાની આવશ્યકતા નથી. પહેલા દશ અથવા બાર વર્ષ સુધી બાળકમાં ક્રિયાશીલતા વધારે હોય છે અને ક્રિયાશીલતાને જો ઉચિત અવસર ન મળે તો બાળકનો સ્વાભાવિક વિકાસ રુંધાઈ જાય છે અને એનું ભવિષ્ય પણ અંધકારમય બની જાય છે. એટલે કોઈપણ હસ્તકળામાં દશ અથવા બાર વર્ષનાં બાળકોને શિક્ષણ આપવું એ મનોવિજ્ઞાન સમ્મત છે. એનાથી એની રચનાત્મક પ્રવૃત્તિ જાગૃત રહેશે અને આગળ જઈને તે સાચો નાગરિક બનશે.

**જ્ઞાન અને અનુભવને એકઠું કરવાનો સિદ્ધાન્ત**

પાઠ્યક્રમના સંગઠનમાં આપણે એ જોવું જોઈએ કે ભૂતકાળમાં કઈ કઈ વાતો મનુષ્યના લાભ માટે હતી અને આપણા જૂના અનુભવો મુજબ આપણે નિર્ધારિત કરી શકીએ છીએ કે ક્યા ક્યા વિષયોથી બાળકોનું હિત થઈ શકે છે. પણ આ સિદ્ધાંત હંમેશને માટે માની લેવા ઠીક નથી, કારણકે એ જરૂર નથી કે જે પહેલાં ઠીક હતું તે અત્યારે પણ ઠીક છે. આંખો બંધ કરીને પૂર્વવત્ બધી વસ્તુઓ માની લેવી હાનિકારક બને છે. એટલે આપણે જુદા જુદા વિષયોનું સંગઠન સાચી રીતે કરવું જોઈએ. ઉપર લખેલા સિદ્ધાન્ત બાળકને જોતા નથી પણ વિષયને જુએ છે. અને આધુનિક શિક્ષણના સિદ્ધાન્તો બાળકોને જોવા માગે છે. આમાં બાળકની રુચિ અને આવશ્યકતા ઉપર વધારે ધ્યાન અપાય છે એટલે આપણે માની શકીએ છીએ કે કેટલાય વિષયો હંમેશાં ઉપયોગી હોય છે. કારણ કે આપણા જૂના અનુભવો પણ આ જ વસ્તુ બતાવે છે. દા. ત. ભણવું, લખવું અને ગણવું. એ જ્ઞાનપ્રાપ્તિનાં મુખ્ય સાધનો છે. એટલે બાળકને આ સાધનો આપણે આપવાં જોઈએ.

**ક્રિયાશીલતાનો સિદ્ધાન્ત**

બાળક ક્રિયાશીલ હોય છે. તે દર વખતે કંઈકને કંઈક કામ કરવાની ઇચ્છા કરે છે અને ક્રિયાશીલતા વગર એનો ઉચિત વિકાસ સંભવિત નથી. એટલે પાઠ્યક્રમનું રૂપ એવું હોવું જોઈએ કે બાળકને કામ કરવા માટે પૂરતો સમય મળે. આ ક્રિયાશીલતા શરીર અને મસ્તિષ્ક બે માટે હોય. આધુનિક શિક્ષા વિશાળ છે, એમ માને છે કે પઠન-પાઠન પ્રણાલી વિષયથી વધારે મહત્ત્વની હોય છે. બાળક શું શીખે છે એનાથી વધારે અગત્યનું એ છે કે તે કેવી રીતે શીખે છે. વિચારવાની અને રહેવાની જે શિક્ષા શાળામાં આપવાની આવશ્યકતા છે તેના ઉપર વધારે ધ્યાન આપવું જોઈએ. ગણિતના દાખલાઓ થાય કે નહિ, અથવા ભાષા, ભૂગોળ અને ઇતિહાસનાં પુસ્તકો પ્રારંભથી લઈને અંત સુધી પૂરાં થાય કે નહિ એ બાબતો બધી ગૌણ છે. કારણ કે બાળકના વિકાસથી એનો વધારે સંબંધ છે. પાઠ્યક્રમના સંગઠનમાં આપણે એટલો જ વિચાર રાખવો જોઈએ કે જેનાથી બાળકમાં ઉત્સુકતા અને જાગૃતિ ઉત્પન્ન થાય અને બાળકનો ભાવિ વિકાસ નિશ્ચિત બની જાય. "ટી. પી. નન" કહે છે કે શાળા એ જ્ઞાન આપવાનું કેન્દ્ર નથી અને એવું માનવું પણ ન જોઈએ; કારણ કે શાળા તો એક એવું સ્થાન છે જ્યાં બાળકને ક્રિયાઓ

કરવાનો અભ્યાસ શિખવાડવામાં આવે છે જેઓનો વાસ્તવિક અને ઘનિષ્ઠ સંબંધ જીવનથી હોય છે. અને આ ક્રિયાના બે ભાગ પડે છે. એક તો આવી ક્રિયાઓ જેનાથી વ્યક્તિગત અને સામાજિક આવશ્યકતાઓની પૂર્તિ કરીને તેમાં એક સામંજસ્ય સ્થાપિત કરવાનો છે. દા. ત સ્વાસ્થ્ય, શારીરિક સૌન્દર્ય, સામાજિક આચાર અને વિચાર, નીતિ અને ધર્મ. તથા બીજામાં સભ્યતાનાં બધાં અંગોનો સમાવેશ થાય છે.

આ વાતો ઉપર ધ્યાન આપીને હવે આપણે એવા વિષયોનું વર્ણન કરીશું કે જેઓને પાઠ્યક્રમમાં સ્થાન મળવું જોઈએ કારણ કે એ વિષયો ઉપર આપણે ધ્યાન ન આપીએ તો ઉપર કહેલી વાતો ક્રમબદ્ધ નહિ ગણાય.

## ૪. પાઠ્યક્રમના આવશ્યક વિષયો

શિક્ષણમાં શારીરિક સ્વાસ્થ્ય ઉપર પૂરતુ ધ્યાન આપવું જોઈએ, કારણકે જો બાળકના સ્વાસ્થ્ય ઉપર પૂરતુ ધ્યાન ન અપાય તો તે કંઈ કામ ન કરી શકે એટલે દરેક કક્ષાનાં બાળકોને શારીરિક શિક્ષણ આપવું જરૂરી છે. બાળકના શારીરિક સ્વાસ્થ્યના સંબંધમાં માતપિતાની જવાબદારી પણ ઓછી નથી. પણ શાળાઓમા કેટલીય વાતો એવી રીતે બતાવવામા આવે છે કે જેને બાળક ઘેર સરળતાથી નથી શીખી શકતો. શારીરિક સ્વાસ્થ્ય સારી ટેવો ઉપર અવલંબે છે. ઊઠવામા, બેસવામા, આપવામાં, ખાવાપીવામાં, ઊંઘવામાં દરેકમા સારી ટેવની જરૂર છે. આ બધા માટે શાળાનું ઉત્તરદાયિત્વ તો છે જ. શાળામા એવો નિશ્ચિત સમય અવશ્ય રાખવો જોઈએ કે જેમા બાળકને આ બધી વાતો સમજાવી શકાય. અને વ્યાયામમાં પણ થોડુ શિક્ષણ આપવાની જરૂર પડશે એ માટે દરેક બાળકના સ્વાસ્થ્યનું બારીકાઈથી અધ્યયન કરીને વ્યાયામનુ શિક્ષણ આપવું જોઈએ નાના બાળકો માટે શારીરિક શિક્ષણનું મુખ્ય અંગ રમત છે. રમતનુ આયોજન એવું સુગઠિત જોઈએ કે દરેક બાળક એમાં ભાગ લઈ શકે મોટા બાળકોને એવી કસરત કરાવવાની આવશ્યકતા છે કે જેનાથી એને વ્યાયામનુ શિક્ષણ મળે, કારણ કે શારીરિક સ્વાસ્થ્ય એક મોટુ ધન ગણાય છે અને આ ધનની પ્રાપ્તિ દરેક માટે આવશ્યક છે. આ વ્યાયામનો અર્થ એ પણ નથી કે દરેક બાળક પહેલવાન બની જાય. પણ શાળા માટે આવી વ્યવસ્થાની જરૂર છે કારણ કે હજુ સુધી શાળાઓમાં સ્વાસ્થ્ય માટે શિક્ષણ આપવામા આવે છે એ અધૂરૂં છે. કોઈક શાળા એવી હશે કે જે બાળકોના સ્વાસ્થ્ય ઉપર પૂરતુ ધ્યાન આપતી હશે. પણ હવે આપણે આ નીતિમાં ફેરફાર કરવો પડશે.

જેવી રીતે બીજા વિષયો માટે વિશેષજ્ઞો રાખવામા આવે છે તેવી રીતે સ્વાસ્થ્યના વિશેષજ્ઞને પણ રાખવો પડશે અને સાથે સાથે વ્યાયામશાળાઓનુ પણ આયોજન કરવુ પડશે અને ત્યા આવીને બાળક કસરત શીખે અને કરે કેટલાક માણસો કહે છે કે વ્યાયામથી પહેલા પુષ્ટિદાયક ભોજનનો પ્રબન્ધ કરવો પડશે શરીરવિજ્ઞાન અને સ્વાસ્થ્યવિજ્ઞાનના જ્ઞાતાઓ આનો ઉત્તર "નહિ" આપે આવી વાતો એ લોકો કરે છે કે જે પ્રમાદવશ કસરતથી પોતે બચવા માગે છે પણ એ જોવામા આવે છે કે વ્યાયામ કરવાથી વ્યક્તિ જે કાંઈ ખાય છે એનાથી શરીરને વધારેમા વધારે લાભ મળે છે જો જરૂરી કસરત કરીને વ્યક્તિ શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય ઠીક કરે તો એને ઇચ્છિત વસ્તુ અવશ્ય પ્રાપ્ત થશે ભલે તે ગરીબ ઘરમા જન્મ્યો હોય કે ધનવાન કુટુબમા જીવનમા સફળતા મેળવવાની ચાવી સારુ સ્વાસ્થ્ય છે એટલે શાળાઓએ આ સબધમા પૂરતુ ધ્યાન આપવુ જોઈએ

આજના જડવાદી સસારમા ધાર્મિક પ્રવૃત્તિઓની મોટી આવશ્યકતા છે આજના શિક્ષણશાસ્ત્રીઓ ધર્મ અને નીતિ પણ શાળામા શીખવવા માગે છે મનુષ્ય પોતાના આત્માને ભૂલી જાય તો એને માટે આવશ્યક છે કે વ્યક્તિનુ ધ્યાન પરમશક્તિ અને આત્માના સબધ તરફ આકર્ષિત કરે એમ કરવાથી માણસ સમજી શકતો નથી જે એનો સદેશ છે તે લોકકલ્યાણ માટે એને બીજાને આપવા છે ધાર્મિક પ્રવૃત્તિ વગર વ્યક્તિ એ નથી માનતો કે સસારમા એવી કેટલીક વસ્તુઓ છે કે જેને માટે આપણા દિલમા પૂરતુ સન્માન જોઈએ વ્યક્તિની આ ધાર્મિક પ્રવૃત્તિનો સબધ દયા, સત્ય અને સેવાભાવમા દેખાય છે માણસો સત્યપ્રેમી હોય છે અને સત્ય તથા સેવાના પ્રેમી હોય છે પછી ભલે તેઓ મદિર, મસ્જિદ અથવા ગિરજાઘરમા ન જતા હોય તોપણ તેઓ ધાર્મિક પ્રવૃત્તિના હોય છે બાળકોમા આ ધાર્મિક પ્રવૃત્તિ કેવી રીતે જાગ્રત કરવી અને કોઈપણ એક ધર્મના સિદ્ધાન્તોમા શિક્ષણ આપવુ આજના લોકતત્ર રાજ્યમા સભવિત નથી રાજ્યમા જુદા જુદા ધર્મો છે અને જુદા જુદા ધર્મ માનનારા લોકો છે તો આપણે કયા ધર્મની શિક્ષા આપવી એ પણ એક મોટો પ્રશ્ન છે આવી પરિસ્થિતિમા ભૂગોળ, ભાષા અને ગણિત અનુસાર ધર્મને માટે નિશ્ચિત સમય રાખવાની જરૂર નથી ધાર્મિક શિક્ષણ તેઓને વર્ગમા પ્રસગાનુસાર આપવુ જોઈએ તે માટે શિક્ષકોએ તૈયાર રહેવુ જોઈએ સારુ તો એ છે કે દેશમા જે ધર્મો પ્રચલિત છે તેઓનો સાર લઈને એક પુસ્તક બનાવીએ

અને તેના આધાર ઉપર બાળકોમા ધાર્મિક શિક્ષણ આપવાનો પ્રયત્ન કરીએ આ પુસ્તકના નિર્માણમા મુશ્કેલી જરૂર થશે કારણ કે એમા જુદા જુદા મતભેદ રહેવાના જ છે, પરંતુ જો પુસ્તક નીચે આપેલા સિદ્ધાન્તોને અનુલક્ષીને બનાવીએ તો કોઈપણ ધર્માવલમ્બીને તેમાં આપત્તિ નહિ થાય "આપણે એક એવી શક્તિમા વિશ્વાસ કરવો છે કે જે હમેશા લોકહિત માટે કાર્ય કરે. માણસની ભાવનાઓ, પરિશ્રમ અને ઇચ્છાઓ, સત્તાને સારી બનાવવામાં મદદ આપે છે લોકહિત માટે આજના જગતની પરની માગણી સદાચારની છે દરેક માણસનો મોટો ધર્મ છે વિશ્વબંધુત્વ. દરેક કામમા લોકહિતની ભાવના હોવી જ જોઈએ પરમાર્થ માટે પોતાના સ્વાર્થો પણ તજી દેવા એ માનવતાનો આદર્શ છે કારણ કે આપણે કોઈપણ વ્યક્તિને સમજવા માટે જે મર્યાદા શોધી કાઢ્યાં છે તે એનાથી જુદી પણ થઈ શકે છે મનુષ્ય અમર છે અને એનું હિત પરહિતમા જ સમાયેલુ છે કારણ કે માણસને માણસ માટે જીવવુ છે અને માણસ માટે જ મરવુ છે ઈશ્વર એટલે "सत्यम् शिवम् सुन्दरम्' છે મૃત્યુ એ જીવનનો એક રસ્તો છે કારણ સુખશાન્તિ આપણામા નથી અને આપણે એકત્રિત પણ કરી રાખી નથી. એટલે તેની પ્રાપ્તિ એ આપણો મોટો ઉદ્દેશ છે કલ્યાણ કરનાર માણસોની ચારે પણ દુર્ગતિ થતી નથી ભગવાન શ્રી કૃષ્ણે ગીતામા કહ્યુ છે કે "नहि कल्याण कृत् कश्चित् दुर्गति तात गच्छति ॥ બીજાઓને આપણે યથાશક્તિ મદદ કરવાની છે સામાજિક વ્યક્તિ તે જ ગણાય છે કે જે પોતાની શક્તિના આધાર ઉપર અશક્તોને પણ સાથે લઈને આગળ વધે છે આ રીતે ઈશ્વરી સત્ય આપણે બાળકોને સમજાવી શકીએ છીએ ધાર્મિક શિક્ષણનો અર્થ એને ઈશ્વરની મૂર્તિનુ પૂજન કરવાનુ શીખવવાનો નથી, પણ તે આદર્શ માનવ બનીને માનવી સમજે

ક્રિયાશીલતા એ બાળકની સ્વાભાવિક પ્રવૃત્તિ છે કોઈપણ રચનાત્મક કાર્યમા રુચિ ઉત્પન્ન કરવી જરૂરી છે એ હસ્ત ઉદ્યોગની કળાઓથી સમન્વિત બની શકે છે બીજા વિષયોમા પણ રચનાત્મક કાર્ય માટે સ્થાન હોય છે પણ તે નાના બાળકોની શક્તિથી બહારે હોય છે અને એમા કલ્પનાની આવશ્યકતા હોય છે આ રચનાત્મક કાર્યોનો અર્થ બાળકને વ્યવસાયી શિક્ષણ આપવાનો નથી કારણ કે બાળકને શાળાથી છૂટ્યા બાદ નાની અવસ્થામા કોઈપણ વ્યવસાયને યોગ્ય ન માની શકાય રચનાત્મક કાર્યથી મારુ તાત્પર્ય મસ્તિષ્ક અને શરીર બેના સહ શિક્ષણથી છે રચનાત્મક કાર્યમા આપવુ જે શિક્ષણ

હોય છે તે બાળકના વિકાસમાં ઘણું મહત્ત્વપૂર્ણ હોય છે. આપણા દેશમાં પરિશ્રમનું કોઈ સ્થાન નથી, કારણ કે આજના ભણેલા શિક્ષિત નાગરિકો પોતાના હાથથી કામ કરવામાં માનહાનિ સમજે છે. પણ આપણા દેશને સમૃદ્ધિશાળી બનાવવા માટે આપણે પરિશ્રમ કરવો પડશે અને હાથથી ઘણાં કામ કરવાં પડશે. 'સંયુક્ત રાજ્ય અમેરિકા' આજે ધનધાન્યપૂર્ણ છે તેનું કારણ એક જ છે કે ત્યાંના માણસો પરિશ્રમનો આદર કરે છે. મને અહીં ઠક્કર બાપાના શબ્દો યાદ આવે છે. તે કહેતા હતા કે "માણસે હંમેશાં જીવનપર્યન્ત પરિશ્રમ કરવો જોઈએ અને મરતી વખત પણ કામ કરતાં કરતાં માણસ મરે તો બહુ સારુ ગણાય." તેઓના પરિશ્રમના પરિણામમાં હરિજન સેવા સંઘ વીરમંડળ આદિ કેટલીય સંસ્થાઓ આજે ઊભી છે. ગાંધીજી પણ એમનું સમ્માન કરતા હતા. સંસ્કૃતમાં પણ કહ્યું છે કે કામ કરનાર માણસ કોઈપણ દિવસ ભૂખે મરતો નથી. "उद्योगिन पुरुषसिंहमुपैति लक्ष्मी:।" એવા કેટલાય દાખલાઓ છે કે જે લોકોએ પરિશ્રમ કર્યો છે તે લોકોને ફળ મળ્યું છે. હિંદીમાં રહીમદાસે કહ્યું છે કે " जिन खोजाँ तिन पाइयाँ गहरे पानी पेड, हौं बहुरि ढूँढन गई रही किनारे बैठ" અર્થાત્ જે સમુદ્રમાં પડે છે તે જ રત્નો મેળવે છે. નીચે ઊભા રહેવાથી પહાડ કેટલો ઊંચો છે તેનો અનુભવ કરી શકાય છે. વિશ્વવિદ્યાલય અને કૉલેજોના વિદ્યાર્થીઓ જ્યારે પણ નવરા હોય છે ત્યારે હોટલો અને ફ્લતગેમાં ફરવામાં પોતાનુ ગૌરવ સમજે છે. આવી પ્રવૃત્તિ દેશમાં ઉત્પન્ન કરવા માટે આવશ્યક છે કે બાળકોને પહેલેથી જ કંઈક ને કંઈક કામ આપવુ જોઈએ. જો આ ટેવ પહેલેથી જ પાડવામાં આવે તો સારું નહિ તો બાદમાં " કુમળુ ઝાડ જેટલુ વળે છે તેટલુ પાકટ વળતુ નથી." એ કહેવત મુજબ મુશ્કેલીથી પાડી શકાય છે.

શરૂઆતમાં માતૃભાષાનુ શિક્ષણ આપવું પણ જરૂરી છે. કારણ કે બીજા વિષયોનો અભ્યાસ માતૃભાષાના જ્ઞાન ઉપર જ આધારિત છે; કારણ કે બધા જ વિષયો માતૃભાષાના માધ્યમથી શિખવાડવામાં આવે છે, એટલે આપણે કહી શકીએ કે દરેક શિક્ષક માતૃભાષાનો શિક્ષક તો છે અને બાળક પણ દરેક વિષયના અધ્યયનની સાથે માતૃભાષાનુ જ્ઞાન મેળવે છે. બાળકનુ માતૃભાષાનું જ્ઞાન જેટલું સારું હશે તેટલા જ તેના વિચારો પણ ઉચ્ચ હશે. મારા જોવામાં આવે છે કે ભાષાના જ્ઞાનમા જે બાળકો કમજોર હોય છે તે બાળકો ભણવામાં અને લેખન કાર્યમાં પણ સારાં નથી હોતાં. શ્રેષ્ઠ બાળકોમાં ભાષાનું જ્ઞાન સારું હોય છે એટલે એના વિચારો પણ સારા હોય છે. કોઈપણ વસ્તુને સારી

રીતે સમજી શકે છે અને સમજાવી શકે છે એટલે પહેલેથી જ બાળકનું ભાષાજ્ઞાન વધે એવો પ્રયત્ન શિક્ષકે કરવો જોઈએ

પ્રાથમિક શાળાના પાઠ્યક્રમમાં અંકગણિત સાધારણ વિજ્ઞાન, ભૂગોળ ઇતિહાસ નાગરિક શાસ્ત્ર અને સંગીત આ વિષયો ઉપર ધ્યાન આપવાનું છે કારણ કે માધ્યમિક શાળાઓમાં તો એને વિસ્તારથી જ ભણાવવામાં આવે છે માતૃભાષા ઉપરાંત એક બીજી ભાષાનો અભ્યાસ પણ કરાવવો જોઈએ હસ્તકળાનું પાઠ્યક્રમમાં મુખ્ય સ્થાન હોવું જોઈએ રચનાત્મક પ્રવૃત્તિઓને યથાસંભવ પ્રોત્સાહન આપવું જોઈએ પાઠ્યક્રમનો વાસ્તવિક જીવનથી સંબંધ સ્થાપિત કરવાનો હમેશાં પ્રયત્ન કરવો જોઈએ અન્યથા શાળા સમાજની આવશ્યકતાપૂર્તિ કરવામાં અસફળ રહેશે. માધ્યમિક શાળાની કેળવણીનો ઉદ્દેશ બાળકોને વિશ્વવિદ્યાલય માટે જ તૈયાર કરવાનો ન હોવો જોઈએ આ કાળમાં જ શિક્ષણ પૂર્ણ થઈ જવું જોઈએ કારણ કે માધ્યમિક કેળવણી લીધા પછી કેટલાય બાળકોનું શિક્ષણ છૂટી જાય છે આ શ્રેણીમાં ગણિત વિજ્ઞાન અને ભાષાનું શિક્ષણ એટલું મજબૂત જોઈએ કે વિશ્વવિદ્યાલયમાં જનાર વિદ્યાર્થી અધૂરો ન રહી શકે

ગામ અને શહેરના પાઠ્યક્રમમાં સિદ્ધાન્તને અનુસરીને કંઈપણ ભેદ ન હોવો જોઈએ પણ સ્થાનિક જરૂરિયાતો મુજબ એમાં ભેદ કરી શકાય છે દા. ત. શહેર અને ગામની શાળાના વાતાવરણમાં ભેદ હોવાથી હસ્તકળાના પ્રકારોમાં ભેદ થઈ શકે છે નાગરિક શાસ્ત્રથી બાળકોને શહેરમાં સડક અને ગલીઓની સફાઈનું જ્ઞાન આપી શકાય છે અને ગામના વિદ્યાર્થીઓને ખેતરો પશુઓ અને રસ્તાઓની સફાઈનો પાઠ ભણાવવો પડશે. કહેવાનું તાત્પર્ય એ છે કે બાળકના શિક્ષણમાં એની આવશ્યકતાઓ ઉપર ખાસ ધ્યાન આપવાનું છે કારણ કે આપણે બાળકના વ્યક્તિત્વનો પૂર્ણ વિકાસ કરવો છે આપણે એવું ન સમજી લેવું જોઈએ કે ગામના બાળકોને પોતાનું જીવન ગામમાં જ વ્યતીત કરવું પડશે અને શહેરના બાળકોને પોતાનું જીવન શહેરમાં વ્યતીત કરવું પડશે આવી રીતે ગામ અને શહેરની શાળાઓનો ઉદ્દેશ ભિન્ન ભિન્ન નહિ રહે જેવું વાતાવરણ હશે તેવો જ ઉદ્દેશોની પૂર્તિના સાધનોમાં ભેદ થઈ શકશે.

બાળકો અને બાલિકાઓનો પાઠ્યક્રમ સરખો જ હોવો જોઈએ બન્નેના પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના પાઠ્યક્રમમાં ભેદ ન હોવો જોઈએ, લિંગભેદ ન હોવો જોઈએ કારણ કે લિંગભેદ હોવાથી જ માનસિક

વિકાસમાં કંઈ અંતર પડતું નથી. બાળપણમાં અનેની રુચિઓ અને જરૂરિયાતો પણ સરખી હોય છે. આથી જો તે બંનેના પાઠ્યક્રમ અલગ હોય તો આ ભાવ ટળી જાય છે એટલે કે નાશ થાય છે. આથી જ તેઓનો એટલે કે બાળક અથવા બાળકીનો પાઠ્યક્રમ એક જ હોવો જોઈએ. પણ જ્યારે બને મોટાં થાય છે ત્યારે ધીમે ધીમે તેમની રુચિમાં ભિન્નતા આવતી જાય છે, એટલે એવા સમયમાં બાળાઓને પાઠ્યક્રમમાં ગૃહને ઉપયોગી એટલે કે ગાર્હસ્થ્યશાસ્ત્ર ભણાવવું જોઈએ.

હવે આપણે આગળના પ્રકરણમાં જોઈશું કે આ પાઠ્યક્રમને કાર્યમાં પરિણત કેવી રીતે કરી શકાય. હવે આપણે શિક્ષણકળાનાં જુદાં જુદાં અંગો ઉપર વિચાર કરીશું.

*

# [ ૫ ]

## વિનયની સમસ્યા

(ધી પ્રોબ્લેમ ઓફ ડીસીપ્લીન)

સૌથી પહેલાં શિક્ષકે એ જાણવું જોઈએ કે એને વર્ગમાં જઈને શું ભણાવવાનુ છે. આ વિષયજ્ઞાન કહેવાય છે. વિષયજ્ઞાન જાણ્યા બાદ એને જાણવાનુ છે કે વિષયને બાળકની પાસે કેવી રીતે રજુ કરવો, જેથી બાળક તેને સરળતાથી સમજી શકે. અને સાથેસાથે તેનો વિકાસ પણ મનોવૈજ્ઞાનિક ઢંગથી કરી શકે. આની સાથે જ વિનયનો પ્રશ્ન છે. જો વર્ગમાં શિક્ષક વિનય સ્થાપન કરવામા અસફળ નીવડ્યો તો એનો પરિશ્રમ બધો નિ઼ષ્ફળ જશે. એવી જ રીતે શિક્ષણકળામા વિષયજ્ઞાન કરતા વિનયનુ સ્થાન મહત્ત્વપૂર્ણ છે. હવે પહેલાં આપણે વિનયની સમસ્યા ઉપર વિચાર કરીશુ.

શિક્ષકના કાર્યની સફળતા વિનયથી જ માપી શકાય છે. 'विद्या विनयेन शोभते' એ કથનાનુસાર વિનય વગરની વિદ્યા નકામી છે જો આ કાર્યમા આપણે મનોવૈજ્ઞાનિકતાનો ઉપયોગ ન કરીએ તો વિનયની વ્યવસ્થા અધૂરી જ ગણાશે. ધોરણમાં વિનયના અભાવથી ટ્રેનીંગ કોલેજના વિદ્યાર્થીઓ નિરાશ થઈ જાય છે અને તેઓને સંદેહ થાય છે કે જે માર્ગે એ લોકો જઈ રહ્યા છે તે ખોટો છે. કેટલીકવાર એ સાભળવામાં આવે છે કે

નાના બાળકોના ધોરણમાં વિનય સ્થાપન અસંભવ છે, કારણ કે તેઓ હમેશાં કંઈને કંઈ કરતા રહે છે વસ્તુતઃ વિનયની સમસ્યાનો ઉકેલ લાવવો તે એક ગંભીર પ્રશ્ન છે શિક્ષક પોતાનું જ્ઞાન અને વિધિને લઈને કંઈ નથી કરી શકતો, જો તે ધોરણમાં વિનય સ્થાપિત ન કરે વિદ્યાર્થીઓનો વર્ગમાં અવાજ કરવો, શિક્ષકનું મોટેથી બોલવું એટલે કે બૂમો પાડવી અને આત્મહીનતાની ભાવનાથી દબાઈને ચૂપ કરવા માટે સિપાઈની માફક મોઢું દયનીય છે પ્રાચીન કાળમાં આપણા દેશમાં ગુરુકુળો અને પાઠશાળાઓમાં વિનયની કોઈ સમસ્યા હતી જ નહિ કારણ કે તે સમયમાં શિક્ષક અને વિદ્યાર્થીનો સંબંધ આજના જેવો ન હતો ગુરુ અને શિષ્યમાં પિતાપુત્ર જેવા વ્યવહારો ચાલતા હતા શિષ્ય ગુરુનો સાચો ભક્ત હતો અને ગુરુકૃપા માટે જ પ્રયત્નશીલ રહેતા હતા દા ત પાંડવોના ગુરુ દ્રોણાચાર્યે એક ભીલના છોકરા એકલવ્યને વિદ્યા આપવાની ના પાડી એ બાળકે ગુરુની પ્રતિમા સ્થાપિત કરીને પોતાનું શિક્ષણ લીધું હિંદીના કવિ કબીરદાસ પણ કહી ગયા છે કે ગુરુ વગર જ્ઞાન મળતું નથી. ગુરુને ઈશ્વર કરતા પણ મોટો માન્યો છે ઉપમન્યુની કથા પણ એવી જ જાતની છે આવા દાખલાઓ જોઈને જો આજના ગુરુઓ કઈપણ ન કરે તો એ સારું ન ગણાય શિષ્યગણ જૂના સમયમાં તન મન અને ધનથી ગુરુને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરતા હતા અને તે હમેશાં વિનમ્ર રહેતા હતા તેઓનાં આચરણો પણ પવિત્ર હતા તેથી નવો આવેલો બાળક ગુરુજનના વર્તાવ વગેરેથી એટલો પ્રભાવિત થઈ જતો હતો કે પવિત્રતા, શાન્તિ અને સદાચારની છાપ તો એના ઉપર પ્રારંભથી જ પડી જતી હતી આજે આ સ્થિતિ નથી આજે તો શિક્ષકગણ છાત્રોને દેવતા સમજે છે અને તેમને પ્રસન્ન કરવા માટે તેઓની ઈચ્છાનુસાર કાર્ય કરે છે શિક્ષક જો કઠોર વર્તન રાખે તો બાળક ક્યારેક હડતાલ ઉપર ઊતરે અને બિચારા શિક્ષકોને નોકરી ખટે દુખી થવું પડે કેટલાક આચાર્યોને તો તમે જોતા હશો કે છાત્રો સાથે ગપસપ કરવામાં એમનું જીવન વ્યતીત થાય છે જેનાથી પરીક્ષાઓના સમયમાં અને બીજા સમયે તેઓ હડતાલ ન પાડે કેટલાય આચાર્ય તો મોટી મોટી વાતો કરે છે કે મારા ધોરણના બાળકો તો કંઈ બોલતા જ નથી. આવી વાતો તો રોજ કેટલાય શિક્ષકસંઘમાં પામેથી હું સાંભળું ? આજકાલ વિદ્યાર્થીઓની મનોવૃત્તિઓમાં મોટા ફેરફારો થઈ ગયા છે તેઓ વિચારે છે કે આપણે ભણવાની ફી આપીએ છીએ એને બદલામાં નોકરી એ અને શિક્ષક પણ વિચારે છે કે મને પણ પગાર જ મળવાનો છે !! એમ માટે

પણ તેટલુ જ કામ કરવું જોઈએ, તેનાથી વધારે શા માટે કરવું? એટલે કે તેઓ પૈસાના પૂજારી છે. આ દૃષ્ટિથી શાળા અને કૉલેજના જૂના શિક્ષકોની મનોવૃત્તિ થોડી આગળ વધેલી છે. જૂના અધ્યાપકો સમજે છે કે મેં પચીસ વર્ષ સુધી કામ કર્યું છે અને જીવનનો મોટો ભાગ અહીં જ વિતાવ્યો છે ને? એટલે હવે પરિશ્રમ શા માટે કરવો? હવે પરિશ્રમ કરવાનું કામ નવા લોકોનું છે. આ પ્રવૃત્તિનો પ્રભાવ એવો પણ પડ્યો છે કે નવા શિક્ષકોમાં એક ઈર્ષાની ચિનગારી ઉત્પન્ન થાય છે. અને કહે છે કે અમારી પાસેથી વધુ પડતુ કામ લેવાય છે એટલે વર્ગમાં ભણાવવાની જગાએ ગપ્પાં મારીશું. આવી જાતની ભાવનાઓથી શાળામાં અવિનય વધે છે અને વિદ્યાર્થીઓને પ્રોત્સાહન મળે છે.

શિક્ષકને માટે વિનયની સમસ્યાથી વધારે મહત્ત્વની સમસ્યા બીજી કોઈ નથી. આજનાં માબાપો પણ બાળકોને મનુષ્ય બનાવવા માગતા નથી. તે શાળામાં તેમને ફક્ત પરીક્ષા પાસ કરવા જ મોકલે છે અને નાપાસ થનારા વિદ્યાર્થીઓનાં માબાપોને પરીક્ષાના સમયમાં ટ્યુશન માટે અથવા અનુપયુક્ત લાભ મેળવવા માટે દોડતા મેં જોયા છે. એ લોકો એ જ વિચારે છે કે અમારા બાળક ભણે યા ન ભણે પણ એને આગળના ધોરણમાં ધકેલી દેવાં. પણ આ એક મોટી ભૂલ છે. સંરક્ષકોએ બાળકોને શાળામાં પરીક્ષા પાસ કરવા માટે જ નહિ મોકલવા જોઈએ પણ એક માનવ બનાવવા માટે, એવો માનવ કે જેનો સમાજ પણ આદર કરે, તે હેતુથી મોકલવા જોઈએ. આટલા માટે બાળકોને વિનય શીખવવાની ઘણી જ જરૂર છે. કેટલાય લોકો એમ માને છે કે જે શાળાના બાળકો એક લાઈનમાં આવે છે, ધોરણમાં ચુપચાપ બેસી જાય છે. (રહે છે) ત્યા જ વિનય હોય છે. પણ વિનયનો અર્થ એ નથી. કારણ કે વિનય સ્થાપવા માટે આચાર્યો અને શિક્ષકો દંડનો પ્રયોગ કરતા દેખાય છે. મનોવિજ્ઞાનનો આજના સમયમાં મોટો પ્રચાર થયો છે. તોપણ આચાર્યો સોટીના પ્રયોગ કરવામાં પોતાનુ અભિમાન સમજે છે. "સોટી વાગે ચમ ચમ અને વિદ્યા આવે ગમ ગમ" એમ માનીને દંડનો પ્રયોગ કરે છે. દંડથી અને બળથી જે વિનય શિખવાડવામાં આવે છે તે વિનય સ્થાયી હોતો નથી. આનાથી આપણે બાળકોનાં હૃદયને નથી જીતી શકતા. એટલે આપણે કોઈક એવુ સાધન શોધી કાઢવાનુ છે કે જેનાથી સાચો વિનય-આતરિક શિસ્તનુ સ્થાપન કરી શકાય. વાસ્તવિક વિનયથી બાળકોમાં સદાચાર, સંયમ, ત્યાગ અને સેવાભાવ ઉત્પન્ન થાય છે અને શિક્ષણનો ઉદ્દેશ પણ એ જ છે. એટલે એ તો આપણે માની જ લેવું જોઈએ

કે વિનય એક શીખવાની વસ્તુ છે. જેવી રીતે બાળકને શિક્ષાથી કોઈપણ વિષયનું જ્ઞાન કરાવીએ છીએ તેવી જ રીતે વિનયની શિક્ષા પણ આપવાની છે.

આજે વિનયનો અર્થ પહેલાં કરતાં જુદો જ ગણાય છે. પહેલાં વિનયનો અર્થ બાળકને આજ્ઞાકારી બનાવવાનો હતો. જેવી રીતે સેનાના કાનની આજ્ઞાનુ સૈનિકો વગરવિચાર્યે પાલન કરતા હતા, તેવી જ રીતે બાળકોમાં પણ માત-પિતા, સંરક્ષક અને શિક્ષકનું આજ્ઞાપાલન કરવું એ જ વિનય ઉત્પન્ન કરવાનો મુખ્ય ઉદ્દેશ હતો. બાળક કંઈપણ બોલી શકતો ન હતો. અરુચિકર કાર્ય કરાવવું તેને વિનયી બનાવવાનું સારું સાધન ગણાતું હતું. બાળકને નાની ઉમરથી જ ભણતાં, લખતાં, અને વાંચતાં આવડવું જોઈએ. ભાષા, વ્યાકરણ અને ગણિતના નિયમો કંઠાગ્ર કરવા પડતા હતા. તેની અસફળતા ઉપર માર પણ ખાવો પડતો હતો. સફળ શિક્ષકો પણ તે જ ગણાતા હતા કે જે પોતાની ઇચ્છા પ્રમાણે બાળકોને ઝુકાવી શકતા હતા. બાળકોમાં પૂર્ણ નિયમન સ્થાપિત કરવાની શક્તિ શિક્ષકમાં ગણાતી હતી. આ શક્તિના પ્રયોગમાં તે પોતાને સ્વચ્છંદ ગણતો હતો. શિક્ષક પોતાની જાતને એવી જ બનાવવા માગતો હતો કે વિદ્યાર્થીઓ તેનાથી ડરે અને તેની આજ્ઞાઓનું અક્ષરશઃ પાલન કરે.

વિનયનુ આ રૂપ આજે એકદમ પરિવર્તિત થઈ ગયું છે. આ પરિવર્તનમાં મનોવૈજ્ઞાનિક પ્રગતિથી ઘણો સહયોગ મળ્યો છે. આજે આજ્ઞાપાલનનુ સાધન ભય ન માનીને પ્રેમ માનવામાં આવ્યો છે. શિક્ષક એવો જોઈએ કે જેનાથી બાળક પ્રેમ અને શ્રદ્ધા રાખે અને તેની ભાવનાઓથી પ્રભાવિત થઈને તેની આજ્ઞાઓનુ હસતાં હસતાં પાલન કરે શિક્ષકનુ વ્યક્તિત્વ એવું જોઈએ કે બાળક તેનાથી સહેજમા પ્રભાવિત થાય. આવા શિક્ષકને માટે વિનયવ્યવસ્થા કરવામાં સોટીની જરૂર નથી હોતી. ખરી રીતે જો બાળકને ડરાવવામાં ન આવે તો તે પોતે જ વિનયી બની જાય છે. અને તે કોઈપણ વ્યવહાર અસામાજિક કરશે નહિ. વિનયનું તાત્પર્ય ફક્ત વર્ગના વિનયથી જ નથી પણ આખા જીવનને માટે જ છે. શિક્ષકને આજે વિનય સમજવાની જરૂર છે કારણ કે એનો સંબંધ જીવનથી છે. કારણ કે વર્ગમા વિનયી રહેવાથી તે કંઈ ભણાવી શકતો નથી અને કક્ષામાં વિનય રહે તેનો અર્થ એ છે કે ભણાવતી વખતે છોકરાઓ અંદર અંદર વાતચીત અને ઉપદ્રવ ન કરે. પણ આનુ તાત્પર્ય એ પણ નથી કે વર્ગમાં બાળક પ્રતિમાવત્ બેસી રહે ચંચળતા બાળકોનો એક સ્વભાવ છે. અને તેને અવિનય કહી શકાતો નથી. એટલે બાળકને માટે

ચંચળતાને એ નવી વસ્તુ ન ગણાય. જ્યારે વર્ગમાં શિક્ષક કંઈ ભણાવતો નથી ત્યારે બાળકો તોફાન કરે એ સ્વાભાવિક છે. આને માટે તેઓને દંડ આપવો અનુચિત છે. નાની કક્ષાઓમાં કેટલાય શિક્ષકો કહે છે કે બાળકો ઘણું જ તોફાન કરે છે અને નાનાં બાળકોમાં ભલે એક વખત કંઈને કંઈ કરવાનું ઇચ્છે અને આ સ્વાભાવિક ક્રિયાશીલતાને ચાલુ રાખવામાં શિક્ષકનું શિક્ષણ–સહયોગ આવી શકતું નથી. આ વસ્તુને જ અવિનયનું નામ અપાય છે. શિક્ષક જેટલી વિનયની સ્થાપના ઉપર વધારે ભાર મૂકે છે તેટલો જ વધારે તેમના વર્ગમાં આ વિનય ઉત્પન્ન થાય છે. બાળકો શિક્ષકની મુદ્રાને સારી રીતે સમજે છે અને જો શિક્ષકનો ચહેરો શિથિલ હોય તો પછી શું પૂછવું? તે શિક્ષકને પોતાનું ઇચ્છિત કરવા દેતા જ નથી. જો શિક્ષક ખૂમો પાડીને ચૂપ રહેવાની આજ્ઞા આપે તો એ નિશ્ચય છે કે તે વિનય સ્થાપવામાં અસફળ રહેશે. બાળકોને વિનય સ્થાપવામાં જેટલો ઓછો ઉપદેશ આપીએ તેટલું જ સારું છે. જો શિક્ષકની પરિશ્રમશીલતા અને વ્યક્તિત્વની છાપ બાળકો ઉપર પડી ગઈ તો વિનયની સમસ્યાનું કંઈ જ મહત્ત્વ નથી. કેટલીય વખત પાઠની શરૂઆતમાં અથવા છેવટે વિનયની સમસ્યા નવા શિક્ષકોને વધારે તંગ કરે છે. કારણ કે પ્રારંભમાં વિષયને રુચિકર બનાવવો કઠિન છે અને અંતમાં બાળકોમાં થાક ઉત્પન્ન થાય છે. તેથી જો શિક્ષક મનોવૈજ્ઞાનિક રીતથી કામ લે તો તે ગમે તે વિષયને રુચિકર બનાવી શકે છે અને બાળકો તેઓની સાથે થોડા વખત માટે થાકનો અનુભવ નહિ કરે કેટલાય બાળકોને તો અસ્વાભાવિક કાર્ય કરવાનું કહેવામાં આવે છે ત્યારે વિનયની સમસ્યા જ હિત બની જાય છે. વિનય સ્થાપન કરવામાં શિક્ષકની સામે બે પ્રકારનાં બાળકો આવે છે. (૧) એવા બાળકો કે જેઓને માટે ઘરમા પણ કંઈ સ્થાન નથી અને માર પડે છે (૨) એવા બાળકો કે જેઓને માટે ઘરમા વધારે પ્રેમભાવ હોય છે. આત્મવિશ્વાસ અને શાન્તિથી જો કામ લેવામાં આવે તો આવાં બે પ્રકારનાં બાળકો ઉપર શિક્ષક સરળતાથી નિયંત્રણ કરી શકે છે.

કેટલાય લોકો કહે છે કે વર્ગનો વિનય શિક્ષકના વ્યક્તિત્વ ઉપર અવલંબે છે. કંઈક અંશે આ ઠીક છે. કેટલાય શિક્ષકોનુ વ્યક્તિત્વ એવું હોય છે કે બાળક પોતે જ તેઓ તરફ આકર્ષિત થાય છે વિષયમાં રુચિ ઉત્પન્ન થવાથી વર્ગમાં શાંતિ સ્થાપિત ન રહે પણ શિક્ષકની આકૃતિ, વ્યવહાર અને વાણી એવાં જોઈએ કે બાળક વર્ગમાં દત્તચિત્ત રહે. આવા શિક્ષક સચ્ચરિત્રવાન હોય છે. તેઓમાં એટલો આત્મવિશ્વાસ હોય છે કે વર્ગમાં અવિનયનું

જ્ઞ તેમનાં મગજમાં આવતું જ નથી. એટલે તેઓની આકૃતિ એવી નથી હોતી કે જેનાથી બાળક વર્ગમાં સ્વેચ્છાચારી કરવાની ઇચ્છા કરે. શિક્ષકને પોતાના ભાવ ઉપર પૂર્ણ નિયંત્રણ રાખવાનું છે. કેટલાય શિક્ષકો કોઈપણ વાત કહેતા પહેલાં એક જગાએથી બીજી જગાએ નાચે છે. એક બાજુથી બીજી બાજુ ડોલતા રહે છે. બાળક મનમાં ને મનમાં જ એના ઉપર હસે છે. આનો અર્થ એ થાય છે કે શિક્ષક જે કહેવા માગે છે તેની કંઈપણ અસર બાળકો ઉપર પડતી નથી. પરિણામે તે શિક્ષકની મુદ્રા ઉપર હસે છે. અંદર અંદર વાતચીત કરે છે અને ઉદાસીન થઈને ઊંઘે પણ છે. એટલું જ નહિ પણ શિક્ષકનો વ્યંગ્યાત્મક ઉપહાસ કરવાની શક્તિ પણ મેળવે છે. શિક્ષકનો વ્યવહાર અને તેના ભાવો ઉપરથી એનું નવું નામકરણ કરવાની સફળતા મેળવે છે.

કેટલાય માણસો માને છે કે પુરસ્કાર અને દંડથી વિનય સ્થાપવામાં ઘણી સહાયતા મળે છે, પણ વિનય સ્થાપવામાં પુરસ્કાર અને દંડનું કોઈપણ સૈદ્ધાન્તિક મહત્ત્વ નથી બાળકને માર્ગદર્શન આપણે એવી રીતે કરવું જોઈએ કે સારું કામ કરવાનો એનો સ્વભાવ બની જાય અને ખરાબ કાર્યથી તે પોતે જ ઘૃણા કરતો થઈ જાય. એમ કરવાથી તેમાં ઇચ્છિત સ્થાયી ભાવો ઉત્પન્ન થશે અને તેને માટે દંડની જરૂર પણ નહિ પડે. બાળક હરઘડી પોતાના અનુભવોના આધાર ઉપર શીખવાનો પ્રયત્ન કરે છે. એટલે આપણે તેને સમય સમય ઉપર સાચો માર્ગ બતાવવાનો છે. અને આ વખતે જો દંડ લેવાની આવશ્યકતા પણ પડે તો દંડ લેતાં જરા પણ ગભરાવું ન જોઈએ. પણ આમાં શિક્ષકે બુદ્ધિમત્તાથી કામ લેવાનું છે. અને દંડનો પ્રયોગ અંતિમ હથિયાર ગણવું જોઈએ.

અધ્યાપનસંબંધી સહાયક વસ્તુઓના પ્રબંધમાં બાળકને થોડી જવાબદારી આપવી જોઈએ કે જેનાથી વિનયસ્થાપવામાં ઘણી મદદ મળી શકે. કોઈપણ જવાબદારીને નભાવવામાં બાળક વિનયસ્થાપનાની જરૂરિયાતને સારી રીતે સમજે છે. પણ આ માટે શિક્ષકોને નિયંત્રણ રાખવાની જરૂર પડે છે. પોતાની અધિકારભાવનાના પ્રદર્શન માટે શિક્ષક બાળકો ઉપર ગુસ્સે થાય, અથવા પ્રભાવ બતાવવાની કોશીશ કરે તો આ વિનયસ્થાપનાની વિરુદ્ધ છે. વિનયની સ્થાપના બાળકોની ભલાઈ માટે જરૂરી છે. આ વસ્તુની ઉપેક્ષા કરવાથી બાળકો વર્ગમાં શિક્ષકનો વિનય કરે છે. શિક્ષકોએ ન ભૂલી જવું જોઈએ કે ઉપદેશ કરતાં ઉદાહરણ શ્રેષ્ઠ ગણાય છે. જો શિક્ષક મોટી મોટી વાતો કરે અને તેને કાર્યાન્વિત કરવામાં અસફળ થાય તો તે સારો શિક્ષક ન ગણાય.

એનાથી બાળક કંઈપણ નહિ શીખે. આવા શિક્ષકોથી બાળકોને લાભ મેળવવા કરતાં હાનિ પહોંચવાની વધારે સંભાવના છે, કારણ કે એમની વાતોથી વિરુદ્ધ બાળકો ઉપર પ્રભાવ પાડવાનો છે. આવા શિક્ષકો જે કંઈ કહે છે તેનો બાળકોની પ્રવૃત્તિ ઊલટો અર્થ કરવાની છે. દા. ત. ધૂમ્રપાન કરનાર, ખૂબ ઠાઠમાઠથી રહેનાર શિક્ષક બાળકોને સીગરેટ અને બીડી પીવાની ના પાડે, સાદગીથી રહેવાનુ શિક્ષણ આપે તો તેનો બાળકો ઉપર ક્ષણ પણ પ્રભાવ પડી ન શકે.

શિક્ષકનુ ચારિત્ર્ય અને વ્યવહાર એવો જોઈએ કે જેનો બાળકો ઉપર સારો પ્રભાવ પડે. જો આ આદર્શ સુધી પહોંચવાનો પ્રયત્ન શિક્ષક કરશે તો તેના વર્ગમાં વિનય શીખવવાની જરૂર નથી આવા શિક્ષકોને બાળકો શાળા છોડ્યા બાદ પણ યાદ કરશે. આવા શિક્ષકો બાળકોને એવા વિચાર આપી શકે છે કે આમરણાન્ત તેમના કાનમાં ગૂંજતા રહે. શિક્ષકને માટે રોજ એ વિચારવું જરૂરી છે કે આજે બાળકોને કયા નવા વિચારો આપવાના છે. એનુ ચિન્તન કરવાથી તે સફળ થઈ શકે છે. જે સાચા હૃદયથી એમાં મગ્ન હોય છે તે આ કાર્ય કરવામાં સફળ થઈ શકે છે. વાસ્તવિક રીતે શિક્ષકની સફળતાનું માપ આ જ છે, પણ મને કહેતાં દુઃખ થાય છે કે આજના શિક્ષકો આ આદર્શથી ઘણા દૂર છે. કેટલાય શિક્ષકો અધ્યાપન-કાર્યને ઘણુ જ સહેલુ સમજે છે કેટલાય એને હેય સમજે છે. કાલે શુ ભણાવવાનુ છે તેનો વિચાર કરતા નથી દરેક વખત બેસીને ગપ્પા મારવાથી અને બીજા કાર્યોમા વળગી રહેવાથી સારુ શિક્ષણ અપાતુ નથી. શાળાનો સમય થયો એટલે તે જલદી જલદી તૈયાર થઈને એવી રીતે દોડે છે કે જેવી રીતે ફેક્ટરીમા કામ કરનાર મજૂર. શિક્ષક બાળકો માટે પોતાનુ ઉત્તર-દાયિત્વ સમજતો નથી એ તો એમ જ માને છે કે એને શાળામાં બાળકોનું જીવન સુધારવા જવાનુ નથી, પણ પોતાનુ પેટપાલન કરવા માટે મજૂરી કરવા જવાનુ છે. આવા શિક્ષકોને શિક્ષણના ક્ષેત્રમાંથી બહાર કાઢ્યા વગર દેશનો ઉદ્ધાર સંભવિત નથી. આવા શિક્ષકો સોટીના પ્રભાવથી વર્ગમા વિનય સ્થાપિત કરી શકે છે આ દૃષ્ટિથી શિક્ષકો બે પ્રકારના હોય છે. (૧) એક તો જે શાળાની બહાર પોતાના સહયોગીઓથી અભિમાન સાથે કહે છે કે પોતાના વર્ગમા કોઈપણ બાળક ચૂ કરવાની ઇચ્છા કરતો નથી. આવા શિક્ષકોની ભ્રૂકુટિ ધનુષ્યની કમાન જેમ તાણેલી હોય છે. આવા શિક્ષકો ઉપર બાળકો કોઈ વખત વિશ્વાસ કરતા નથી અને પોતાની કઠિનાઈઓ

શિક્ષક સમક્ષ રજુ કરી શકતા નથી (૨) બીજા પ્રકારના શિક્ષકો હમેશાં નીચા મુખે બેસી રહે છે આવા શિક્ષકો વિદ્યાર્થીઓની દયાને પાત્ર હોય છે તેઓના વ્યવહાર તથા હાવભાવ એવા હોય છે કે છોકરાઓ વર્ગમા તોફાન કરતા જ હોય છે, આવા શિક્ષકોમા પોતાના કઈપણ આદર્શો હોતા નથી. જેવી રીતે એક તરણું પાણીની ધારા સાથે વહી જાય છે, તેવી રીતે તે પણ મસાગના પ્રવાહમા વહી જાય છે આવા શિક્ષકો પરિસ્થિતિના વશમા પડેલા જીવ હોય છે તે બાળકોમા ડરપોકપણું કરી શકે છે બીજી કઈપણ વસ્તુ શીખવી શકતા નથી એમના વર્ગમા વિનય સ્થાપવાની સમસ્યાનો કાંઈ પણ ઉપાય નથી

આપણે ઉપર કહી ગયા છીએ કે વર્ગમાં બાળકોદ્વારા સ્થાપિત વિનય-વ્યવસ્થા સર્વોત્તમ છે અને શિક્ષકો બાળકોને એવી રીતે માર્ગદર્શન કરે છે કે તે વિનય સ્થાપવાની આવશ્યકતાઓનો અનુભવ કરીને પોતે તેમા સહયોગ આપે બાળકો દ્વારા સ્થાપિત વિનયવ્યવસ્થા સ્થાયી અને પાલન-પાઠનમા સહાયક હોય છે પણ બાળકો શિક્ષકની મદદ વગર પોતે વિનય સ્થાપવામા સફળ નથી થતા જો વિનયનુ ઉત્તરદાયિત્વ બાળકો પર પગ છોડી દેવામા આવે તો તે સ્થાપવામા સફળતા ન મળે શિક્ષકને આ પણ ધ્યાનમા રાખવાનુ છે કે વિનયસ્થાપન એક સાધન છે, સાધ્ય નથી હું પહેલા કહી ગયો છુ અને ઇચ્છુ છુ કે શાળાના શુદ્ધ વાતાવરણનો પ્રભાવ બાળકો ઉપર પડે છે કારણ કે બાળકમા સામૂહિકતાની મૂળ પ્રવૃત્તિ વિશેષ રૂપથી જાગૃત હોય છે જો શાળા સારી હશે તો બાળકો એના પ્રભાવ તરફ પોતે જ આકર્ષિત થશે. શાળાના શુદ્ધ વાતાવરણની વ્યાખ્યા કરવી બહુ જ કઠિન છે કારણ કે દરેક શાળાનુ વાતાવરણ અલગ અલગ હોય છે દરેકમા ભિન્નતા હોય તોપણ સારું વાતાવરણ કહી શકાય છે ટુકાણમાં હુ તો એટલુ જ કહી શકુ છુ કે જે શાળાનુ વાતાવરણ શુદ્ધ છે એમા બાળક પોતે જ અનુભવ કરે છે તે એવા સમાજમા રહ્યો છે કે જેમા 'सत्यम् शिवम् सुंदरम्' નુ સામ્રાજ્ય છે જ્યા શારીરિક, માનસિક, નૈતિક તથા આધ્યાત્મિક બધા જ દૃષ્ટિકોણથી બાળકોના વિકાસમા મદદ આપવાનો પ્રયાસ થાય છે

શાળાના શુદ્ધ વાતાવરણમા શિક્ષકોના વ્યક્તિત્વનો પ્રભાવ પણ ભરેલો છે પણ કેટલાય શિક્ષકો વ્યક્તિગત રૂપથી બાળકોના હૃદયમા સ્થાયી સ્થાન મેળવે છે બાળકોના ચારિત્ર્યનિર્માણમાં આ વસ્તુ આવશ્યક છે કે શિક્ષકમા આ હેતુ માટે એક સાચી કામના હોય અને તેની પૂર્તિના ચિન્તનમાં હમેશા

પ્રયત્નશીલ રહે, એટલે એમાં બાળકો માટે સહાનુભૂતિ અને પ્રેમની આવશ્યકતા છે. એની મગજશક્તિ એટલી તીવ્ર જોઈએ કે તે કોઈપણ સમસ્યાને હલ જલ્દી કરી શકે, અને બાળકોના માર્ગદર્શનમાં કોઈપણ હિચકિચાહટમાં ના પડે. જે શિક્ષકમાં આ ગુણો ભરેલા હોય છે એવા શિક્ષકના ચારિત્ર્યનો પ્રભાવ બાળકોના ચારિત્ર્ય ઉપર પડ્યા વગર રહેતો નથી. અને તેના વ્યક્તિત્વનું શાળાથી બહાર પણ વ્યક્તિત્વ હોય છે. બાળકોમાં વિનય સ્થાપિત કરવાનો અભિપ્રાય આ પણ છે કે તે આદર્શ શિક્ષકોના વ્યક્તિત્વથી પ્રભાવિત થાય અને પોતાના ચારિત્ર્યને સુદૃઢ બનાવે. કેટલાય બાળકોનું માર્ગદર્શન મનોવૈજ્ઞાનિક હોતુ જ નથી તેનું કારણ એ છે કે શિક્ષકના વ્યક્તિત્વનો તેના ઉપર કંઈ જ પ્રભાવ પડતો નથી.

જે બાળકોમાં વિનય હોય છે તે શાળામાં જે વિષયો ભણાવવામાં આવે તેના ઉપર પૂરતુ ધ્યાન આપે છે અને વધારેમાં વધારે લાભ મેળવવાની ઇચ્છા કરે છે. ધીમે ધીમે એમાં બીજાની સારી પ્રવૃત્તિઓ સમજવાની યોગ્યતા આવી જાય છે અને તે પથભ્રષ્ટ થઈને ખોટે માર્ગે જતો નથી. આવું થવાથી તેમાં પથભ્રષ્ટ થવાની આશંકા ઓછી હોય છે કારણ કે આવા બાળકોમાં આત્મસંયમ આવી જાય છે. આ ગુણોથી શાળાનુ વાતાવરણ આદર્શ બની જાય છે અને બીજા વિદ્યાર્થીઓ માટે પણ આદર્શ બની જાય છે.

વર્ગમાં વિનય સ્થાપિત કરવાનુ કામ એટલુ સહેલુ નથી કે વર્ગમાં દાખલ થતાંની સાથે જ શિક્ષક તેમા સફળ થાય. જેવી રીતે વ્યક્તિમાં ગુણોનો વિકાસ ધીમે ધીમે થાય છે, તેવી રીતે વર્ગમા વિનયની સ્થાપના પણ ધીમે ધીમે થાય છે. વિનયની સ્થાપના કરવામા શિક્ષકોએ એ વસ્તુ યાદ રાખવાની છે કે શિક્ષક વિનય સ્થાપિત કરવા માટે ચિન્તિત છે. આત્મ-વિશ્વાસ સાથે વર્ગમા જવાથી વિનય સ્થાપવાનો પ્રશ્ન ઊઠતો જ નથી. ટ્રેઈનીંગ કૉલેજના વિદ્યાર્થી–અધ્યાપકો વર્ગમા અવિનયની ફરિયાદ કરતા જ રહે છે. કારણ કે તેઓ પહેલેથી જ માની લે છે કે બાળકો તેમને છાત્રાધ્યાપક સમજીને વર્ગમાં તોફાન કરવાના જ છે. એટલે યોગ્ય અવસરે ધમકાવવાની, દંડ આપવાની પદ્ધતિમાં પણ તે ગભરાઈ જાય છે. આ જ એક કારણ છે કે તે વર્ગના અવિનયથી હમેશા દુઃખી રહે છે. આત્મવિશ્વાસ આ માટે એક મોટો આધાર છે. છાત્રાધ્યાપકો વર્ગમાં પોતાના અધિકારોને શિક્ષકથી ઓછા ન સમજે અને આવશ્યકતા હોય ત્યારે બાળકોને દંડ આપવામાં એવી રીતે

જ ન ગભરાય જેવી રીતે પિતા પુત્રને દંડ કરવામાં પોતાના ઉત્તરદાયિત્વને સમજે છે.

આત્મવિશ્વાસના અનુભવ માટે શિક્ષકે પોતાનો પાઠ સારી રીતે તૈયાર કરી જવો જોઈએ. પાઠ સારી રીતે તૈયાર કરવાથી તે બાળકોના વિશ્વાસનું પાત્ર બની જાય છે જો બાળકના કોઈપણ પ્રશ્નનો ઉત્તર શિક્ષકને ન આવડતો હોય તો શિક્ષક ચોખ્ખા શબ્દોમાં પોતાની અસમર્થતા પ્રકટ કરી શકે છે. અને બાળકોને બીજે દિવસે શીખવવાનું પણ કહી શકે છે. કારણ કે ખોટી વસ્તુ શીખવવા કરતાં આ વસ્તુ સારી છે. જે શિક્ષકો અભિમાનને વશ થઈને જાણતા છતાં પણ બાળકોને ખોટી વાતો શીખવે છે તેઓ અક્ષમ્ય અપરાધ કરે છે. આવા શિક્ષકોની જેટલી વધારે નિંદા થાય તેટલી જ ઓછી. એટલે કે સારી ખોટી વસ્તુ શીખવવાથી શિક્ષકનુ વર્ગમાં પણ સન્માન રહેતુ નથી.

વર્ગમાં વિનય સ્થાપિત કરવા માટે જરૂરી છે કે શિક્ષક જે કંઈ આદેશ આપે તે આદેશ સ્પષ્ટ અને ગંભીર શબ્દોમાં હોવો જોઈએ. કેટલાય શિક્ષકો એવી રીતે આદેશ આપે છે કે જેમાં ક્રોધની મુદ્રા દેખાય છે. આવા આદેશોનો બાળકો ઉપર ઠીક પ્રભાવ પડતો નથી. તે શિક્ષકની કમજોરીને એવી રીતે પકડી લે છે કે જેવી રીતે એક ખેડૂત બળદ વેચાતો લેતી વખતે તેના ગુણ અને દોષોને જાણી લે છે. એક વસ્તુને વર્ગમાં વારંવાર કહેવા કરતાં સારું છે કે શિક્ષક એવા બાળકોને જુએ કે જેઓ આદેશનું પાલન કરતા નથી. આ વધારે મનોવૈજ્ઞાનિક છે. જો વર્ગમાં વધારે અવાજ થાય, તો આપણે બૂમો પાડીને શાંત કરવાની જરૂર નથી. આપણે એટલુ ધીમેથી બોલવું કે વિદ્યાર્થીઓ પોતેજ અનુભવ કરે અને ઉત્સુક થાય કે શિક્ષક શું કહે છે.

શિક્ષકે એ ધ્યાનમાં રાખવાનું છે કે કામ ન કરવાથી બાળકોમાં અવ્યવસ્થા થાય છે. પાઠ્યપુસ્તકોમાં તેમને સમજણ નથી પડતી એટલે તેઓ તેમાં ધ્યાન આપતા નથી તેથી જ તેઓ વર્ગમાં ઝઘડે છે અને વાતચીત કરવા પ્રેરાય છે. જો આપણે તેઓને કંઈને કંઈ કામમાં જ રોકીશું તો અવિનયની સંભાવના નથી. શિક્ષક માટે જરૂરી છે કે તે આવા પ્રત્યેક બાળક ઉપર ધ્યાન આપે અને વ્યક્તિગત યોગ્યતા મુજબ કામ લે. જો કમજોર બાળક કોઈપણ પ્રશ્નનો ઉત્તર આપવામાં અસફળ થાય તો બીજો જે સાચો ઉત્તર આપે તે દોહરાવા માટે કહેવું જોઈએ. આવી રીતે દરેક વિદ્યાર્થીથી કંઈને કંઈ કામ લેવું જોઈએ. સારા વિદ્યાર્થીને પૂછવું અને કમજોર વિદ્યાર્થીને ન પૂછવું તે મનોવૈજ્ઞાનિક નથી, એનાથી વર્ગના વિનયમાં મોટી અવ્યવસ્થા

ઉત્પન્ન થાય છે. પાઠ્યવસ્તુમાં શિક્ષક પોતે પણ રુચિ રાખવી જોઈએ. નહિ તો તે બાળકો માટે તે વિષયને રુચિકર નહિ બનાવી શકે. ભણાવવામાં તેણે ધ્યાનમગ્ન રહેવું જોઈએ કે વર્ગનો સમય કેવી રીતે પસાર થયો.

વર્ગમાં બાળકોની ઘણા પ્રકારની દુષ્ટતાને અવિનયનુ રૂપ આપી શકાય છે. આનુ વર્ગીકરણ આપણે નીચે પ્રમાણે કરીએ છીએ.

(૧) બીજાને ચિડાવવો, વાળ ખેચવા અથવા ચૂંટલી ભરવી.
(૨) કોઈને કંઈ ખટપટ કરવી
(૩) બીજાથી વાતચીત કરવી.
(૪) બીજો બોલતો હોય ત્યારે વચ્ચે બોલવું.
(૫) બીજાની ભૂલ ઉપર હસવું.
(૬) કાનમાં ચૂપચાપ કંઈ કહેવું.

આ અપરાધોથી વર્ગમાં ક્યારેક ક્યારેક અવિનય આવી જાય છે આનાથી અવ્યવસ્થા ઉત્પન્ન થતી નથી કારણ કે આ દરેક વ્યક્તિગત હોય છે. બાળક જાણી જોઈને વર્ગમાં અવિનય ઉત્પન્ન કરતો નથી એટલે આવી વ્યવસ્થાનુ મોટે ભાગે ઉત્તરદાયિત્વ શિક્ષકનુ હોય છે. કારણ કે એની ભણાવવાની પદ્ધતિ અમનોવૈજ્ઞાનિક હોય છે. એટલે બાળકોનુ મન વર્ગમાં અસ્તવ્યસ્ત થઈ જાય છે. બીજા પ્રકારના અપરાધો બાળકોદ્વારા જાણી જોઈને વર્ગમાં બને છે અને આનાથી તેમના વ્યક્તિત્વ ઉપર ખોટી છાપ પડે છે.

### જાણી જોઇને દુષ્ટતા કરવી

(૧) કાગળ અથવા ચાકનો ભૂકા બીજા ઉપર ફેંકવો
(૨) આજ્ઞાનુ ઉલ્લંઘન કરવું
(૩) અશિસ્તતા જેવી વાત કહેવી.
(૪) હડતાલ પાડવી અથવા કામચોર થવુ

### વ્યક્તિગત સમસ્યાઓ

(૧) જૂઠું બોલવું, ચોરી કરવી અને નુકશાન કરવુ.
(૨) ક્રોધ બતાવવો.
(૩) આળસુ બાળક થવું.
(૪) દુશ્ચરિત બાળક થવું

આ બધા અપરાધોથી ઉત્પન્ન થયેલા અવિનયનું સમાધાન સામૂહિક રૂપથી કરી શકાય છે. કારણ કે આમાં વ્યક્તિત્વની સમસ્યાઓનો સામનો કરવો પડતો નથી. થોડો અવિનય તાત્કાલિક કારણોને લીધે થાય છે. અને ચતુર શિક્ષક આનું નિરાકરણ ઘણી જ સરળતાથી કરી લે છે. પણ વ્યક્તિગત સમસ્યાઓનું સમાધાન બહુ કઠિન હોય છે. એ ધ્યાનમાં રાખવું કે આવી સમસ્યાઓ સામૂહિક રૂપ ધારણ ન કરી લે. દા. ત. ચોરી કરવી, જૂઠું બોલવું વગેરે બાળકનાં દુશ્ચરિત્ર ગણાય છે. આનું આપણે અધ્યયન કરીને દોષો દૂર કરવા જોઈએ. આ પ્રયત્નમાં વર્ગના વાતાવરણની મદદ ન લેવી જોઈએ. કારણ કે આવી જાતનો અવિનય વ્યક્તિગત અવિનય છે. વર્ગનો અવિનય નથી.

શિક્ષકની યોગ્યતા તથા બીજી આવશ્યક વાતો હોય તોપણ વર્ગમાં ક્યારેક ક્યારેક વિનય સ્થાપવામાં મુશ્કેલી થાય છે. કારણ કે કેટલાય વિષયોમાં રુચિનો વિકાસ પરિશ્રમ કરવાથી કરી શકાય છે. થોડા દિવસ અધ્યયન કર્યા પછી બાળક કોઈપણ વિષયમાં રુચિ બનાવે છે. આને છોડીને કોઈપણ વિશિષ્ટ ઉદ્દેશ્યની પૂર્તિ માટે વિષય અરુચિકર હોય તોપણ કેટલીય વ્યક્તિ અથવા બાળક પોતાનું ધ્યાન તે બાજુ દોરે છે. જ્યાં રુચિ અને ઉદ્દેશ્યનો અભાવ હોય છે ત્યાં જ અવિનયની સમસ્યા ઉત્પન્ન થાય છે. કારણ કે સ્વસ્થ બાળક ચૂપચાપ બેસી શકતો નથી. વર્ગમાં કેટલીય પરિસ્થિતિઓ બાળકનું ધ્યાન ખેંચવામાં વિઘ્નરૂપ હોય છે. દા. ત. વધારે ગરમી અથવા વધારે ઠંડી, હવા અને પ્રકાશ ન આવવો, બેસવાની અવ્યવસ્થા, ટાઈમટેબલમાં અમનોવૈજ્ઞાનિકતા, આવી વાતો વિનય સ્થાપવામાં વિઘ્ન કરે છે. વધારે શરદી અથવા ગરમી હોવાથી બાળકોનું મન કામમાં ન લાગવું તે સ્વાભાવિક છે. કારણ કે શરીરને કષ્ટ પહોંચે. ત્યારે ધ્યાનને (મનને) કેન્દ્રિત કરવું એ બહુ મુશ્કેલ છે. શાળાના સમયપત્રકમાં જુદા જુદા વિષયોનું એવું સંગઠન જોઈએ કે બાળકોનું મગજ જલદી કંટાળી ન જાય. આકર્ષક ચિત્ર વગેરે ટાંગવાથી બાળકોનું ધ્યાન ઘણી વખત એમની બાજુ જાય છે એટલે તે પ્રસ્તુત વિષયમાં અરુચિ ઉત્પન્ન કરે છે. આવી આવશ્યક અસુવિધાઓને કારણે શિક્ષકને વર્ગમાં વિનય સ્થાપન કરવામાં મુશ્કેલી પડે છે.

વિનયની સમસ્યાની અવહેલના ક્યારેય પણ ન કરવી જોઈએ. સમય આવે ત્યારે યોગ્ય સાધનનું અવલંબન કરવું જોઈએ. જો આમાં આપણે વાર લગાડીએ કે અવહેલના કરીએ તો ભવિષ્યમાં હાનિકારક થશે. જો આખા વર્ગમાં અવિનય ઉત્પન્ન થાય તો તાત્કાલિક તે જ જગા ઉપર અવિનયનું

સમાધાન કરવું જોઈએ. જો સમસ્યાનો સંબંધ થોડાં બાળકોથી જ હોય તો એનું નિરાકરણ વર્ગબહાર પણ કરી શકાય છે. કેટલીય સાધારણ વાતો ઉપર શિક્ષક એવું વર્તન કરે છે કે જેથી આખા વર્ગનો થોડો સમય બગડે. આ માટે ક્યારે ક્યારે શિક્ષકનું માથું હલાવવું અથવા આંખો બતાવવી એ જ પર્યાપ્ત છે. ક્યારે ક્યારે એકાદ વિદ્યાર્થીને કંઈક કહેવાની જરૂર પડે છે. કેટલીય વખત આખા વર્ગને ગંભીર શબ્દોમાં વિનયની આવશ્યકતા માટે થોડાક શબ્દો કહેવા આવશ્યક છે. શિક્ષકે ધ્યાનમાં રાખવું જોઈએ કે એની આકૃતિથી ક્રોધનો જરાપણ આભાસ ન આવવો જોઈએ. જો વિનય સ્થાપવામાં શિક્ષક શાન્તિથી કામ લેશે તો બધીય અવ્યવસ્થા પાણીના પરપોટાની જેમ અદશ્ય થાય છે. સમય આવે ત્યારે વિનયસ્થાપન કર્યા પછી પણ વિદ્યાર્થીઓ સાથે અલગ અલગ વાતચીત કરવી, વિનય હિતમાં શિક્ષક માટે આવશ્યક હોય છે જેનાથી ભવિષ્યમાં આવો અવિનય બીજી વાર ઉત્પન્ન ન થાય.

વિનય સ્થાપવામાં કયા ઉપાયો લાભપ્રદ છે અને કયા ઉપાયો હાનિકારક છે એ સરળતાથી ન કહી શકાય. કારણકે જે સાધન એક વખત ઉપયુક્ત સિદ્ધ થાય છે તે જ સાધન બીજી વખતે હાનિકારક પણ થાય છે તોપણ કેટલાંય સાધનો એવાં છે કે જે લાભપ્રદ સિદ્ધ થઈ શકે છે.

### કેટલાંક સારાં સાધનો

(૧) વર્ગથી બહાર કાઢી મૂકવો.
(૨) કોઈપણ કામથી વર્ગમાથી બહાર મોકલવો.
(૩) કેટલીય સુવિધાઓ લઈ લેવી.
(૪) વર્ગના બીજા બાળકોથી અલગ કરવો.
(૫) વર્ગમા જ બીજું કામ કરવા માટે કહેવું
(૬) બેસવાની જગા બદલાવી દેવી.
(૭) દુષ્ટતા કરનાર બાળકોને જુદા જુદા વહેંચી દેવા.
(૮) બાળકને જુદો બોલાવી વ્યક્તિગત રીતે સમજાવવો.
(૯) વિનયના મહત્ત્વને સમજાવવું

### કેટલાંક ઓછા પ્રયોગમાં લેવામાં આવતાં સાધનો

(૧) આખા વર્ગ સામે લજ્જિત કરવો.
(૨) શારીરિક દંડ કરવો.
(૩) બાળકને આચાર્ય પાસે મોકલવો.

(૪) વર્ગમાંથી થોડા દિવસ માટે કાઢી મૂકવો
(૫) થોડું કઠિન કાર્ય ઘેરથી કરી લાવવા આપવું
(૬) શાળા છોડયા બાદ વર્ગમાં રોકી રાખવો

### અનિચ્છનીય સાધનો

(૧) થોડા વિદ્યાર્થીના અપરાધ માટે આખા વર્ગને દંડ આપવો (શિક્ષા)
(૨) જબરજસ્તી ક્ષમાયાચના માટે બાળકને બાધ્ય કરવું
(૩) ધમકી આપવી
(૪) કાર્ય કરવાથી રોકવો
(૫) વ્યંગ કરવો

### હાનિકારક સાધનો

(૧) બાળકની મશ્કરી કરવી અથવા ધમકી આપવી.
(૨) અપશબ્દો કહેવા અથવા વ્યક્તિગત દોષોનો સંકેત કરવો
(૩) લજ્જિત કરવા માટે અયોગ્ય વાતો કહેવી

શિક્ષકના વ્યવહાર અને સ્વભાવ ઉપર વિનય સ્થાપવાનો મોટો આધાર હોય છે કેટલીય વખત જોવામાં આવે છે કે એક જ પ્રકારનાં સાધનોની મદદથી એક શિક્ષક વિનય સ્થાપવામાં સફળ થાય છે ત્યારે સારું તો એ જ કહેવાય છે કે શિક્ષક પોતે જ અનુભવથી સારાં અને ખોટા સાધનોનું નિરાકરણ કરી લે પણ દરેક વખત એ સંભવિત નથી એટલે અહીં કેટલાક ઉપાયો બતાવીએ છીએ કે જેના આધારે શિક્ષકને વિનય સ્થાપિત કરવામાં સરળતા થઈ શકે છે

### વિનય સ્થાપિત કરવાના થોડા ઉપાયો

(૧) સમય ઉપર બાળની પ્રશંસા કરવી જો સંભવ હોય તો શાળા અને એના પ્રતિનિધિઓની પ્રશંસા કરવી
(૨) ક્યારેક ક્યારેક બાળકોની રુચિ ઉપર પણ વાત કરવી પણ તેઓથી ઘનિષ્ઠ સંબંધ સ્થાપિત ન કરવા
(૩) જરૂર પડે ત્યારે બાળકોને યોગ્ય સંકેતોથી મદદ આપવી એ સંકેત એવા જોઈએ કે બાળક ઉત્તરદાયિત્વને સમજી શકે
(૪) બાળકને શાળાના કાર્યમાં રુચિ ઉત્પન્ન કરવી. બીજા વર્ગોએ કરેલા કાર્ય ઉપર પણ જરૂરી વાત કરવી

(૫) ક્યારેક ક્યારેક બાળક મળે ત્યારે પ્રસન્નતાથી બોલવું અને એના પ્રણામનો હાસ્યપૂર્વક ઉત્તર આપવો.

(૬) બાળકોથી ગપ્પાં ન મારતાં તેઓની સાથે વાતચીતમાં મર્યાદાનું ઉલ્લંઘન ન કરવું.

(૭) આપણા વ્યવહાર અને વાતચીતમાં ઈમાનદારી બતાવવી.

(૮) પોતાની શક્તિથી બહાર વચન આપીને જૂઠું ન બોલવું. અને બાળકોમાં વિશ્વાસ ઉત્પન્ન કરવો કે શિક્ષકના શબ્દો હંમેશાં વિશ્વસનીય હોય છે.

(૯) શિક્ષકનાં પહેરેલાં કપડાં એવાં જોઈએ કે બાળકમાં એનાથી અરુચિ ઉત્પન્ન ન થાય.

(૧૦) બીજા શિક્ષકોની બાળકો આગળ નિંદા ન કરવી.

(૧૧) યથાસંભવ શાળાના કાર્યમાં મદદ આપવી જેનાથી બાળકોમાં શિક્ષણના કાર્ય પ્રત્યે વિશ્વાસ થાય.

(૧૨) બાળકો સાથે કોઈપણ એવો વ્યવહાર ન કરવો કે જેનાથી તેઓ સમજે કે આ અમોને લજ્જિત કરવાના ઉપાય છે. બાળકો સાથે અન્યાય ન કરવો અને એમને ખબર ન પડવા દેવી કે તેઓની સાથે અન્યાય થાય છે.

(૧૩) પોતાના બધા વ્યવહારોમા ઈમાનદારી બતાવવી અને ભૂલ થાય તો સહર્ષ સ્વીકારી લેવી.

(૧૪) બાળકોની બધી વાતો સાભળવી અને પૂર્ણ અન્વેષણ કરીને આતુરતાથી પોતાનો મત આપવો.

(૧૫) બાળકોથી વાદવિવાદ ન કરવો. એમની વાત સાંભળી લેવી અને સરળતાથી આપણી વાત પણ કહી દેવી.

(૧૬) વર્ગનું કાર્ય એવી રીતે આયોજિત કરવું કે જેથી સમય નકામો ન જાય.

(૧૭) વર્ગના ઓરડાનો પ્રબંધ એવો કરવો જોઈએ કે હવા, પ્રકાશ, ગરમી અને ઠંડીથી બાળકોના ધ્યાનમાં વિક્ષેપ ન પડે.

(૧૮) વાતવાતમાં ક્રોધિત થઈ જવું ઠીક નથી. જો કોઈપણ વાતથી વર્ગમા કાર્ય કરવામાં વિઘ્ન પડે તો એને સંકેતથી દબાવી દેવું જોઈએ. અને મનોવૈજ્ઞાનિક રીતથી બાળકોમાં રુચિ ઉત્પન્ન કરવી

(૪) વર્ગમાંથી થોડા દિવસ માટે કાઢી મૂકવો.
(૫) થોડું કઠિન કાર્ય ઘેરથી કરી લાવવા આપવું.
(૬) શાળા છોડયા બાદ વર્ગમાં રોકી રાખવો.

### અનિચ્છનીય સાધનો

(૧) થોડા વિદ્યાર્થીના અપરાધ માટે આખા વર્ગને દંડ આપવો. (શિક્ષા)
(૨) જબરદસ્તી ક્ષમાયાચના માટે બાળકને બાધ્ય કરવું.
(૩) ધમકી આપવી.
(૪) કાર્ય કરવાથી રોકવો.
(૫) વ્યંગ કરવો.

### હાનિકારક સાધનો

(૧) બાળકની મશ્કરી કરવી અથવા ધમકી આપવી.
(૨) અપશબ્દો કહેવા અથવા વ્યક્તિગત દોષોનો સંકેત કરવો
(૩) લજ્જિત કરવા માટે અયોગ્ય વાતો કહેવી.

શિક્ષકના વ્યવહાર અને સ્વભાવ ઉપર વિનય સ્થાપવાનો મોટો આધાર હોય છે. કેટલીય વખત જોવામાં આવે છે કે એક જ *પ્રકારનાં સાધનોની* મદદથી એક શિક્ષક વિનય સ્થાપવામાં સફળ થાય છે. વધારે સારું તો એ જ કહેવાય છે કે શિક્ષક પોતે જ અનુભવથી સારાં અને ખોટાં સાધનોનુ નિરાકરણ કરી લે. પણ દરેક વખત એ સંભવિત નથી એટલે અહીં કેટલાક ઉપાયો બતાવીએ છીએ કે જેના આધારે શિક્ષકને વિનય સ્થાપિત કરવામાં સરળતા થઈ શકે છે.

### વિનય સ્થાપિત કરવાના થોડા ઉપાયો

(૧) સમય ઉપર બાળકની પ્રશંસા કરવી. જો સંભવ હોય તો શાળા અને એના પ્રતિનિધિઓની પ્રશંસા કરવી.

(૨) ક્યારેક ક્યારેક બાળકોની રુચિ ઉપર પણ વાત કરવી. પણ તેઓથી ઘનિષ્ઠ સંબંધ સ્થાપિત ન કરવો.

(૩) જરૂર પડે ત્યારે બાળકોને યોગ્ય સંકેતોથી મદદ આપવી. એ સંકેત એવા જોઈએ કે બાળક ઉત્તરદાયિત્વને સમજી શકે.

(૪) બાળકને શાળાના કાર્યમાં રુચિ ઉત્પન્ન કરવી. બીજા વર્ગોએ કરેલા કાર્ય ઉપર પણ જરૂરી વાત કરવી.

(૭) દંડના નિર્ધારણમાં થએની ક્ષતિ બાળકની ઉંમર અને એના ભાવિ પ્રભાવો ઉપર પૂર્ણ ધ્યાન આપવુ જોઈએ

(૮) વિનય સ્થાપવામાં દરેક શિક્ષકને પોતાનુ ઉત્તરદાયિત્વ સમજવુ આવશ્યક છે ફક્ત એકના ઉદ્યોગથી વિનયસ્થાપન શકય નથી

(૯) બાળકોને ઉપદેશ કરતા દાખલો વધારે સારો લાગે છે

(૧૦) સ્વતપ્રેરણાથી ઉત્પન્ન થયેલો વિનય સર્વશ્રેષ્ઠ કહેવાય છે

(૧૧) બધી શાળાઓમાં વિનય સંબંધી નીતિનુ નિર્માણ નાના વર્ગોમા ધીરે ધીરે હોય છે એટલે પ્રારંભથીજ એના ઉપર ધ્યાન આપવુ આવશ્યક છે આવી રીતે આપણે એક નવી પરંપરાને જન્મ આપીએ છીએ

(૧૨) બાળકોમા ઉત્તરદાયિત્વ સહન કરવાની શક્તિ ઉત્પન્ન કરવી એ વિનય સ્થાપનાનુ ઉત્તમ સાધન છે

*

# [૬]

## પાઠના કેટલાક પ્રકાર

### થોડી સામાન્ય બાબતો

શિક્ષણના આચાર્યોએ શિક્ષણની જુદી જુદી રીતો બતાવી છે પણ આપણે એ ન ભૂલવુ જોઈએ કે આ બધી રીતો એક સાધ્યના સાધનો છે સફળ શિક્ષક બનવા માટે આ સાધનોનુ જ્ઞાન આવશ્યક ગણાય છે પરિસ્થિતિ અનુસાર શિક્ષકને આ બધી રીતોનો સહારો લેવો પડે છે વિજ્ઞાન, ઈતિહાસ, ભૂગોળ ગણિત તથા ભાષા આ બધા વિષયોના અધ્યયનમા આપણે જુદી જુદી રીતોની આવશ્યકતા હોય છે જે શિક્ષકમા શિક્ષણ કળાનું પૂર્ણ જ્ઞાન હોય તે સમજી શકે છે કે ક્યારે કઈ રીતનો સહારો લેવો આપણે બાળકોને એવુ શિક્ષણ આપવાનુ છે કે એમનુ મન ન ગભરાય વિષય ભલે કઠિન હોય આ પ્રકરણમા આપણે જોઈશુ કે આ રીતો કઈ કઈ છે જેનાથી બાળક માટે પાઠયવસ્તુ રોચક-રસપ્રદ બનાવી શકાય

આપણે પાછળ કેટલીય વખત કહ્યું છે કે શિક્ષણમાં બાળકનું સ્થાન વધારે મહત્ત્વનું છે. એને જ્ઞાન આપવું એ ગૌણ છે. મુખ્ય તો બાળક છે એટલે વિષય રોચક બનાવવા માટે સર્વપ્રથમ આપણે બાળકના સ્વભાવ ઉપર ધ્યાન આપવાનું છે. બાળકનો સ્વભાવ દર વખતે કંઈક ને કંઈક કરવાનો હોય છે. જ્યારે બાળક સ્વસ્થ હોય ત્યારે તે ક્યારે પણ ચૂપ નથી બેસી શકતું. શાન્ત બનીને કોઈપણ વાત સાંભળવાની એની રુચિ બહુ જ ઓછી હોય છે. એટલે પહેલી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે બાળકોને ક્રિયાશીલ બનાવીએ. બધું આપણે કહેવું અને કરવું એ વર્તમાન શિક્ષણ પદ્ધતિઓ માટે અનુકૂળ નથી. કેટલાય શિક્ષકો એવા હોય છે જે ગ્રામોફોનની રેકર્ડ જેમ બોલતા જ જાય છે. એવા શિક્ષકોને પોતાના પાણ્ડિત્ય પ્રદર્શનનો મોહ અધિક હોય છે. બાળકોને શીખવવાનું કામ, શિક્ષણ આપવાનું મુખ્ય ધ્યેય બાળકોના ચારિત્ર્યનો વિકાસ છે. બાળક બધું કરવાથી જ શીખે છે. કારણ કે એના સ્વભાવમાં ક્રિયાશીલતા ભરેલી હોય છે. એટલે આપણે એને જ્ઞાન એવી રીતે આપવાનું છે કે જે એના અનુભવનું અને દૈનિક કાર્યનું અંગ બને. પુસ્તકિયા જ્ઞાનનું મહત્ત્વ ઓછું હોય છે. અને આ જ્ઞાન વધારે ટકાઉ બનતુ નથી. કારણ કે એનો દૈનિક જીવનથી વધારે સંબંધ હોતો નથી.

આપણે આપણા જૂના અનુભવોને આધારે જ નવું જ્ઞાન મેળવીએ છીએ. જો નવા જ્ઞાનનો સંબંધ જૂના અનુભવથી ન હોય તો તે સમજવાનું મુશ્કેલ બને છે. એટલે માનસશાસ્ત્રીઓ કહે છે કે જો બાળકને કોઈ નવી વાત શિખવાડીએ તો એને તરત જ સમજણ નહિ પડે. અને જો નવું જ્ઞાન એના જૂના અનુભવનું એક અંગ બનાવીએ તો એને માટે રુચિકર બની જશે. બાળક શાળામાં આવતાં પહેલેથી જ ઘણું શીખે છે. બાળક ફક્ત સલેટ નથી કે જેના ઉપર આપણે ગમે તે લખી શકીએ. બાળકો પોતાના વિચાર, બુદ્ધિ અને તર્કશક્તિથી પોતે જ નિર્ણય કરી લે છે કે કયુ કામ કરવાનું છે અને કયું કામ કરવાનું નથી. કેટલાય લોકો કહે છે કે બાળક અનુકરણશીલ હોય છે અને વગર સમજ્યે બીજાનું અનુકરણ કરે છે. પણ આવું વિચારવું તદ્દન ખોટું છે. કારણકે બાળકમાં એક પ્રૌઢ વ્યક્તિની બધી માનસિક શક્તિઓ વિદ્યમાન હોય છે. એમાં અંતર પ્રમાણનું હોય છે, નહિ કે પ્રકારનું. જો નવા જ્ઞાનનો સંબંધ બાળકના જૂના જ્ઞાનથી સ્થાપિત ન કરાય તો તેને નવું જ્ઞાન આપવું વ્યર્થ જશે. બાળક પોતાની મૂળ પ્રવૃત્તિઓના આધારથી કેટલાય

અનુભવો પ્રાપ્ત કરે છે એટલે નવા વિષયને કોઈપણ રીતે બાળકની મૂળ પ્રવૃત્તિ અને ઈચ્છાનું અંગ બનાવવું આવશ્યક છે. શિક્ષક બાળકની જીજ્ઞાસા, આત્મગૌરવ, અને મૂળ પ્રવૃત્તિનો સહારો લઈ શકે છે; કારણકે બાળકના વિકાસમાં મૂળ પ્રવૃત્તિઓ વધારે મહત્ત્વપૂર્ણ છે. શરૂઆતથી જ તેમાં મૂળ પ્રવૃત્તિઓ હોય છે. એટલે શિક્ષક એની મૂળ પ્રવૃત્તિઓની ઈચ્છાઓની અવહેલના નથી કરી શકતો.

ઘણી વાર જોવામાં આવે છે કે શિક્ષક કોઈપણ ઉદ્દેશ્ય વગર બાળકને ભણાવતા જ જાય છે. આથી ખબર પડે છે કે અધ્યાપન કાર્યમાં એમની રુચિ નથી. અને આ માટે જ તે ભણાવતા પહેલાં કોઈપણ વિષયની તૈયારી નથી કરતા. જો પ્રસ્તુત વિષયનો ભણાવવાનો ઉદ્દેશ્ય પહેલેથી જ નિશ્ચિત કરવામાં આવે તો અધ્યાપન કાર્ય પહેલેથી રુચિકર બની જશે. કારણ કે એમને પણ એમના પરિશ્રમનો ઉદ્દેશ્ય ધ્યાનમાં રહેશે અને તે સ્વભાવથી એને પ્રાપ્ત કરવા માટે આગળ વધશે. કેટલીયવાર તો એવું બને છે કે બાળક સમજતા જ નથી કે તે શું ભણે છે. અને પ્રસ્તુત વિષયનું જ્ઞાન એમને કઈ બાજુ લઈ જશે. આવી સ્થિતિમાં તે ભણવામાં રસ લેતા નથી. એટલે પાઠનો ઉદ્દેશ્ય બતાવવો ઘણો જરૂરી છે. કેટલાય શિક્ષકો કહે છે કે ક્યારેક ક્યારેક વિષય એટલો જટિલ હોય છે કે એનો ઉદ્દેશ્ય બતાવવો કઠિન હોય છે. કઠિન અવશ્ય હોય પરંતુ અસંભવ તો નથી જ. પણ પ્રસ્તુત વિષયનો મુખ્ય ઉદ્દેશ્ય શોધી કાઢવાના પ્રયાસમાં શિક્ષકની પૂર્ણ તૈયારી થઈ જાય છે. આપણે જાણીએ કે આપણે શું કરવા જઈએ છીએ તો આપણી તેમાં વધારે રુચિ હોય છે, બાળક પણ પોતાની સામે એક નિશ્ચિત ઉદ્દેશ્યની ઈચ્છા કરે છે. ઉદ્દેશ્યનું જ્ઞાન હોવાથી તે પોતાની શક્તિ અનુસાર તેને પ્રાપ્ત કરવા બરાબર ધ્યાન આપશે.

શિક્ષકે સૌથી પ્રથમ પાઠ્યક્રમ સમજવાની ચેષ્ટા કરવી જોઈએ. નિર્ધારિત પાઠ્યક્રમમાં તે કોઈપણ રીતે પરિવર્તન નથી કરી શકતો. તોપણ એને પાઠ્યવસ્તુ સંકલિત કરવાની થોડીઘણી સ્વતંત્રતા અવશ્ય હોય છે. બાળકોના વિકાસ જોઈ તે કોઈપણ વિષયનો ઉદ્દેશ્ય સારી રીતે નિર્ધારિત કરી શકે છે કે ક્યા વિષયનું અધ્યયન કેટલું કરાવવું જોઈએ. આ વાતો સમજવા માટે નીચે લખેલી વાતો જાણવી જરૂરી છે.

(૧) બાળકોની ઉંમર અને તેમની શક્તિઓ.
(૨) બાળકોની રુચિ અને જરૂરિયાતો.

(૩) વર્ગની કઠિનાઈઓ અને સમસ્યાઓ.

(૪) અધ્યાપક માટે પ્રાપ્ત સહાયક સામગ્રી.

(૫) પહેલાં કેટલું કામ થઈ ગયું છે.

(૬) આગળ કેટલું કામ કરવાનું છે.

(૭) બાળકોએ જેટલુ કામ કરી લીધુ છે. તેટલાથી એ ન સમજી લેવું જોઈએ કે તે બધુ જ એમને સારી રીતે આવડે છે. આ માટે નવું કામ શરૂ કરતાં પહેલાં બાળકોના પૂર્વજ્ઞાનની પરીક્ષા કરવી જોઈએ. જેવી રીતે મજબૂત પાયા વગરનુ મકાન પડી જાય છે. એવી રીતે પાછળનો પાઠ સારી રીતે શીખ્યા વગર આગળનો પાઠ ભણાવવામાં પૂર્ણ સફળતા મળતી નથી. ઉપર આપણે શિક્ષણના સાધારણ સિદ્ધાંતોનો ઉલ્લેખ કર્યો છે પણ આપણે જોવું છે કે કોઈપણ પાઠનું સંચાલન શિક્ષકે કેવી રીતે કરવું જોઈએ. પાઠસંચાલન કરતા પહેલાં આપણે ઉપર કહેલી વાતો ઉપર ધ્યાન આપવું જોઈએ.

સાધારણ રીતે આપણે કહી શકીએ છીએ કે પાઠ ત્રણ પ્રકારના હોય છે. [૧] જ્ઞાન [૨] કૌશલ [૩] રસાનુભૂતિ દા. ત. ઈતિહાસનો પાઠ જ્ઞાન સંબંધી હોય છે ચિત્રકળા અથવા કોઈપણ વિદેશી ભાષા શીખવી એ કળા સંબંધી પાઠ છે, અને કાવ્યમા પાઠ રસાનુભૂતિ સંબંધી કરી શકાય છે. આ ત્રણે પ્રકારના પાઠ માટે જુદા જુદા પ્રકારની રીત અને દૃષ્ટાંતોની આવશ્યકતા હોય છે. હવે આપણે વિચાર કરીશુ કે આ ત્રણે પ્રકારના પાઠો આપણે કેવી રીતે ભણાવવા જોઈએ.

### જ્ઞાનનો વિકાસ

થોડા વખત પહેલાં જ્ઞાન આપવાની ધૂનમાં શિક્ષક જોતો ન હતો કે બાળક માટે જ્ઞાનની શી ઉપયોગિતા છે અને એ એ પણ ન જોતો હતો કે બાળકની વિકાસસ્થિતિ આ જ્ઞાન સમજવામાં યોગ્ય છે કે નહિ. આધુનિક શિક્ષાપ્રણાલી આ દોષો દૂર કરવાની ચેષ્ટા કરે છે. હવે તો આપણને સમજાય છે કે શીખવવાથી ચૂપચાપ સાંભળવાનો કશો જ અર્થ નથી. જેવી રીતે ઘડામાં પાણી રેડીએ છીએ એવી રીતે બાળકના મગજમાં જ્ઞાન ન રેડી શકાય. કારણ કે બાળક ક્રિયાશીલ હોય છે, ઘડા જેવો જડ પદાર્થ નહિ. આજની શિક્ષાપ્રણાલીમા તો શીખવવામાં બાળકની ક્રિયાઓ ઉપર મુખ્ય ધ્યાન આપવામા આવે છે. આજે તો જે કંઈ અભ્યાસ કરાવવામાં આવે છે એમાં ધ્યાનમાં રાખવામા આવે છે કે એનો સંબંધ બાળકના

વર્તમાન અને ભાવી જીવનમાં શો થઈ શકે છે? આ નવા દષ્ટિકોણથી સ્પષ્ટ છે કે જ્ઞાનનું તાત્પર્ય વાસ્તવિક અનુભવોથી છે. જ્ઞાનના વિકાસમાં થોડા સાધારણ નિયમો હોય છે.

(૧) જ્ઞાન શીખવાની ક્રિયા શીખવાવાળાની યોગ્યતાનુસાર હોવી જોઈએ.

(૨) શીખવાની ક્રિયાના પ્રકાર પ્રાથમિક અને માધ્યમિક શ્રેણીમાં સમાન હોય છે. મસ્તિષ્કના વિકાસ અનુસાર તેની ગહનતા તથા માત્રામાં થોડો ભેદ આવી જાય છે.

(૩) શીખવામાં સરળ અથવા સ્થૂળથી સંકુળ અને સૂક્ષ્મ બાજુ જવું જોઈએ.

(૪) જ્ઞાનનો વિકાસ ક્રમશઃ હોય છે એટલે એક અવસ્થાનો વિકાસ બીજીથી ભિન્ન હોય છે.

(૫) શીખવામાં અંશનો સંપૂર્ણ સાથે સંબંધ સ્થાપિત કરવો જોઈએ.

ઉપર આપેલી વાતોનો સ્વીકાર કરવાથી વર્તમાન શિક્ષણપ્રણાલીમાં પહેલાં કરતાં ઘણું જ અંતર આવી જાય છે. આજથી એક શતાબ્દિ પહેલાં શિક્ષણની રીત જુદી જ હતી. ત્યારે સિદ્ધાંતોનો ઉલ્લેખ પહેલાં કરવામાં આવતો હતો. એના પછી પઠન–પાઠનની બધી ક્રિયાઓ તે સિદ્ધાન્તના સમર્થનમાં કેન્દ્રિત કરવામાં આવતી હતી. હવે આજે આ પ્રણાલીની માન્યતા નથી. પરંતુ આજે પણ કેટલીક શાળાઓ એવી છે કે જ્યાં પરીક્ષાઓનો ભાર અથવા આવશ્યક સામગ્રીના અભાવથી આ જ પ્રણાલી ઉપયોગમાં આવે છે. મનોવૈજ્ઞાનિક આંદોલનથી જ્ઞાનના વિકાસમાં હવે બાળકના નિજી અનુભવોને જ પ્રધાનતા આપવામાં આવે છે. પણ જો બાળકના નિજી અનુભવો ઉપર બધો ભાર મૂકીને શિક્ષક એના શીખેલા જ્ઞાનને સંગ્રહિત કરવાનો પ્રયત્ન ન કરે તો બાળકનો માનસિક વિકાસ સારી રીતે સંગ્રહિત ન થઈ શકે. અને બાળક જુદી જુદી શીખેલી વાતોમાં કોઈપણ સંબધ ન સમજી શકે. જુદા જુદા અનુભવો એને માટે રુચિકર હોય પણ એ વધારે માનસિક વિકાસમાં મદદ ન આપે. એટલે અમારો ઉદ્દેશ્ય છે કે બાળકનો માનસિક વિકાસ એવી રીતે કરવો કે તે વાતાવરણમાં ઉત્પન્ન થયેલી પરિસ્થિતિઓનો બુદ્ધિમાનીથી સામનો કરી શકે અને પોતાના જીવનને સારી રીતે ચલાવી શકે. એની પાસે જે વિચારો આવે તેનું સૌંદર્ય અને શક્તિ સમજી શકે. અને સમય ઉપર એનો સદુપયોગ પણ કરી શકે.

આપણે ઉપર શીખવવામાં બાળકના સ્વાનુભવનો ઉલ્લેખ કરી ચૂક્યા છીએ. આનો અર્થ એ નથી કે શિક્ષકનું કાર્ય પહેલાં કરતાં હળવું થઈ ગયું છે. પણ હું તો માનું છું કે પહેલાં કરતાં તેનું ઉત્તરદાયિત્વ હવે વધી ગયું છે. બાળકો આગળ પાઠ્યવસ્તુ એવી રીતે રજૂ કરવાની છે કે જેથી બાળક તેને સરળતાથી શીખી શકે. એટલા માટે ઈતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાન આદિ વિષયોનાં વિભિન્ન તત્ત્વો બાળક આગળ એવી રીતે રજૂ કરવાનાં છે કે જેમાં જ્ઞાનનો વિકાસ મનોવૈજ્ઞાનિક પદ્ધતિથી હોય. એને માટે બાળકની જુદી જુદી રુચિઓ, આવશ્યકતાઓ તથા શક્તિઓનુ જ્ઞાન આપવું જરૂરનુ છે. જેનાથી બાળકોના વિકાસને એવી રીતે સુચારુ રૂપથી સંચાલિત કરી શકે, જેવી રીતે માળી બાગના જુદા જુદા છોડવાઓની આવશ્યકતાનુસાર દેખરેખ રાખી શકે છે. આ દૃષ્ટિથી શિક્ષકનું કાર્ય પહેલાથી બહુ જ વધારે થઈ ગયું છે.

પ્રો૦ હયુઝનું કહેવું છે કે બાળકો આગળ નવું જ્ઞાન ઉપસ્થિત કરવાના બે પ્રકાર છે. (૧) વ્યાખ્યાના આધાર ઉપર એને સ્પષ્ટ કરી દેવું (૨) બધી વાતો કહીને નિષ્કર્ષ શોધવા માટે બાળકોને ઉત્સાહિત કરવા. બાળકોના દૃષ્ટિકોણથી જ્ઞાન બીજા લોકોથી સીધુ જ પ્રાપ્ત કરી શકાય છે. અથવા પોતાના પરિશ્રમથી એને શોધવું પડે છે. શિક્ષામાં આ બન્ને પ્રકારના અનુભવોનું બહુ મહત્ત્વ હોય છે. અને જ્ઞાનના વિકાસમાં પરિસ્થિતિને અનુસરીને બનેની જરૂર પડે છે. વ્યક્તિનું જીવન એટલું ઓછુ હોય છે કે તે બધી જ વાતો અન્વેષણથી જ નથી શીખી શકતી. બીજાઓ દ્વારા સિદ્ધ થયેલી અથવા કહેલી વાતો તેને માનવી જ પડશે. પરંતુ એ વાત ચોક્કસ છે કે જે વસ્તુને પોતાની મેળે શોધાવવામાં આવે છે એનો પ્રભાવ સ્થાયી થઈ જાય છે.

હરબાર્ટના નિયમિત પગથિયાં—જ્ઞાન સંબંધી પાઠની અંદર મુખ્યત: પ્રસ્તાવના, વિષય પ્રવેશ, આત્મીકરણ, સિદ્ધાંતનિરુપણ અને પ્રયોગ નામની વિધિઓનો સહારો લેવામાં આવે છે. હરબાર્ટ અનુસાર આ પાચ નિયમિત પગથિયાં કહેવાય છે. સાહિત્ય અને ભાષાના પાઠમા સિદ્ધાંત નિરૂપણની જગાએ વિચારવિશ્લેષણ રાખી શકીએ છીએ. ઈતિહાસ અથવા ભૂગોળના પાઠમાં વિચાર–વિશ્લેષણ ન રાખીને પુનરાવર્તન અને શ્યામપટ સંકેત રાખી શકીએ. ભણાવેલી વાતો બાળકોની સમજમા આવી છે કે નહિ તેની પરીક્ષા કરવા માટે લગભગ બધા જ પાઠોમા પહેલા પુનરાવર્તન કામમા લેવાય છે. હવે આપણે દરેક વિધિ ઉપર વિસ્તારથી વિવેચન કરીશું

### પ્રસ્તાવના

ઉપર બતાવી ચૂકયા છીએ કે અધ્યયનકાર્ય શરૂ કરતા પહેલાં શિક્ષકે એ જાણી લેવું જોઈએ કે બાળકોમાં પૂર્વજ્ઞાન કેટલું છે. આ જ્ઞાન વગર શિક્ષક પાઠમાં બાળકોની રુચિ જાગ્રત કરવામાં સમર્થ નહિ થાય. જ્યાં સુધી બાળકોમાં રુચિ ઉત્પન્ન નહિ થાય ત્યાં સુધી તે કંઈપણ નહિ શીખી શકે. એટલે પાઠની સફળતા શિક્ષક અને શિક્ષાર્થી બંનેના સહયોગ ઉપર અવલંબિત છે. આ ક્રિયાથી શિક્ષકને ખબર પડી જાય છે કે વિદ્યાર્થીને કેટલું જ્ઞાન છે અને તે શું નથી જાણતો. જેના પરિણામે વિદ્યાર્થીને આગળ જાણવાની ઇચ્છા થાય છે. આને આપણે પ્રસ્તાવના કહીએ છીએ. આપણે ઉપર કહ્યું છે કે પાઠ્યવિષયનો જીવન સાથે દૈનિક સંબંધ સ્થાપિત કરવો જરૂરી છે. આવી સ્થિતિમાં શિક્ષકે બાળકોના જૂના અનુભવોથી સારી રીતે પરિચિત થવું જોઈએ. આ વાત સાચી છે કે દરેક બાળકનું પૂર્વ જ્ઞાન જુદું હોય છે, પણ શિક્ષકે અંદાજથી એવું અનુમાન કરી લેવું જોઈએ કે દરેક બાળક કેટલું જાણે છે. જ્યાં સુધી શિક્ષક આ નહિ સમજી લે ત્યાં સુધી તે વસ્તુસ્થિતિ પકડવામાં સમર્થ નહિ થાય. તે જે કંઈ કહેશે તે બાળકોની સમજમાં નહિ આવે કારણ કે આપણે જાણીએ છીએ કે કંઈપણ વસ્તુ શીખતાં પહેલાં બાળક એનો સંબંધ પૂર્વઅનુભવથી જોડવા માગે છે. જો શિક્ષક એના પૂર્વજ્ઞાનથી પરિચિત નથી તો બાળક આ સંબંધ નહિ જોડી શકે. અને તેની સમજમાં પણ કંઈ નહિ આવે. બાળકોના પૂર્વજ્ઞાનનો પરિચય કરવામાં વધારે સમય લગાડવો મનોવૈજ્ઞાનિક નથી. જો પ્રસ્તુત પાઠ જૂના વિષયનો એક ભાગ છે તો તો બે ત્રણ પ્રશ્નો જ બાળકોમા નવા પાઠ માટે ઉત્સુકતા પેદા કરવા માટે પર્યાપ્ત છે. વધારે પ્રશ્નો પૂછવાથી એનુ મન કંટાળી જાય છે. જે વિષય ભણવાનો છે એના દરેક ભાગથી સંબંધ સ્થાપિત કરવાનો સારૂ નથી. શિક્ષકે ઘણા સંક્ષેપથી જ બાળકોમા પૂર્વજ્ઞાનની જાગૃતિ ઉત્પન્ન કરવી જેનાથી તે પાઠ સમજવા જલ્દી તૈયાર બને. જો શિક્ષક એના વર્ગને જાણે છે તો તે આ કામ ઘણી જ સરળતા અને શીઘ્રતાથી કરી શકે છે અને જો વર્ગ એને માટે નવો હોય તો બીજા સહયોગીઓથી એની પૂર્ણ જાણકારી કરી લેવી જોઈએ. બાળકોની સ્થિતિમા પોતાને નાખીને જલ્દીથી પાઠ શરૂ કરવો એ કુશળ શિક્ષકનુ કામ છે. આ જાણવું કે વિદ્યાર્થી કયાં છે અને કયા લઈ જવા માટે એમને પ્રયત્ન કરવાનો છે. સાચા શિક્ષકનાં આ જ બે લક્ષણ છે.

પ્રસ્તુત પાઠની તૈયારી ક્યારે ક્યારે ઘણી લાંબી થઈ જાય છે. આને માટે બહાર ફરવા જવું અથવા કેટલાય દિવસો સુધી ભણાવવું આવશ્યક થઈ

શકે છે. જો તૈયારી માટે બહાર જવાની જરૂર પડે તો શિક્ષકે વિશેષ સતર્કતાથી કામ લેવું જોઈએ. કોઈ ઐતિહાસિક યા ભૌગોલિક યા ફેક્ટરી વગેરે જોવાનું કામ નિશ્ચિત હોય તો શિક્ષકે પહેલેથી જ એ જાણવું જોઈએ કે એ કઈ કઈ વાતો માટે બાળકોનું ધ્યાન આકર્ષિત કરશે. શિક્ષકે એવો વિચાર ન રાખવો જોઈએ કે તે પોતે બધું જાણે છે અને સમય ઉપર બધુ કહી દેશે. આ બુદ્ધિમત્તા નથી.

પ્રસ્તાવનાથી આપણે બાળકોને બતાવવા માગીએ છીએ કે એમના પૂર્વ અનુભવના કયા ભાગની પાઠમાં વધારે આવશ્યકતા છે. થોડી ઘણી ભૂલેલી વાતો પ્રસ્તાવનાથી યાદ કરાવી શકાય છે. ક્યારે ક્યારે એમનો પરસ્પર સંબંધ પણ વધારે સ્પષ્ટ થઈ જાય છે. જો શિક્ષક એમને મનોવૈજ્ઞાનિક રીતે જાગૃત કરી શકે તો નવો પાઠ શીખવાની આવશ્યકતા પણ એની સમજમાં આવી જશે. આ સમજી લેવાથી નવો પાઠ શીખવા માટે તે ઉત્સુક બનશે. આવી રીતે શિક્ષકને નિશ્ચિત થઈ જશે કે પરિશ્રમનુ વધારે ફળ મળશે.

## ઉદ્દેશ્યકથન

પ્રસ્તાવના પૂરી થયા પછી ઉદ્દેશ્યનું કથન જરૂરી છે. શિક્ષકે જાણવું જોઈએ કે પાઠનો મુખ્ય ઉદ્દેશ્ય કયો છે. તે બાળકોને કઈ નવી વાત શીખવવા માગે છે. એનાથી એનો પૂર્ણપરિચય હોવો જોઈએ. કેટલાય શિક્ષકોને તો આનું જ્ઞાન રહેતુ જ નથી. એ તો એ જ જાણે છે કે અડધુ, એક અથવા તો બે પાનાં ભણાવવા એ જ એમનો ઉદ્દેશ્ય હોય છે, આનો અર્થ એ છે કે પાઠની તૈયારી કરતા નથી. અને અધ્યયન કાર્યમાં એમની રુચિ પણ નથી. શિક્ષકની માફક શિક્ષાર્થીને પણ પાઠનો ઉદ્દેશ જાણવો આવશ્યક છે. આ જ્ઞાનથી તે પોતાના પરિશ્રમને એક નિર્ધારિત ઉદ્દેશ્ય તરફ કેન્દ્રિત કરે છે. ઉદ્દેશ્યકથનમાં કોઈ કઠિનાઈ ન હોવી જોઈએ. કારણ કે ઉદ્દેશ્ય તો પ્રસ્તાવનાથી નીકળી જાય છે. એટલે ઉદ્દેશ્યને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરવો જરૂરી છે. કેટલાય પાઠ એવા હોય છે કે જેમાં ઉદ્દેશ સ્પષ્ટ કરવો કઠિન હોય છે. કારણુ કે એમાં બાળકોને પોતાની મેળે થોડી વાતો શોધવાની હોય છે. પણ અહીં તેઓએ એ જાણવું જોઈએ કે તે કઈ વાત શોધવા જાય છે. રસાનુભૂતિના પાઠમાં તેઓને એ કહેવું મનોવૈજ્ઞાનિક નથી કે તે કઈ કવિતા અથવા ચિત્રના અધ્યયનમાં આ વસ્તુ મેળવશે, આમ કહેવાથી એમની રસાનુભૂતિ સ્વતંત્ર નથી બનતી. શિક્ષકની જેવી ભાવનાઓ હશે તેવો જ તેઓ વિચાર

ચતુરતાથી કરી શકાય તો પછી સિદ્ધાંત-નિરૂપણ અથવા પુનરાવર્તન અવસર ઉપર વિશેષ કઠિનાઈ નહિ પડે. આમ ન કરવાથી પુનરાવર્તન વખતે શિક્ષક એ અનુભવશે કે મારો બધો પરિશ્રમ વ્યર્થ ગયો. પણ આ સમજવાની ચેષ્ટામાં પાઠનો ક્રમ તૂટવો ન જોઈએ. સારું થશે કે કમજોર અને અસફળ છાત્રોથી બીજા વિદ્યાર્થીઓ દ્વારા આવેલા ઉત્તરોનું પુનરાવર્તન થઈ શકે.

## સિદ્ધાંત-નિરૂપણ

સિદ્ધાંત-નિરૂપણનાં રૂપો કયા પ્રકારનાં હોય છે, અને દરેક પાઠમાં તે હોય એ જરૂરી નથી. દા. ત:-સાહિત્ય, ભાષા, ભૂગોળ વગેરેના પાઠમાં સિદ્ધાંત નિરૂપણ ન તો સંભવિત હોય કે ન આવશ્યક. સિદ્ધાંત-નિરૂપણથી આ બરાબર સમજી શકાય કે બાળકો પાઠવસ્તુ સમજવામાં કયાં સુધી સમર્થ થયા છે. વ્યાકરણ, ગણિત અને વિજ્ઞાન વગેરેના પાઠમાં સિદ્ધાંત-નિરૂપણ સંભવિત હોય છે. એટલે આ પ્રકારના પાઠોમાં બાળકોની ખોટી ધારણા દૂર થાય છે. સાહિત્ય, ભૂગોળ અને ઈતિહાસના પાઠને અંતે શ્યામપટના સંકેતથી અથવા સાધારણ વ્યાખ્યાથી વિદ્યાર્થીઓના ખોટા વિચારોને દૂર કરવાનો પ્રયત્ન કરી શકાય છે જેવી રીતે સિદ્ધાંત-નિરૂપણ બાળકોની મદદથી કરી શકાય છે, તેવી રીતે શ્યામ-પટનો સંકેત એ પણ તેઓનું કાર્ય હોવું જોઈએ.

## પ્રયોગ

શિક્ષણમાં પ્રયોગનું મહત્ત્વ સ્પષ્ટ છે. જો શીખેલી વાતો પ્રયોગમાં ન લાવી શકાય તો તેઓને શીખેલી કહેવું એ પણ ભૂલભરેલુ છે. પ્રયોગ કરવાથી નીકળેલો નિષ્કર્ષ ઠીક છે યા નહિ તે સિદ્ધ થાય છે. જ્ઞાનને સ્થાયી બનાવવા માટે આનો પ્રયોગ આવશ્યક છે. એટલે શીખેલી વાતો પ્રયોગમાં લાવવા માટે બાળકોને પૂર્ણ સમય આપવો જોઈએ વ્યાકરણ, ગણિત અને વિજ્ઞાનમાં કરેલા સિદ્ધાંત-નિરૂપણની પ્રયોગ દ્વારા પરીક્ષા કરવાની આવશ્યકતા છે. આમ પરીક્ષાથી મગજમાં શીખેલી વાત સ્થાયી બની જાય છે ભાષામાં જે થોડા નવા શબ્દો શીખાય છે તે શબ્દોનો પ્રયોગ કરવાનો અવસર બાળકોને આપવો જોઈએ. ભૂગોળમાં જે નવી વાતો છે તે મનચિત્રમાં ભરવી જોઈએ. પ્રયોગથી બાળકોનુ જ્ઞાન દઢ થાય છે, અને આગળ શીખવા માટે તૈયાર થાય છે.

## કૌશલનો વિકાસ

જ્ઞાનના પાઠમાં બાળકને કોઈપણ વિષયના સંબધમા થોડું થોડું શીખવું પડે છે. કૌશલના પાઠમાં શીખવવાની સાથે સાથે એને કંઈકનું કઈક કરવું

પડે છે. દા. ત. હસ્તકળા સંબંધી બધું કાર્ય કૌશલનું છે. લખવું, ભણવું અને નવી ભાષા શીખવી, એ કાર્ય પણ કૌશલનું જ છે. કૌશલના પાઠમાં બાળકને એક નિશ્ચિતસ્તર સુધી આવવું અપેક્ષિત હોય છે. દા. ત. એને કોઈપણ શબ્દ નિશ્ચિત પ્રકારથી જ ભણાવવો પડશે. તે એક, બે, ત્રણ, ચારની જગ્યાએ એક, ત્રણ, પાંચ, સાત કરી નથી ગણી શકતો. આ દૃષ્ટિકોણથી બાળક આવા પ્રકારના પાઠોમાં પોતાની મૌલિકતા બતાવી શકતો નથી. પરંતુ ચિત્રકળા, લેખ વગેરે પાઠોમાં તે પોતાની મૌલિકતા અવશ્ય બતાવી શકે છે. પણ આ કહી શકાતું નથી કે કયું બાળક કેટલી મૌલિકતા બતાવી શકે છે. આમાં વ્યક્તિગત ભિન્નતા અને વિશિષ્ટ કૌશલની વાતો આવી જાય છે.

## પ્રસ્તાવના

પ્રસ્તાવનાનું મહત્ત્વ આપણે આગળ ઉપર જોઈ ગયા છીએ. કૌશલના પાઠમાં પણ આનું સ્થાન એટલું જ મહત્ત્વપૂર્ણ છે. કોઈપણ પાઠ ભણાવતાં પહેલાં શિક્ષકે એ જોઈ લેવું જોઈએ કે નવા અનુભવો શીખવા માટે બાળકો તૈયાર છે કે નહિ. એટલે પાઠ શરૂ કર્યા પહેલાં બાળકોને શારીરિક અને માનસિક સ્થિતિમાં અનુકૂળ કરી લેવા આવશ્યક છે. એટલે બાળકોને જે કંઈપણ શીખવાડવામાં આવે તેનું ધારેલું ફળ મળી શકે. જ્યારે કોઈપણ નવી વાત શીખવવાની હોય ત્યારે બાળકોને તે શીખવાની જરૂર સારી બતાવવી જોઈએ. પૂર્વજ્ઞાનથી પાઠનો સંબંધ આવી રીતે સ્થાપિત કરવો જોઈએ. જો બાળક નવી વાત શીખવાની આવશ્યકતા પણ સમજી શકે, અથવા તેમના કાર્યમાં કોઈ કઠિન સમસ્યા ઉપસ્થિત કરવી જોઈએ કે જેની પૂર્તિ માટે નવી વાત શીખવા તત્પર બને. બધી વિધિઓના પ્રયોગમાં આ ધ્યાનમાં રાખવું જોઈએ કે કોઈપણ વાત બાળકોની રુચિથી બહાર ન જાય.

## ઉદ્દેશ્ય-કથન

પ્રસ્તાવના પછી શિક્ષકે પાઠનો ઉદ્દેશ્ય કહી દેવો જોઈએ. જેનાથી બાળકો જાણી શકે કે તેઓએ કઈ બાજુ પ્રયત્ન કરવાનો છે. 'આ વાતને મનોવૈજ્ઞાનિક રીતે કહેવાથી અંત સુધી બાળકોની રુચિ બની રહેશે.

## વિષયપ્રવેશ

વિષયપ્રવેશનું રૂપ દરેક પાઠનું જુદું જુદું હોય છે. વિજ્ઞાન, ગણિત, લેખ, સંગીત, હસ્તકળા વગેરે પાઠના પ્રકારમાં વિકાસની ભિન્નતા હોય છે.

પરસ્પરની આલોચના પણ ભૂલસુધારનું સારું સાધન ગણાય છે. આ સાધનનો ઉપયોગ લેખ, વાચન, ઉચ્ચારણ, સંગીત વગેરેના પાઠમાં કરી શકાય છે. આનાથી બન્નેને લાભ થય છે. આલોક એ જાણી જાય છે કે કૌશલના પ્રદર્શનમાં કઈ કઈ વાતો ઉપર ધ્યાન આપવું જોઈએ. અને આલોચિત એ જાણે છે કે એણે ક્યાં ભૂલ કરી છે. આવી રીતે બનેને ઠીક ઠીક વસ્તુનું જ્ઞાન થઈ જાય છે. પણ આ રીતનો વધારે પ્રયોગ ઉચિત નથી. કારણ કે આનાથી બાળકોમાં આત્મહીનતાની ભાવના ઉપસ્થિત થાય છે. અને કેટલાય બાળકો ભયને લીધે પોતાની સારી વાતો બતાડવામાં સંકોચ કરે છે. એટલે શિક્ષક જ સર્વશ્રેષ્ઠ આલોચક કહી શકાય છે.

કૌશલના પાઠમાં શિક્ષકે ધ્યાન રાખવું જોઈએ કે બાળક અભ્યાસ કરવામાં થાકી ન જાય. કારણ કે શીખવાની ક્રિયા કેવળ અભ્યાસકાળ સુધી જ સીમિત નથી રહેતી. કેટલાક લોકોની ધારણા છે કે શીખવાની ક્રિયા સમાપ્ત થાય તોપણ વ્યક્તિ શીખેલી વાતને પોતાના મસ્તિષ્કમાં બેસાડવાનો પ્રયત્ન કરે છે. કેટલાય લોકો આ ધારણાના વિપક્ષમા છે. પણ આ બે ધારણાઓના મતભેદથી અધ્યયન અને અભ્યાસક્રિયાનો વિશેષ સંબંધ નથી. બે પક્ષોનો આ જ મત છે કે અભ્યાસક્રિયાબાદ વિશ્રામકાળ શીખવામાં ઘણો જ આવશ્યક હોય છે. વિશ્રામ બાદ પોતાના પાઠને વિદ્યાર્થી વધારે સ્ફૂર્તિથી જુએ છે.

વ્યક્તિગત ભેદથી માણસને શીખવા માટે કોઈપણ સામાન્ય નિયમ નથી બનાવી શકાતા. આ દૃષ્ટિથી શિક્ષાને મનોવૈજ્ઞાનિક બનાવવા માટે ગત શતાબ્દિઓથી જેટલાય પ્રયત્ન કરવામાં આવે છે તે બધાય નિષ્ફળ જાય છે. એટલે ઉપર કહેલી બધી વાતો ઉપર લકીરના ફકીર બનવું એ હાનિકારક છે. બાળકોના વ્યક્તિગત ભેદ અનુસાર નિર્ધારિત નિયમોમા પરિવર્તન અને સુધારો કરવાની સ્વતંત્રતા અને ક્ષમતા શિક્ષકમાં હોવી આવશ્યક છે. વ્યક્તિગત યોગ્યતા મુજબ બાળકને કામ આપવું જોઈએ. કારણ કે આ વસ્તુ બહુ મહત્ત્વપૂર્ણ છે. એક વાત શીખવામાં કોઈપણ બાળક બીજાથી વધારે સમય લે છે. તો એને સહાનુભૂતિ બતાવવાની આવશ્યકતા છે. એની મશ્કરી કરવી અને એને હતોત્સાહી કરવો એ અમનોવૈજ્ઞાનિક છે આનાથી વ્યક્તિગત વિકાસ કુંઠિત થાય છે. અને બાળકમાં આત્મહીનતાની ભાવના જાગ્રત થાય છે. કૌશલના પાઠમાં નીચે લખેલી વાતો ઉપર વધારે ધ્યાન આપવું જોઈએ.

(૧) કાર્ય સારી રીતે શરૂ કરવું જરૂરી છે. જો શરૂઆત સારી નહિ હોય તો પાછળથી ઘણી જ મુશ્કેલીઓ ઊભી થશે. પહેલાં ગતિ ઉપર ધ્યાન આપવાની આવશ્યકતા નથી, એના રૂપ ઉપર ધ્યાન આપવું જોઈએ. કોઈપણ વાત શિખવાડવા માટે ફક્ત અભ્યાસ જ પૂરતો નથી. અભ્યાસની સાથે આપણે જોવું જોઈએ કે એની વિધિ ઠીક છે કે નહિ. અન્યથા પરિશ્રમનું ઉચિત ફળ નહિ મળે અને સાથે સાથે કેટલીય ખરાબ આદતો પડવાનો ભય ઉત્પન્ન થશે. દા. ત. ટાઈપરાઈટીંગના પાઠમાં જો શરૂઆત સારી રીતે ન થઈ તો ખોટી આદત પડી જશે. અને આંગળિયોને સારા માર્ગે વાળવી મુશ્કેલ બનશે

(૨) શિખવાડવાવાળાની મનોવૃત્તિનો શીખવા ઉપર ઘણો પ્રભાવ પડે છે. પાઠમાં રુચિ હોય ત્યારે વિદ્યાર્થી લગાતાર આ ચેષ્ટા કરે છે કે દિવસે દિવસે એની ઉન્નતિ કેવી રીતે થાય. કેટલાય શિક્ષકોની ધારણા છે કે રુચિના અભાવમાં પણ કોઈ વસ્તુ સાદી રીતે શીખી શકાય છે. કેટલાક લોકો કહે છે કે રુચિ પ્રધાન છે, અને અભ્યાસ ગૌણ છે. એટલે કોઈપણ એક વસ્તુ ઉપર ધ્યાન આપવું અમનોવૈજ્ઞાનિક છે. કોઈપણ વસ્તુ શીખવા માટે રુચિ અને અભ્યાસ બેની આવશ્યકતા હોય છે. રુચિના અભાવમાં અભ્યાસના ફળસ્વરુપ સફળતાની ભાવના આપીને શિક્ષક બાળકોમાં રુચિ ઉત્પન્ન કરી શકે છે.

(૩) કોઈપણ કૌશલ શીખવામાં અનાવશ્યક છોડીને પ્રધાન ગતિઓ ઉપર ધ્યાન આપવુ આવશ્યક છે. હવે અહીં એક પ્રશ્ન ઊઠે છે કે કોઈપણ કૌશલ શીખવામા અનાવશ્યક ભૂલો છોડવા ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ, અથવા પ્રધાનગતિઓ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવા ઉપર. વાસ્તવમા પ્રધાનગતિઓ ઉપર વિશેષ જ્ઞાન આપવુ ઠીક છે આમ કરવાથી અનાવશ્યક ગતિઓ આપ મેળે જ છૂટી જશે. સાઈકલની સવારી કરનાર થાંભલાથી ન અથડાય એની ઘણી જ ચેષ્ટા કરે છે, તોપણ તે પ્રાય અથડાઈ જાય છે આથી વિપરીત જો ઠીક રસ્તા ઉપર ચાલવાનુ ધ્યાન કેન્દ્રિત કરે તો તે સફળ થઈ જાય છે ભૂલ ન થાય. આવું વિચારવાને વિરુદ્ધ મકેતનુ ફળ હોય છે. અને જે કરવાની ઇચ્છા ન હોય તે થઈ જાય છે આ એક મનોવૈજ્ઞાનિક સત્ય છે. એટલે શુ ન કરવું જોઈએ એ ન બતાવતા શુ કરવુ જોઈએ એ જ બાળકને બતાવવું જોઈએ આનાથી બહુ લાભ થશે. જો બાળકમા ખોટી આદત પડી ગઈ હોય તો જ કહેવું જોઈએ કે એને શુ કરવાનુ નથી. કારણ કે ખોટી આદત છોડાવવા માટે કહેવુ આવશ્યક છે.

સૌથી પહેલાં બાળકને આવશ્યક ક્રિયા બતાવવાની હોય છે. તે વખત તેઓને ધ્યાનપૂર્વક જોવાની અથવા સાંભળવાની આવશ્યકતા હોય છે. પછી જોયેલી અને સાંભળેલી વસ્તુને આદેશાનુસાર પોતે કરવી પડે છે. આવી રીતે શિક્ષકનું કામ ફક્ત આવશ્યક સાધનોનું આયોજન કરવાનું અને સૂક્ષ્મ પથપ્રદર્શન કરવાનું હોય છે. પછી બાકીની બધી ક્રિયાઓ બાળકને જ કરવાની હોય છે. કારણ કે વર્ગમાં બધા બાળકોની યોગ્યતા સમાન હોતી નથી. આવી સ્થિતિમાં શિક્ષકનું કાર્ય કંઈક કઠિન હોય છે. તેણે પોતાના વર્ગનું સંગઠન એવી રીતે કરવું જોઈએ કે જેથી કમજોર બાળકો માટે આવશ્યકતાનુસાર થોડું વધારે ધ્યાન આપી શકે. જે બાળકોને વધુ મદદની અપેક્ષા હોતી નથી તેઓને તે વિષય સંબંધી બીજા કાર્યમાં લગાડવા જોઈએ. આવી રીતે થોડા બાળકોને જુદા કરીને કમજોર બાળકો ઉપર વિશેષ ધ્યાન આપી શકાય છે, અથવા તો હોશિયાર બાળકોને તે વખતે રમવા માટે મોકલવા જોઈએ. કારણ કે તેઓ ભણવામાં નબળાં બાળકો કરતાં હોશિયાર હોય છે, પરંતુ શારીરિક સંપત્તિમાં તેઓ સામાન્યતઃ નબળાં હોય છે.

### અભ્યાસ

જ્યારે કાર્ય કરવાની પ્રણાલી બાળકોની સમજમાં આવી જાય ત્યારે તેઓને અભ્યાસ આપવો જરૂરી છે. તે વખતે શિક્ષકે એ જોવું જોઈએ કે બાળક ઠીક અભ્યાસ કરે છે કે નહિ. દા. ત. જો લખવાનો અભ્યાસ ચાલતો હોય તો એ જાણવું જોઈએ કે બાળકને કલમ પકડતાં આવડે છે કે નહિ. ચોપડી અને આંખમાં ઉચિત અંતર છે કે નહિ. પાઠવાચનમાં જોવું જોઈએ કે શબ્દોના ઉચ્ચાર અને વિરામ આદિમાં બરાબર ધ્યાન અપાય છે કે નહિ. અભ્યાસમાં વધારે સમય લગાડવો ઠીક નથી. બરાબર સમયવિભાજન કરવામાં પણ શિક્ષકે ધ્યાન આપવું જોઈએ. સાધારણ વાતોનો વધારે અભ્યાસ કરાવવો ઠીક નથી. અભ્યાસની વખતે શિક્ષકનું મુખ્ય કાર્ય નિરીક્ષણ કરવું અને આવશ્યકતાનુસાર જ્યાં ત્યાં છાત્રોની મદદ કરવાનું છે.

કૌશલના પાઠમાં છાત્રોએ એ જાણવું જરૂરી છે કે તે કેટલી ઉન્નતિ કરી રહ્યા છે. આ જ્ઞાનથી તેમને આગળ વધવામાં બહુ પ્રેરણા મળશે. આ માટે આવશ્યક છે કે તેઓની શક્તિ અનુસાર જ તેઓથી કામ લઈ શકાય. જેનાથી તેઓને પોતાના પરિશ્રમથી થોડોઘણો સંતોષ મળે. જો આમ ન બને તો પાઠમાં તેઓને આનંદ નહિ આવે, કોઈપણ વાત સમજ્યા વગર

અભ્યાસ કરવો ઠીક નથી કોઈપણ વાત વારંવાર કહેવી તે પણ ઠીક નથી અભ્યાસના વખતે જો બાળકની માનસિક અવસ્થા અનુકૂળ નથી તો તેઓનો બધો પરિશ્રમ વ્યર્થ જશે માનસિક અવસ્થાને અનુકૂળ રાખવા માટે વિદ્યાર્થી જે કંઈ કરે તે કરવાની આવશ્યકતાનો તેને અનુભવ થવો જોઈએ પરિશ્રમનો ઉદ્દેશ્ય એની આગળ ગમે તે પ્રકારે નિશ્ચિત રહેવો જોઈએ

## ભૂલ-સુધાર

અભ્યાસ બાદ ભૂલ-સુધારવાની સમસ્યા આગળ આવે છે કેટલાય શિક્ષકને પોતાની શાળાનો સમય વિદ્યાર્થીના લેખનકાર્યના સંશોધનમાં ચાલ્યો જાય છે કેટલાય શિક્ષકો આ કામને ઘણી ઇમાનદારીથી કરે છે પણ આટલું ધ્યાન આપવા છતાં ય ક્યારે ક્યારે એ જોવામા આવે છે કે એક જ ભૂલ છોકરાઓ વારંવાર કરે છે પરિણામસ્વરૂપ મનમા એ સંદેહ થાય છે કે ભૂલો સુધારવી વ્યર્થ છે કારણ કે ભૂલો સુધારવાની ટેવ તત્કાળ ન પાડી શકાય અને તત્કાળ તેમા સુધારો પણ ન થાય ભૂલોમા સુધારો ન હોવા છતા પણ આપણે ભૂલો સુધારવાનું કામ ન છોડી શકીએ કારણ કે આમા મનોવૈજ્ઞાનિક ક્ષણની આવશ્યકતા પડે છે આવી મનોવૈજ્ઞાનિક ક્ષણ જલદી આવે તો બાળકોમા રુચિ વગેરે બધી બાબતો આવી જાય છે ડૉ મૉન્ટેસોરી આ મનોવૈજ્ઞાનિક ક્ષણની પ્રતીક્ષા કરવા માટે શિક્ષકને કહે છે "જો બાળકની સમજમા કંઈપણ ન આવે તો આનો અર્થ એ થયો કે શિક્ષકે મનોવૈજ્ઞાનિક ક્ષણ સમજવામા ભૂલ કરી છે અર્થાત્ તેણે બાળકની રુચિ, તાત્કાલિક માનસિક તૈયારી અને શક્તિની ઉપેક્ષા કરી છે એટલે એને પરિશ્રમનું ધારેલું ફળ મળ્યું નથી." આનાથી સ્પષ્ટ છે કે પરિશ્રમનું વધારેમા વધારે ફળ મેળવવા માટે શિક્ષકે મનોવૈજ્ઞાનિક ક્ષણનું હમેશા ધ્યાન રાખવું જોઈએ ભૂલ પકડાય એટલે જલદીથી એનું સંશોધન કરવું જોઈએ લેખ અને અનુવાદની ભૂલો બે ત્રણ આવાડિયાં પછી સુધારવા માટે અપાય તો એમા લાભ થવો સંદેહાત્મક છે જો ભૂલસુધારને નૈતિક અનુભવનું એક અંગ ગણાવી લઈએ તો સંશોધિત વાત બાળકના ચરિત્રમા જલદી આવી જશે, આનો અર્થ એ થયો કે અભ્યાસ વખતે શિક્ષકની હાજરી આવશ્યક છે, જેથી બધી ભૂલોનું સંશોધન થઈ શકે આ સંશોધનમા ભૂલોનું સંશોધન બાળકોથી જ કરાવવું જોઈએ આમા અસફળ થાય ત્યારે શિક્ષકની સહાયતાની જરૂર પડે છે

(૪) યથાસંભવ અભ્યાસ આવી પરિસ્થિતિમાં જ કરાવવાની ચેષ્ટા કરવી જોઈએ કે જેમાં આગળ વધીને તેના કૌશલનો ઉપયોગ થાય આ સિદ્ધાંતની અવહેલના કરવાથી વધારે સમય અને શક્તિનો અપવ્યય થાય છે. થોડો થોડો ઘણીવાર સુધી અભ્યાસ કરાવવો એ અમનોવૈજ્ઞાનિક છે. કારણ કે આનાથી મનોવૈજ્ઞાનિક સંગઠન બતાવવામાં ઘણી વાર લાગે છે. અને ક્યારે ક્યારે આમાં વધારે વાર થવાથી બાળકની રુચિ નષ્ટ થવાનો ભય પણ હોય છે. સંપૂર્ણ ગતિએ અભ્યાસ પણ વધારે સમય સુધી ન કરાવવો જોઈએ એકી સાથે જ લાંબા સમય સુધી અભ્યાસ કરાવવો તેના કરતાં દિવસમા કેટલીય વાર થોડા સમય સુધી અભ્યાસ કરાવવો શ્રેય છે

## રસાનુભૂતિનો પાઠ

આપણે ઉપર કહી આવ્યા છીએ કે રસાનુભૂતિના પાઠમાં સાહિત્ય, કળા અથવા સંગીતના અમુક ભાગો સમજવામા બાળકોને સમર્થ બનાવી શકીએ છીએ પહેલાં સંગીતજ્ઞ અને કવિઓ માટે જનસમુદાયના સારા વિચારો ન હતા તેઓને લોકો પુરુષાર્થહીન કહેતા હતા તેમના પ્રત્યે લોકોની વિચિત્ર ધારણાઓ હતી તેઓને લોકો જીવન માથે ભારના જેવ સમજતા હતા પણ હવે આવા મતોમાં એકદમ પરિવર્તન થઈ ગયુ છે હવે તેઓના કાર્યના માનનીય ગુણોને લોકો સમજવાની ચેષ્ટા કરે છે માનવજીવનના ઉત્થાનમાં તેમનો પણ એક હાથ ગણાય છે હવે સૌંદર્ય-પ્રેમ બતાવવો એ પૌરુષહીનતાનુ લક્ષણ નથી સમજાતુ એટલે આજના શિક્ષણક્ષેત્રમા પણ આને મહત્ત્વપૂર્ણ સ્થાન અપાય છે અને આ વિષય વિચારણીય થઈ જાય છે કે બાળકોમા સાહિત્ય, કળા અને સંગીત માટે કેવી રીતે પ્રેમ ઉત્પન્ન કરી શકાય, કે જેથી કોમળ ભાવનાઓ પ્રત્યે તેઓમા અનુરાગ ઉત્પન્ન થાય મનોવિજ્ઞાન અનુસાર બાળકોને રસાનુભૂતિ કરવાને લાયક કોઈ વિશેષ ઉપાય નથી તોપણ થોડા એવા ઉપાયોનો ઉલ્લેખ આપણે કરી ચૂક્યા છીએ આમાથી કેટલીય રસાનુભૂતિઓનુ પરિણામ સારુ આવે છે, અને કેટલીયનુ ઊલટુ આવે છે આ માટે રસાનુભૂતિના પાઠમા શિક્ષકનુ સ્થાન ઘણુ જ મહત્ત્વપૂર્ણ ગણાય છે એટલે વ્યક્તિત્વના આધારથી એક જ વિધિ સફળ અને અસફળ બની જાય છે એટલે રસાનુભૂતિનો પાઠ બધા પાઠોથી ક્લિષ્ટ હોય છે આનુ સંચાલન અનુભવી અધ્યાપક જ કરી શકે છે ગણિત અથવા ઈતિહાસના પાઠની માફક રસ ભણાવવામા ન આવે આમાનુ આખુ કાર્ય એવી રીતે સચાલિત કરવાનું હોય છે કે જેથી બાળકો રસનો અનુભવ પોતે જ કરે આ તો પોતાની પ્રેરણાની

વસ્તુ છે. આ પ્રેરણા જાગ્રત કરવા માટે આપણે બાળકોમાં થોડી સંવેગાત્મક શક્તિનો વિકાસ કરવો પડશે.

## રસાનુભૂતિમાં વાતાવરણનો પ્રભાવ

બાળકના વિકાસમાં વાતાવરણનો મોટો હાથ હોય છે. વાતાવરણને લીધે જ બાળકોમાં બીજાઓની અપેક્ષા સંગીત, સાહિત્ય અને કળા પ્રત્યે વધારે પ્રેમ દેખાય છે. ઉચિત વાતાવરણ ઉપસ્થિત કરવામાં શિક્ષક ઘણો જ સહયોગ આપી શકે છે. દરેક કામ સુંદર રીતે કરવા માટે કહેવાથી પણ બાળકોમાં સૌન્દર્યપ્રેમની ભાવના જાગ્રત થાય છે. આપણે ઉપર કહી આવ્યા છીએ કે શિક્ષકે ન ભૂલવું જોઈએ કે તે પણ વાતાવરણનુ એક અંગ હોય છે. તે પોતાની રહેણીકરણી અને ઉપાયથી બાળકોમાં એવી ટેવ પાડવામાં સમર્થ થઈ શકે છે કે જે તેઓમાં સૌન્દર્યપ્રેમ ઉત્પન્ન કરવામાં સહાયક બની શકે. શિક્ષકનું વર્તન જ એવું હોવું જોઈએ કે બાળક અજ્ઞાણતામાં જ શિક્ષકની સારી ટેવો ગ્રહણ કરી શકે. આમાં અપ્રત્યક્ષ નિર્દેશ મોટો સહાયક બને છે. કારણકે પ્રત્યક્ષ નિર્દેશ આપવામાં ક્યારે ક્યારે વિરુદ્ધ સંકેતનું ફળ થઈ જાય છે. અને બાળકની ક્રિયા ઇચ્છિત દિશાથી પ્રતિકૂળ બની જાય છે. બાળકોમાં કોઈપણ વસ્તુ માટે પ્રેમ ઉત્પન્ન કરવો એ ઘણુ કઠિન કાર્ય છે. આમાં બાળકોના સ્વભાવ અને રુચિનું પૂરં જ્ઞાન જરૂરી છે. શિક્ષકે જાણવું જોઈએ કે અવાજ કરવો એ બાળકનો સ્વભાવ છે. અને રમતના મેદાનમાં, અથવા વર્ગમાં જ્યારે પણ સમય આવશે ત્યારે તેઓ અવાજ કરવાના જ છે. આનાથી શિક્ષકે ચીડાવું ન જોઈએ. થોડી ચેતના આવવાથી જ બાળક સુંદર વસ્તુને માટે પોતાની મુખાકૃતિ અથવા શબ્દોથી જ તેને માટે ભાવ પ્રદર્શિત કરે છે. આનાથી એ સ્પષ્ટ છે કે બાળકોમાં સૌન્દર્યપ્રેમનુ બીજ પહેલેથી જ હોય છે. ઉચિત વાતાવરણના આયોજનથી આ બીજ ઉત્પન્ન કરવાના અને વધારવાના પ્રયત્ન કરવા જોઈએ. પણ કોઈપણ વિચાર બાળકો ઉપર જબરજસ્તી ન લાદવો જોઈએ. આવા વિચારોનો બાળકો ઉપર કંઈપણ પ્રભાવ નહિ પડે. પોતાના વિચાર બતાવતી વખતે શિક્ષકે એ કહી દેવું જોઈએ કે આ મારા પોતાના વિચારો છે. અને બાળકોને આપણે કહી દેવું જોઈએ કે વિચારોનુ નિરાકરણ કરીને જ સ્વીકારવા જોઈએ. શિક્ષકે આ ધ્યાનમા રાખવું જોઈએ. જે વાતોમાં એનો વિશ્વાસ નથી અથવા જે વાતો એ પોતે સારી રીતે તે સમજી શક્યો હોય એ વાતોનો ઉલ્લેખ બાળકો આગળ ન કરવો જોઈએ. નહિતર બાળકોમાં અરુચિ ઉપજી થઈ જશે. આવી રીતે ઉપર કહેલી વાતો ઉપર ધ્યાન

આપવાથી રસાનુભૂતિમાં અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરી શકાય છે. રસાનુભૂતિના પાઠમાં ઠીક સંચાલન આનંદ અને ખેલની મુદ્રામાં હોય છે. એટલે આવા પાઠોને નિયમમાં બાંધી શકાતા નથી. તોપણ પ્રસ્તાવના, વિષયપ્રવેશ, અભ્યાસ અને પુનરાવર્તનનો ઉલ્લેખ આમાં કરી શકાય છે. આ બધા પગથિયાં ઉપર આપણે હવે અલગ અલગ વિચાર કરીશું.

**પ્રસ્તાવના**

જે પાઠની રસાનુભૂતિ શિક્ષક બાળકોથી કરાવવા માગે છે એનું તેને પૂર્ણ જ્ઞાન હોવું જોઈએ. ક્યારેક ક્યારેક વિષયજાન થાય એટલે પોતાની વિશિષ્ટ રુચિથી શિક્ષક બાળકમાં રસાનુભૂતિ ઉત્પન્ન નથી કરાવી શકતો. આવી પરિસ્થિતિમાં શિક્ષકે પાઠનું સંચાલન ન કરવું જોઈએ. કારણ કે તે બાળકોને સહાનુભૂતિના પથ પર લાવવામાં સમર્થ થઈ શકતો નથી. રસાનુભૂતિના પાઠના સંચાલન પૂર્વે શિક્ષકે એને માટે ઉચિત વાતાવરણનું આયોજન કરવું આવશ્યક છે. બહારની વસ્તુઓથી બાળકનું ધ્યાન આજુબાજુ ન જાય એનું પણ શિક્ષકે ધ્યાન રાખવાનું છે એટલે તેને દર વખતે જુદીજુદી રુચિઓના આધાર ઉપર બાળકોનું ધ્યાન પાઠ તરફ આકર્ષિત કરવાનું છે. આ માટે આપણે ઉપર કહી આવ્યા છીએ કે શિક્ષકને સંકેતશક્તિનો સહારો લેવો પડશે. શિક્ષકને બાળકોની શક્તિ અને કમજોરીઓનું જ્ઞાન હોવું જોઈએ જેનાથી તે સમજી શકે કે બાળક કેવા પ્રકારના પાઠની રસાનુભૂતિ કરી શકે છે આનાથી સ્પષ્ટ છે કે પાઠનો સંબંધ બાળકના પૂર્વજ્ઞાનથી એવી રીતે જોડવો છે કે તે એને માટે નવો હોય યથાસંભવ જીવનના અનુભવથી સંબંધિત વાતોનો ઉલ્લેખ પણ સમયાનુસાર કરવો જોઈએ. આમ કરવાથી પ્રસ્તુત વિષયને બાળક સારી રીતે સમજી શકે છે પાઠમા આવેલા કઠિન શબ્દો અને અલંકારાદિનો અર્થ એક દિવસ પહેલાં જ બતાવી દઈએ તો સારું છે કારણ કે શબ્દાર્થ અને રસાનુભૂતિ સાથે સાથે થઈ શકતા નથી રસાનુભૂતિના પાઠમા શબ્દોનો અર્થ ન બતાવી શકાય એમા રહેલા ભાવો તરફ સંકેત કરી શકાય છે શબ્દાર્થ બતાવવાની ધૂનમાં રસાનુભૂતિ ગૌણ થઈ જાય છે. જે પદમા ઘણા કઠિન શબ્દો હોય એવાં પદ રસાનુભૂતિના પાઠમા ન રાખવાં જોઈએ. જે પદોમાં સરળ શબ્દો હોય તે જ પદોમાં મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ રસાનુભૂતિ થઈ શકે છે એટલે આ વિવેચનથી સ્પષ્ટ થાય છે કે રસાનુભૂતિના પાઠમાં આપણે બે વાતો ઉપર ધ્યાન આપવું

જોઈએ (૧) બાળકો રસાનુભૂતિ માટે તૈયાર હોવા જોઈએ (૨) પાઠનુ મચાનન એવી રીતે કરવુ કે બાળક તેનો આનંદ લઈ શકે

રસાનુભૂતિના પાઠમા પ્રસ્તાવનાનુ સ્થાન બહુ અગત્યનુ છે ઉપર આપણે અનુકૂળ વાતાવરણનો ઉલ્લેખ કરી ચૂકયા છીએ વાતાવરણમા વર્ગની સ્થિતિ અને બાળકોની મુદ્રાનુ પણ તાત્પર્ય સમજી લેવુ જોઈએ. જો વર્ગ વધો ઠંડો અથવા ગરમ હોય અથવા છોકરાઓ બહુ થાકેલા હોય, તો રસાનુભૂતિનો પાઠ સફળ નહિ થાય જો વર્ગનુ વાતાવરણ સંકેતાત્મક હોય તો ઘણુ જ સારુ કહી શકાય આ માટે નાટયશાળા અને સીનેમાગૃહોમાં સુદર સુ ર ચિત્રો દોરે છે, અને લગકાવે છે જો પ્રાકૃતિક સૌન્દર્યથી સબધિત પાઠ હોય તો એ પાઠ સબધી વાતાવરણ અર્થાત્ બાગ, નદી અને મેદાનની પાસે બાળકોને લઈ જઈને તેઓને આવશ્યક આનદ અને અનુભૂતિની પ્રેરણા આપવી જોઈએ આવી પ્રેરણાથી તેઓનો માનસિક વિકાસ ઇચ્છિત લક્ષ્ય તરફ જશે એમા જરાપણ સદેહ નથી એ ઠીક છે કે આ વસ્તુ દરેક વખતે સભવિત નથી વાગ વગેરેના સ્વાભાવિક વાતાવરણનો આભાસ આપવા માટે વર્ગમા ફૂલો અને ડાળીઓ વગેરેની સુદર રીતે સજાવટ કરવી તે પણ થોડીઘણી સહાયતા આપે છે આવા જ થોડા ચિત્રો લાવીને ઉપસ્થિત કરવા એ અમનોવૈજ્ઞાનિક નથી પણ એ ધ્યાનમા રાખવુ જોઈએ કે ફૂલો, ડાળીઓ અને ચિત્રોથી વર્ગનુ વાતાવરણ એટલુ કૃત્રિમ ન બની જાય કે બાળક પાઠમા ધ્યાન ન આપતા ચિત્રોમા ધ્યાન આપે ઉપર કહેલી રીતે બાળકો સમજી શકે કે આ ચિત્રો સબધી કઈક વસ્તુ અનવાની છે આવી રીતે પાઠ માટે તેઓ ઉત્સુક થઈ જશે

વાતાવરણને આવી રીતે ઉપયુક્ત બનાવવામા શિક્ષક પણ પોતાની વાણીથી બાળકોમા પાઠ માટે અનુકૂળ મનોવૃત્તિ ઉત્પન્ન કરી શકે છે. કોઈપણ જગાએ પાઠમા આવેલી અતર્કથાનો પણ સકેત કરવો જોઈએ કેટલીક જગાએ પોતાના અનુભવ બતાવવા પણ આવશ્યક હોય છે, અને કેટલીક જગાએ પ્રશ્નોદ્વારા બાળકોમા પૂર્વજ્ઞાન જાગૃત કરવુ આવશ્યક ગણાય છે આવી રીતે જુદીજુદી રીતે શિક્ષક રસાનુભૂતિનો પાઠ તૈયાર કરી શકે છે

## વિષયપ્રવેશ

પ્રસ્તાવના પછી વિષય-પ્રવેશની સમસ્યા આવે છે વિષયપ્રવેશની પદ્ધતિ કલાત્મક હોવી જોઈએ આ જગાએ શિક્ષકે લેખક અથવા કવિના

ભાવો સારી રીતે સમજાવવા જોઈએ. આ માટે લાંબાં લાંબાં ભાષણો આપવાં જોઈએ. જો શિક્ષક લેખકની વાત સમજી શકે છે, અને પ્રકાશિત ભાવોનો પોતે અનુભવ કરી શકે છે તો એનો બાળકો ઉપર ઇચ્છિત પ્રભાવ પડ્યા વિના રહેવાનો નથી. આ વાત વિસ્તૃત વ્યાખ્યા વખતે જ માનવાની નથી; પરંતુ આદર્શ પાઠના વખતે પણ માનવાની છે. જો કવિના ભાવોમાં સહાનુભૂતિ બતાવીને જો આદર્શ પાઠ આપીએ તો શિક્ષકનો અર્ધો વિજય તો ત્યાં જ થઈ જાય છે. એક તો વાતાવરણ ઊભું થઈ જાય છે અને બાળકોના કાન ઊભા થઈ જાય છે. અને તેઓની રુચિ પાઠના અંત સુધી બની રહેશે. આદર્શ પાઠ પછી વિસ્તૃત વ્યાખ્યા આવે છે. આ પણ વિષયપ્રવેશનું એક અંગ છે. જો ઉપર કહેલી વાતો અનુસાર વર્ગનું વાતાવરણ અનુકૂળ બનેલું છે તો પ્રસ્તુત વિષય ઉપર બાળકો પોતાની સમ્મતિ આપી શકશે. શિક્ષકની વાત ઉપર તેઓ આલોચનાત્મક દૃષ્ટિથી વિચાર કરશે. બાળકોને પોતાના ભાવ પ્રકટ કરવા માટે પર્યાપ્ત સમય આપવો એ રસાનુભૂતિના પાઠનો એક પ્રાણ છે. જો આમાં શિક્ષક બાળકોને ઉત્સાહિત કરી શકે તો તેઓ રસાનુભૂતિમાં સફળ થઈ શકશે. જો બાળક ભાવપ્રકાશનમાં સંકોચ બતાવે તો આ માટે તેઓને વિવશ કરવા અમનોવૈજ્ઞાનિક થશે. સહાનુભૂતિ બતાવવાથી બાળક ભવિષ્યમાં સરળતાથી ભાવપ્રકાશન કરી શકે છે. લેખકો અને કવિઓનું તુલનાત્મક અધ્યયન પણ રસાનુભૂતિમાં સહાયક બને છે. ક્યારેક ક્યારેક બીજી ભાષાના લેખકો અને કવિઓના દાખલા આપવા પણ અપ્રાસંગિક નહિ ગણાય. પાઠનું સંચાલન એવી રીતે કરવું જોઈએ કે બાળક પોતાની સમ્મતિ પક્ષ અથવા વિપક્ષમાં શિક્ષકના ભાવોથી પ્રભાવિત થઈને ન આપે. તે પોતાના ભાવપ્રકાશન અને અનુભૂતિઓના આધાર ઉપર કરે. શિક્ષકની વાત કહી આપવા કરતાં તો એ સારું છે કે તે ચૂપ રહે અથવા તો એમ કહે કે મને કંઈ સમજણ પડતી નથી. કારણ કે આનંદ તો માનસિક અનુભૂતિનું ફળ છે. તે શિક્ષકની આજ્ઞાનું ફળ છે. બાળકોની મુદ્રાનું અધ્યયન આવશ્યક છે. તેઓની મુદ્રાથી જે જણાતું નથી તેને પ્રકાશિત કરવા માટે પ્રશ્નોની મદદ લેવી ભૂલ છે. કારણ કે આનાથી પાઠમાં બાળકોની બધી રુચિનો લોપ થઈ જાય છે અને બાળકો થાકી જાય છે. કેટલાંય બાળકો પોતાના ભાવ-પ્રકાશનમાં ઘણો સંકોચ કરે છે. બાળક નથી બોલતો એટલે એનો અર્થ એ નથી કે તે કંઈ જાણતો નથી. રસાનુભૂતિ તો એક કોમળ છોડ જેવી હોય છે. જેને માટે ઘણી સતર્કતા અને સહાનુભૂતિની આવશ્યકતા હોય છે.

નાનાં બાળકોની સાથે વિશેષે કરીને સવેગાત્મક ભાવનાઓનો સંબધ રાખવો ઠીક છે. પણ થોડાં મોટાં બાળકો સાથે બૌદ્ધિક વિષયની પણ ચર્ચા કરી શકાય છે. લેખક, કવિ અથવા સંગીતજ્ઞની શૈલી અને છંદ ઉપર વિવેચના કરવી તેઓ માટે અનુપયુક્ત નથી

## અભ્યાસ

કેટલાય લોકોની ધારણા છે કે જે લોકો પોતે કવિતા કરે, લેખો લખે અને ચિત્રો દોરે તે બીજાથી વધારે પદ્ય, ગદ્ય અને ચિત્રનો રસાસ્વાદ સરળતાથી કરી શકે છે આનો અર્થ એ નથી કે બીજા સ્વાસ્વાદન કરવામાં અસફળ જ હોય છે. આની પરિસ્થિતિમાં પણ બાળકોને ગદ્ય, પદ્ય અને ચિત્રની રચના કરવા માટે ઉત્સાહિત કરવા એ પણ સારું છે. આમા થોડી સફળતા મળશે તો બાળક કોઈપણ કળાની રસાનુભૂતિ જલદી કરી શકશે. નાનાં અથવા મોટાં બાળકોને એમની શક્તિ અનુસાર આના માટે ઉત્સાહિત કરી શકાય છે. બાળકના પ્રયત્નો કેટલાય ખોટા કેમ ન હોય, પણ શિક્ષણદૃષ્ટિથી એ બહુ મહત્ત્વપૂર્ણ ગણાય છે, અને રસાનુભૂતિમાં સહાયક પણ ગણાય છે

## પુનરાવર્તન

દરેક પાઠમાં આની જરૂર હોય છે આનાથી શિક્ષક થોડું અનુમાન કરી શકે છે, કે તે પોતે સફળ થયો છે કે નહિ બીજુ, આ પાઠના આવશ્યક અંગો ઉપર બાળકનુ ધ્યાન બીજી વખત આકર્ષિત થઈ જાય છે આવી રીતે સ્મરણમા પણ થોડી ઘણી મદદ મળે છે રસાનુભૂતિના પાઠમાં પુનરાવર્તનનો આજ ઉદ્દેશ છે અહી આપણે એવા પ્રશ્નો પણ પૂછી શકીએ છીએ કે જેનાથી આપણને અનુભવ થાય કે વિષય બાળક ક્યાં સુધી સમજે છે .

## [ ૭ ]

# શિક્ષણસૂત્રો અને વિધિઓ

### ક. શિક્ષણસૂત્રો

શિક્ષણશાસ્ત્રમાં થોડાંક સૂત્રો વધારે પ્રચલિત દેખાય છે. દા. ત. સરળથી સંકુળ ઉપર જવું, જ્ઞાનથી અજ્ઞાન તરફ જવું, વિશેષથી સામાન્ય તરફ, સ્થૂલથી સૂક્ષ્મ બાજુ, વિશ્લેષણથી સંશ્લેષણની બાજુ, સંપૂર્ણથી અંશની બાજુ તથા મનોવૈજ્ઞાનિક હોય વૈજ્ઞાનિક નહિ. અંગ્રેજીમાં "ફ્રોમ સિમ્પલ ટુ કૉમ્પ્લેક્સ." "ફ્રોમ નોન ટુ અનનોન." "ફ્રોમ પર્ટીક્યુલર ટુ જનરલ." "ફ્રોમ કોન્ક્રીટ ટુ એબ્સ્ટ્રેક્ટ" "ફ્રોમ એનાલીસીસ ટુ સીન્થેસીસ" "ફ્રોમ હોલ ટુ પાર્ટ્સ." "સાઈકો લોઝીકલ નોટ લોઝીકલ." આ સૂત્રો શિક્ષણકાર્યમાં મદદગાર હોય છે. જાણતામાં અથવા અજાણતામાં આ સૂત્રોમાંથી કોઈપણ સૂત્રના આધાર ઉપર સમય સમય પર પોતાનુ કાર્ય કરે છે. એટલા માટે આનું આપણે વિસ્તારથી વિવેચન કરીશું

### (૧) સરળથી સંકુળ તરફ

પાછળનાં પૃષ્ઠોમાં આપણે જોઈ ગયા કે બાળકને કોઈપણ વાત શિખવાડવાની પહેલાં આપણે એના પૂર્વ અનુભવનું સારી રીતે અનુમાન કરવું છે. આ સિદ્ધાંતથી એ સંકેત મળે છે કે શિક્ષા આપવામાં આપણે બાળકની રુચિ ઉપર ધ્યાન આપવાનું છે. જો આપણે એની રુચિ અનુસાર પાઠનું સંચાલન કરીશું તો એનો વિકાસક્રમ અવિચ્છિન્નતિથી ચાલતો રહેશે એટલા માટે આ આવશ્યક છે કે બાળક સામે સૌથી પહેલાં જટિલ વસ્તુ ઉપસ્થિત ન કરવી જોઈએ. બાળકોને સફળતાની ભાવના આપવી આવશ્યક છે. તેમની આત્મગૌરવ અથવા આત્મપ્રદર્શનની મૂળ પ્રવૃત્તિઓ વિશેષ રૂપથી જાગ્રત હોય છે. તે પણ બીજાઓને દેખાડવા માગે છે કે કોઈપણ વસ્તુ કરી શકવામાં અમે સમર્થ છીએ. જો આપણે આ સ્વાભાવિક ઇચ્છાની પૂર્તિ ન કરી શકીએ તો

તેઓને ભારે ચોટ લાગશે. આની પૂર્તિ તેમની આગળ સરળ વસ્તુ ઉપસ્થિત કરવાથી જ થઈ શકે છે. જો એકાએક આપણે એમને જટિલ પ્રશ્ન પૂછીશું તો તે હિંમત હારી જશે. અને કોઈપણ કાર્યમાં તેમનું મન નહિ લાગે. એટલે બાળકોની આગળ પહેલાં સરળ વસ્તુ જ મૂકવી જોઈએ. જેનાથી તેઓમાં સંતોષ અને સફળતાની ભાવના આવે. પણ સરળ અને જટિલ વસ્તુનો નિર્ણય કેવી રીતે કરી શકાય. જે એક માટે સરળ છે તે બીજા માટે કઠિન પણ થઈ શકે છે. જે એક વખત કઠિન છે તે બીજી વખત સરળ પણ જાણી શકાય છે. બચપણમાં જે વાતો આપણને જટિલ દેખાતી હતી તે વાતો હવે સરળ દેખાય છે. કોઈપણ વ્યાકરણના શાસ્ત્રી માટે વર્ણ સરલતમ ધ્વનિ હોય છે. અને એના પછી શબ્દો અને વાક્યો આવે છે. પણ બાળક માટે આ નિરર્થક ધ્વનિનું કંઈપણ પ્રયોજન નથી. તે આમાં રુચિ નથી બતાવી શકતો. એટલે સરળ અને જટિલનો નિર્ણય કરતી વખતે આપણે બાળકના પૂર્વ અનુભવ અને માનસિક સ્થિતિનું પૂર્ણજ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. શિક્ષકે એ ન ભૂલવું જોઈએ કે જે એને સરળ દેખાય છે, તે જ બાળકો માટે કઠિન હોય છે. બાળકો માટે સરળ શું છે, એ તો આપણે બાળકોને થોડા પ્રશ્નો પૂછીને શોધી શકીએ છીએ. વિકાસ અવસ્થામાં પણ આનું થોડુ જ્ઞાન હોય છે. ક્યારેક ક્યારેક તો પાઠનો પ્રારંભ જટિલ વિચારો અને શબ્દોથી કરી શકાય છે. જો તે વિચારો અને શબ્દો બાળકોની સમજમાં આવતા હોય. એટલે સરળથી સંકુળ ઉપર જવાનું તાત્પર્ય સરલતર તરફથી કઠિનતર તરફ જવાનું છે.

## (૨) જ્ઞાનથી અજ્ઞાન તરફ

બાળકને જે યાદ છે તે એના સ્મરણમાં જલદી આવી જાય છે. તે એને ગમે છે કે નહિ તે એક સંદેહજનક પ્રશ્ન છે. એ તો આપણે પણ જાણીએ છીએ કે સાંભળેલી વાત અથવા કથા બીજીવાર સાંભળવામાં આનંદ આવતો નથી, જેવો આનંદ નવી વાતમાં આવે છે. એટલે શિક્ષક ક્યારે ક્યારે પોતાનો વિષય નવા પાઠથી શરૂ કરી શકે છે, પણ જો આ નવા વિષયોનો સંબંધ બાળકના પૂર્વ અનુભવથી ન થાય તો પ્રસ્તાવના રોચક નહિ બને. થોડો ઘણો નવો વિષય સમજાવીને શિક્ષકે બાળકના પૂર્વજ્ઞાનથી નવો પાઠ શરૂ કરવો જોઈએ. અજ્ઞાત વિષયથી જ્ઞાતનો સંબંધ સ્થાપિત કરવો શિક્ષકની કુશળતા ગણાય છે. એટલે શિક્ષકનો બધો પરિશ્રમ આ ઉદ્દેશ્યની પૂર્તિમાં જ કેન્દ્રિત રહેવો જોઈએ. જ્ઞાત વિષયને વારંવાર કહેવો એ અરુચિકર અને વ્યર્થ છે, અને અજ્ઞાત વિષયને પૂર્વજ્ઞાનથી અલગ કરીને ઉપસ્થિત કરવો તેને વધારે

કઠિન બનાવવો છે આ માટે જ જ્ઞાત અને અજ્ઞાતનો સબંધ સ્થાપિત કરીને બાળકોનો માનસિક વિકાસ કરવો શ્રેષ્ઠ છે

## (૩) વિશેષથી સામાન્ય તરફ

આપણું સામાન્ય જ્ઞાન વિશિષ્ટ જ્ઞાનથી જ ઉત્પન્ન થાય છે કારણ કે સામાન્ય તો વિશિષ્ટ જ્ઞાનોનો નિચોડ હોય છે અને વિશિષ્ટ જ્ઞાન સામાન્ય જ્ઞાન વગર આવતું નથી આ સૂત્રમાં પરિણામક પ્રણાલી દેખાય છે કારણ કે જો બાળક આગળ સામાન્ય વસ્તુ મૂકવામાં આવે તો તે બીજાની વાતનો જલદી સ્વીકાર કરી લેશે અને પોતાની તર્કશક્તિનો ઉપયોગ કરવાની આવશ્યકતા નહિ રહે આનું ફળ એ થશે કે વાત એની સમજણમાં નહિ આવે ભણાવતી વખતે ભલે એની સમજમાં એ વાત આવી જાય પણ તે માનસિક સંગઠનનું સ્થાયી અંગ નહિ બને. એટલે વિશિષ્ટથી સામાન્ય તરફ આગળ વધવું એ મનોવૈજ્ઞાનિક છે બાળક માટે વિશિષ્ટ અને સામાન્ય શું છે એનો અનુભવ કરવા માટે બાળકના માનસિક વિકાસ અને પૂર્વજ્ઞાનથી પરિચિત થવું પડશે

## (૪) સ્થૂલથી સૂક્ષ્મ તરફ

બાળક સૂક્ષ્મ સમજી શકે અને એની કલ્પના પણ આનાથી જ ભરેલી હોય એટલે એને શિક્ષણ આપવામાં આવે છે જેનો જેટલો અધિક માનસિક વિકાસ થશે તે તેટલું જ સૂક્ષ્મ વિચારી અને સમજી શકશે પ્રારંભમાં બાળક કેવળ સ્થૂલ સમજવામાં જ સમર્થ હોય છે રમકડું, ખુરસી માતપિતા વગેરેનો બોધ એને જલદી થઈ જાય છે કારણ કે તે એને પકડી શકે છે અને જોઈ શકે છે સૂક્ષ્મ સમજવાની શક્તિ એકાએક એક દિવસમાં નથી આવતી આ વિકાસ તો ક્રમશઃ હોય છે જ્યારે બાળક સૂક્ષ્મ સમજી શકે છે ત્યારે આપણે ખૂબ પ્રસન્ન થઈએ છીએ આપણે ઇચ્છીએ છીએ કે ઈમાનદારી ન્યાયપ્રિયતા દયાળુતા સત્યતા વગેરે સૂક્ષ્મ ભાવો બાળકો સમજી શકે આ સમજવા માટે આ વસ્તુની પરિભાષાનો સહારો લેવો મનોવૈજ્ઞાનિક નથી કારણ કે બાળક પહેલા સ્થૂલને સમજી શકે છે દા ત બાળક પહેલા લાલ વસ્તુને જુએ છે લાલ વસ્તુ જોઈને એના મનમાં લાલ રંગ એવા સૂક્ષ્મ ભાવનો બોધ થઈ જાય છે લાલ રંગ સમજી લેવાનો આધાર લાલ રંગ વાળી સ્થૂલ વસ્તુ છે આવી જ રીતે સત્યતા, આ સૂક્ષ્મ ભાવ સમજવા માટે કોઈપણ વ્યક્તિ તરફ બાળકનું ધ્યાન આકર્ષિત કરવું જોઈએ એ ને સત્યતા માટે પ્રેમ ઉત્પન્ન કરવા શિક્ષકને કોઈપણ સ્થૂલ વસ્તુ અથવા

વ્યક્તિનો જ આધાર માનવો પડશે સત્ય બોલનાર છોકરો હરિશ્ચંદ્ર અને યુધિષ્ઠિર જેવા મહાપુરુષો અથવા કોઈપણ સ્થૂલ પ્રમાણોથી એને સત્યતા જેવા સૂક્ષ્મ ભાવનુ જ્ઞાન તથા એને માટે પ્રેમ અને સ્થાયી ભાવ બાળકમાં ઉત્પન્ન કરી શકાય છે. સ્થૂલથી સૂક્ષ્મ તરફ આગળ વધવુ બહુ મહત્ત્વપૂર્ણ છે. માણસ સૂક્ષ્મ તરફ આગળ વધી શકે છે. એટલે પશુઓ કરતા ઊંચી કક્ષાનો છે. વાસ્તવિક જ્ઞાનનો અર્થ સૂક્ષ્મ જ્ઞાન પ્રાપ્ત કરવાનો છે. જેનામા જેટલુ સૂક્ષ્મજ્ઞાન હોય છે, તે તેટલો જ શ્રેષ્ઠ ગણાય છે. એટલે જ શિક્ષકનો એ પ્રયત્ન હોવો જોઈએ કે બાળક સૂક્ષ્મના આધાર ઉપર કલ્પના અને તર્ક કરી શકે. આપણે ઉપર સંકેત કરી આવ્યા છીએ આનો વિકાસ ક્રમશઃ પ્રયત્ન કરવાથી થશે આપણા બધાનો એ અનુભવ છે કે પહેલાં સૂક્ષ્મ વાત કહેવાથી જ બાળકની સમજમા કઈ નથી આવતુ પણ સ્થૂલના આધારથી એને સમજાવીએ તો તે સૂક્ષ્મને જલ્દી ગ્રહણ કરી લે છે ભૂમિતિ અને વિજ્ઞાનના પાઠમા સ્થૂલથી સૂક્ષ્મ તરફ ચાલવાના ઘણા જ દાખલાઓ છે જેમાં સ્થૂલની મદદ નહિ લેવાય તે કામ નહિ બને આ જ વસ્તુ કોઈપણ બીજા પાઠમાં સ્પષ્ટ કરી શકાય છે.

## (૫) વિશ્લેષણથી સંશ્લેષણ તરફ

બાળકના પૂર્વ જ્ઞાનનુ વિશ્લેષણ કરીને જ શિક્ષકે નવા જ્ઞાનનુ આયોજન કરવું જોઈએ દા ત ભૂગોળનુ જ્ઞાન આપવા માટે બાળકના વાતાવરણમા તત્સંબંધી પ્રાપ્ત વસ્તુઓના વિશ્લેષણથી પાઠનો પ્રારભ કરવો જોઈએ પણ આ ધ્યાનમા રાખવુ જોઈએ કે ફક્ત વિશ્લેષણથી જ કામ નથી ચાલતુ વિશ્લેષણ બાદ જ્ઞાનના વિભિન્ન અગોનુ સંશ્લેષણ બાળકની આગળ મૂકવુ પડશે તો જ તે થોડા ઘણા નિશ્ચિત વિચારો ગ્રહણ કરી શકશે જો જુદા જુદા અગોનું આપણે વિશ્લેષણ કરીએ છીએ તો એમા સામંજસ્ય બતાવવુ પણ આવશ્યક છે. ક્યારે ક્યારે તો એની એક સાધારણ ઝાખી જ બતાવવી આવશ્યક હોય છે અને પાછળથી એનાં જુદા જુદા અગોનુ વિશ્લેષણ કરીને આપણે એક નિષ્કર્ષ ઉપર પહોચી શકીએ છીએ દા. ત. બાળકને પહેલા પૃથ્વીનો ગોળો, સમુદ્ર અને જમીન વગેરેનુ સામાન્ય જ્ઞાન આપવુ આવશ્યક છે અને એના પછી જુદા જુદા અંગોનુ જ્ઞાન આપવું એ મનોવૈજ્ઞાનિક છે આ જ રીત બીજા વિષયોમાં પણ કામમા લાવી શકાય છે. વ્યાકરણમા પહેલા આખુ વાક્ય આગળ મૂકવું પડે છે. એના પછી એના જુદા જુદા અગોનુ વિશ્લેષણ એક સામાન્ય નિયમ બનાવી શકાય છે. આવી રીતે આપણે પહેલા સપૂર્ણ વસ્તુ આગળ

મૂકીએ છીએ જેનુ વિશ્લેષણ ન થયુ હોય અને પછી વિશ્લેષણ અને સંશ્લેષણ ઉપર પહોચીએ છીએ પણ આ પદ્ધતિ ભણાવવામા ઠીક નથી

"ધી પ્રિન્સિપલ્સ ઓફ એજ્યુકેશનમા પૃષ્ઠ ૧૬૪મા ડૉ લૉગી કહે છે કે એનુ સમિશ્રણ કરીને ભણાવવું સારુ છે

## (૬) સંપૂર્ણથી અંગની તરફ

કેટલાય લોકો કહે છે કે શિક્ષકે પૂર્ણથી પ્રારભ કરીને એના જુદા જુદા અંગો તરફ આગળ વધવુ જોઈએ પણ ખરી આ સપૂર્ણનો અર્થ એ સપૂર્ણથી છે કે જે સપૂર્ણને બાળક જાણે છે જો બાજો અર્થ ન ગણાય તો આ સૂત્ર પાઠનવિધિમા કઈપણ મદદ નહિ આપે દા ત. જો આપણે ગુલાબના ફૂલ ઉપર પાઠ આપવાનો છે તો ગુલાબના છોડથી પ્રારભ કરવાનો રહેશે કારણ કે બાળક એના છોડથી પરિચિત હોય છે એના પછી એના જુદા જુદા ભાગોનુ જ્ઞાન કરી શકાય છે

## (૭) મનોવૈજ્ઞાનિક હોય વૈજ્ઞાનિક નહિ

ઉપર લખેલા પાઠનસૂત્રોના વિવેચનમા આપણે વૈજ્ઞાનિક વિધિનો જ ઉલ્લેખ કરતા આવ્યા છીએ હવે આપણી સમક્ષ પ્રશ્ન એ છે કે શિક્ષણમા બાળકની રુચિ, ધ્યાન અને ગ્રહણક્રિયાનુ શુ સ્થાન છે? અર્થાત્ પાઠન-ક્ષેત્રમા મનોવૈજ્ઞાનિક વિધિ ઉપર ધ્યાન આપવુ જોઈએ અથવા વિષયની કેવળ વૈજ્ઞાનિક શિક્ષણપદ્ધતિ ઉપર, સર્વ પ્રથમ મનોવૈજ્ઞાનિક વિધિ ઉપર જ ધ્યાન આપવુ જોઈએ દા ત વૈજ્ઞાનિક દષ્ટિકોણથી ભાષાના અધ્યાપનમા સર્વપ્રથમ વર્ણ અને ધ્વનિથી જ પ્રારભ કરવો જોઈએ પણ મનોવિજ્ઞાન કહે છે કે બાળકની રુચિ ધ્વનિઓ અને વર્ણોમા હોતી જ નથી. એનો તો સાર્થક વસ્તુથી જ પ્રેમ હોય છે એટલા માટે એની આગળ આપણે વાક્ય જ મૂકવુ જોઈએ કારણ કે એમા એને થોડી ઘણી સાર્થકતા દેખાશે. આવી જ રીતે ઇતિહાસના અધ્યયનમા ઇતિહાસના-આળથી શરૂ કરીને વર્તમાનકાળ સુધી આવવુ એ વૈજ્ઞાનિક છે પણ બાળકની રુચિ જૂની વાતોમા હોતી જ નથી એને તો વર્તમાનથી જ પ્રેમ હોય છે અને આ મનોવિજ્ઞાન સમ્મત છે બાળકમબધી આપણો રોજનો અનુભવ પણ આ જ બતાવે છે એટલે બાળકની શિક્ષામા આપણે એની રુચિ અને માનસિક વિકાસની અવસ્થા ઉપર ધ્યાન આપવાનુ છે પણ આપણે જોઈએ તો વૈજ્ઞાનિક વિધિ પણ અમનોવૈજ્ઞાનિક નથી. વૈજ્ઞાનિક પણ બાળકની રુચિ, ધ્યાન, ગ્રહણક્રિયા, વિકાસ અવસ્થા ઉપર પૂરુ ધ્યાન આપે છે એટલે મનોવૈજ્ઞાનિક વિધિ એક બીજા ઉપર આધારિત છે

## ત. થોડા શિક્ષણના પ્રકારો

ઉપર લખેલા પાઠનસૂત્રોના આધારભૂત કેટલાય શિક્ષણના પ્રકારો પ્રચલિત છે. જો કે એ બધા એક જ સાધ્યનાં જુદાં જુદાં સાધનો છે. પણ દરેકનું મહત્ત્વ સરખું નથી. કોઈપણ વસ્તુની એકદમ નિંદા કરીને છોડી દેવી તે યુક્તિસંગત નથી. કારણ કે અવસર અનુસાર આપણે પ્રાય: બધા પ્રકારની આવશ્યકતા હોય છે. કોઈપણ એક જ પ્રકારથી કામ ચલાવવું એ તો કઠણ છે. કારણ કે આપણે બીજાની મદદ તો લેવી જ પડે છે. એટલે હવે આપણે બધી વિધિઓ ઉપર સંક્ષેપમાં વિચાર કરીશું.

### (૧) સુકરાતી-વિધિ

સુકરાત એથેન્સનો એક બહુ મોટો મહાત્મા આજથી અઢી હજાર વર્ષ પહેલાં થઈ ચૂકયો છે. એનો એ વિશ્વાસ હતો કે કોઈને પણ જબરજસ્તી જ્ઞાન આપવું સારું નથી. કારણ કે એનાથી વ્યક્તિ કંઈ શીખતી નથી. એની ધારણા હતી કે જાણમાં અને અજાણમાં જ્ઞાનનો સમૂહ દરેકના મસ્તિષ્કમાં ભરેલો હોય છે. સાંભળીને, જોઈને, વાંચીને બધા લોકો જ્ઞાન પ્રાપ્ત કરે છે. પણ બધા એને માનસિક સંગઠનનુ વ્યવસ્થિત અંગ નથી બનાવતા. સુકરાત આ ધારણાના આધાર ઉપર લોકોના અવ્યવસ્થિત જ્ઞાનને વ્યવસ્થિત કરવા માગતો હતો. આ માટે એણે પ્રશ્નવિધિ અપનાવી. અને પોતાની આ વિધિના સફળ પ્રયોગો કર્યા. એટલે આ વિધિઓ એના નામથી પ્રસિદ્ધ થઈ ગઈ છે.

સુકરાત રસ્તે ચાલતા ચાલતાં કોઈપણ જગાએ લોકોને મળતો, વૈજ્ઞાનિક પ્રશ્નો દ્વારા એમના વિચારો પૂછતો. અને તેઓને સુવ્યવસ્થિત અને સારા બનાવવાના પ્રયાસ કરતો. આવી રીતે બધાંને સારા રસ્તા ઉપર લઈ જવા એ એણે જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય બનાવી કાઢયો હતો તે પોતાના પ્રશ્નોના આધાર ઉપર જ બીજાને સાચુ જ્ઞાન આપવા ઇચ્છતો હતો. એનાથી વ્યક્તિ સમજી શકે કે આ જ્ઞાન મારુ પોતાનુ છે, બીજાનુ નથી. જ્યારે વ્યક્તિઓમા આ વિશ્વાસ ઉત્પન્ન થશે ત્યારે વ્યક્તિઓ પોતે એના વિચારો માનશે આવો એનો વિશ્વાસ હતો. સુકરાતની પ્રણાલીઓ મનોવૈજ્ઞાનિક હતી. આ કારણથી કેટલાક જિજ્ઞાસુઓ એની આગળ પાછળ ફરતા હતા. સુકરાત ખાસ કરીને ધર્મશાસ્ત્ર, નીતિ, આચાર શાસ્ત્ર અને રાજનીતિ ઉપર પ્રશ્ન પૂછતો હતો. સૌથી પહેલાં યુવકના જ્ઞાન વિષય ઉપર પ્રહાર કરતો હતો. યુવકનો ઉત્તર સાંભળીને બીજી શંકા ઉપસ્થિત કરતો, અને પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછતો હતો. આવી રીતે પ્રશ્નોના

ઉત્તર આપવામાં યુવક વાંછિત જ્ઞાન ઉપર આવી જતો હતો. અને એને સાચો બોધ પણ થઈ જતો હતો. સુકરાત કહેતો હતો: દાયણ બહારથી પેટમાં બચ્ચું મૂકતી નથી, પણ કેવળ પેટમાં રહેલા બચ્ચાને જ બહાર કાઢવામાં મદદ કરે છે. આ જ સુકરાતની શિક્ષાનો આદર્શ હતો. તે જબરજસ્તીથી બાળકના મગજમાં બહારનું જ્ઞાન ભરવા ઈચ્છતો ન હતો. સુકરાત પોતાના કોઈપણ વિદ્યાર્થીને પરીક્ષામાં પાસ કરાવવા પરિશ્રમ નહિ કરતો તે તો પોતાના વિદ્યાર્થીઓમાં કેવળ જિજ્ઞાસા જાગૃત કરતો હતો. જેનાથી તે આગળ પરિશ્રમ કરી શકે.

આજકાલ સુકરાતપ્રણાલીના ઘણા પ્રયોગો કરવામાં આવે છે. શિક્ષક પોતાના પાઠોના સંચાલનમાં પગલે પગલે પ્રશ્નોની મદદ લે છે. પ્રસ્તાવનાની જગાએ તે પ્રશ્નો દ્વારા બાળકોને આવશ્યક પૂર્વજ્ઞાનની યાદ અપાવે છે. સિદ્ધાંત નિરૂપણ પ્રશ્નોના આધાર ઉપર જ કરે છે. ગ્રહણ અને ધારણાશક્તિની પરીક્ષા પણ પ્રશ્નો દ્વારા જ કરે છે. વધારે પ્રશ્નો પૂછવા એ ઠીક નથી. પ્રશ્નો ઉપયુક્ત હોવા જોઈએ. બાળકોને વધારે પ્રશ્નો ન પૂછવા જોઈએ. ન તો તેઓને તે માટે ઉત્સાહિત પણ કરવા જોઈએ.

## (૨) આગમનવિધિ

કોઈપણ વાત બાળકોને સીધી ન બતાવીને દાખલાઓથી તેને સમજાવવી એ આગમનવિધિનું કામ છે. ચતુષ્કોણની પરિભાષા આપવા પહેલાં જુદા જુદા પ્રકારના ચતુષ્કોણ સામે મૂકીને એના સાધારણ ગુણોની બાળકો દ્વારા વ્યાખ્યા કરાવીને ચતુષ્કોણની પરિભાષાનું નિર્માણ કરવું એ આગમનવિધિનું કામ છે. આ વિધિ આગમનવિધિ કહેવાય છે. કારણકે બાળક વિશિષ્ટથી સામાન્ય તરફ જાય છે. પહેલાં વિશિષ્ટ વાતોના વિશ્લેષણના આધારથી અધ્યયન કરી શકાય છે. પછી આપણે એક સામાન્ય વાતનુ નિર્માણ કરી શકીએ છીએ. એટલે થોડીઘણી વ્યક્તિઓ આને વિશ્લેષણ વિધિ કહે છે. આ વિધિ મનોવૈજ્ઞાનિક છે. આનાથી બાળકો ઉપર વધારે ભાર પડતો નથી. તેમનુ મગજ થાકતું નથી. સરળ પ્રશ્નોથી તે બધી વાતો સમજી જાય છે, અને તે સંતોષ અને સફળતાનો અનુભવ કરે છે. એટલે આ વિધિ એમને બહુ સરળ લાગે છે. આ વિધિથી શિક્ષકોને અનુભવ થતો હશે કે ક્યારેક ક્યારેક બાળક આ વિધિના આધાર ઉપર જલદીથી સામાન્ય નિયમો સમજી જાય છે. આવા સમયે શિક્ષકો કેટલી પ્રસન્નતાનો અનુભવ કરતા હશે? આનું અનુમાન કરી શકાતું નથી. કારણકે દરેકના વ્યક્તિગત અનુભવો હોય છે. આ વિધિમાં બાળકની ઉત્સુકતા ઠેઠ સુધી બની રહેશે

વિકાસની ગતિ પણ ધીમી હોય છે. એટલે અગમન વિધિ સાચી શિક્ષણવિધિ છે. પણ આમાં જાણવું કે બાળક કોઈ પણ વિષયને સમજીને આગળ વધે છે એ કઠિન છે. કારણ કે ઘણાય એવા નિયમો હોય છે જેમાં પોતાની પરીક્ષા વગર તે કોઈપણ વિષયને સમજી શકતા નથી. અગમનવિધિ નિગમન વિધિ કરતાં વધારે સ્વાભાવિક ગણાય છે. કારણ કે આમાં કોઈપણ નિર્ણય ઉપર પહોંચવા પહેલાં જે કંઈ વિચારવાનું હોય તે વિચારી લે છે. અગમનવિધિથી આત્મ-નિર્ભરતાની વૃદ્ધિ થાય છે, અને નિગમનથી બીજાના આધાર ઉપર જીવન ગાળવા આપણે તૈયાર થઈએ છીએ.

## (૪) વાસ્તવિક શિક્ષણવિધિ 'અગમન નિગમન'

ઉપરના વિવરણથી સ્પષ્ટ થાય છે કે અગમન નિગમન વિધિઓ પરસ્પર વિરોધી છે. પણ આ વાત નથી. બંને એક બીજા ઉપર આધારિત છે. એકનું કામ બીજા વગર ચાલી શકતું નથી. શિક્ષણકાર્યમાં કોઈપણ એકથી સફળતા મળતી નથી. અને આમાં શિક્ષકને માટે બે વિધિઓની આવશ્યકતા પડે છે. ક્યારેક ક્યારેક તો શિક્ષક બે વિધિઓનો એકી સાથે પ્રયોગ કરે છે. અગમન વિધિના પ્રયોગમાં શિક્ષક એ માની લે છે કે બાળક પોતાના પૂર્વજ્ઞાનના આધાર ઉપર આપેલા દાખલાઓને સમજી લે છે. આવી રીતે શિક્ષક આ કલ્પના કરી શકે છે કે બાળકમાં સાધારણ નિયમોનું જ્ઞાન હોય છે. આ સાચું પણ છે. કારણ કે આપણે પહેલેથી કહી ચૂક્યા છીએ કે બાળકનું મગજ પહેલેથી જ કોરા પાટિયા જેવું હોતુ નથી. કેટલાય દાખલાઓ બાળક આગળ મૂકીને શિક્ષક બાળકને આગળ સુધી લઈ જાય છે અને કાર્ય કરવા માટે પ્રેરિત કરે છે. એટલે જે વસ્તુને આપણે અગમન કહીએ છીએ તે બાળકો માટે નિગમન છે. આવી રીતે જ્યારે શિક્ષક કોઈપણ સિદ્ધાંતનો ઉલ્લેખ કરે છે ત્યારે તે બાળકને અગમન વિધિ અનુસાર જ સમજાવે છે. આ આધાર ઉપર કેટલાય શિક્ષણશાસ્ત્રીઓનું કહેવું છે કે વાસ્તવિક શિક્ષણપદ્ધતિ અગમન અને નિગમનનું સંમિશ્રણ છે. જો અગમનવિધિથી શિક્ષક કોઈ સિદ્ધાંત નિરૂપણ બાળકોથી કરાવે છે તો નિગમન વિધિથી સિદ્ધાંતની પુષ્ટિ કરાવવી આવશ્યક છે. સિદ્ધાંતનિરૂપણ ઉપર જ આવી જઈને રોકાઈ જવું એ ભૂલ છે. વધારે દાખલાઓ આપીને બાળકોની પરીક્ષા કરવી એ તેઓના બોધ માટે આવશ્યક છે.

## (૫) હ્યુરિસ્ટિકવિધિ (અન્વેષણવિધિ)

બાળકોને જેટલુ ઓછું કહેવામાં આવે તેટલું સારું છે. તેઓને પોતે અન્વેષણ કરીને સત્ય ઓળખવા માટે આપણે પ્રેરિત કરવા જોઈએ. હ્યુરિસ્ટિક

વિધિની આ જ માગણી છે. આ રીતે હ્યુરિસ્ટિક વિધિ અન્વેષણની પદ્ધતિ છે. આ તે જ પદ્ધતિ છે કે જેનું વર્ણન અમે પોતાની ચોપડીમાં કરી ચૂક્યા છે. આ વિધિના સમર્થકો કહે છે કે આનાથી બાળકોની તાર્કિક શક્તિનો વિકાસ થાય છે. એટલે બધાને આ વિધિથી જ ભણાવવા જોઈએ. આ વિધિના પ્રવર્તનનું વધારે શ્રેય પ્રોફેસર 'આર્મસ્ટ્રૉંગ'ને આપવામાં આવે છે. હ્યુરિસ્ટિક શબ્દ ગ્રીક ભાષાના 'હ્યુરિસ્ટિકો' શબ્દથી નીકળ્યો છે. જેનો અર્થ થાય છે "હું શોધી કાઢું છું." પ્રોફેસરનો વિશ્વાસ છે કે સત્યની શોધ કરવામાં બાળકને પોતાને જ આનંદ આવે છે. એટલે સત્યનું થોડું વિવરણ આપીને બાળકને જાતે જ શોધ કરવા માટે ઉત્સાહિત કરવો જોઈએ. હવે શાળાઓ એવાં સ્થાન ગણાય છે કે જ્યાં વ્યક્તિ વૈજ્ઞાનિક ઢંગથી જોવું, વિચારવું અને બોલવું શીખે છે. એટલે સ્વશિક્ષાનું મહત્ત્વ હવે બધાને સમજાય છે અને પહેલાંથી વધારે લોકો આમાં રસ લેવા માંડ્યા છે. બાળકને અન્વેષણ અને આવિષ્કારની પ્રવૃત્તિ આપવી જોઈએ. આ વિધિનો કહેવાનો અભિપ્રાય એ છે કે આપણે બાળકને પોતાની ઉન્નતિ માટે પોતે જ ઉત્તરદાયી બનાવીએ છીએ. હ્યુરિસ્ટિક અને આગમનવિધિમાં ઘણી સમાનતા દેખાય છે.

ઉપર આપેલા વિવરણથી હ્યુરિસ્ટિકવિધિ મનોવૈજ્ઞાનિક દેખાય છે. એનું તાત્પર્ય બાળકની જિજ્ઞાસા અને વિધાયકતાની મૂળ પ્રવૃત્તિને ભોજન આપવાનું છે. બાળકમાં સ્વભાવતઃ જ સ્ફૂર્તિ હોય છે. એટલે હ્યુરિસ્ટિક વિધિ આને અનુકૂળ પણ છે. પણ દરેક વાતમાં બાળકને શોધ કરવા માટે પ્રેરિત કરવો તે ઉચિત નથી કારણ કે આપણું જીવન એટલું ટૂંકું છે કે આપણે પોતે જ દરેક વસ્તુ શોધીને નથી શીખી શકતા. બીજાના પરિશ્રમનું ફળ આપણે સ્વીકારવું જ પડે છે. જે વાત સિદ્ધ કરી ચૂક્યા છીએ તે વાતને સ્વીકારી લેવી એ ઉચિત જ છે. કારણ કે બીજા દરેક માણસોમાં અન્વેષણ અને આવિષ્કાર કરવાની શક્તિ હોતી જ નથી. આ શક્તિ તો બહુ થોડાક માણસોમાં હોય છે. આવિષ્કારનું મસ્તિષ્ક પરિપક્વ હોય છે. તે કોઈપણ સમસ્યાના બધા ભાગોનો સંતોષપૂર્વક વિચાર કરી શકે છે. બાળકનું મસ્તિષ્ક અબોધ હોય છે તે કોઈપણ સમસ્યાને બધા દૃષ્ટિકોણથી જોવામાં સમર્થ નથી. જ્યાં સુધી એની આગળ આવશ્યક ઉપકરણનું વૈજ્ઞાનિક આયોજન કરીને એને ઉચિત પ્રેરણા ન અપાય ત્યાં સુધી તે કોઈપણ વસ્તુ સાર્થક કરવામાં સફળ નહિ થાય. આ વાત સાચી છે કે દરેક બાળકમાં થોડી મૌલિકતા હોય છે. પણ તે ફક્ત ખેલ સુધી જ સીમિત હોય છે. પણ આપણે બધું જ બાળકો ઉપર છોડી મૂકીએ તો ખોટા માર્ગ ઉપર જવું એ એના માટે મુશ્કેલ નથી. પણ આનો એ અર્થ નથી કે હ્યુરિસ્ટિક વિધિ

ઉપયોગી નથી. પણ આ વિવરણનો ઉદ્દેશ્ય ફક્ત એટલો જ છે કે આ વિધિને બહુ દૂર સુધી ખેંચી લઈ જવામાં અર્થનો અનર્થ થવા સંભવ છે.

એટલે જ હ્યુરિસ્ટિક વિધિ બધી પદ્ધતિઓ કરતાં શ્રેષ્ઠ છે. યથાસંભવ આનો પ્રયોગ ઘણો જ લાભદાયક થશે. આ વિધિનું તાત્પર્ય શિક્ષકે એ સમજવું જોઈએ કે કોઈપણ સમસ્યાનું સ્પષ્ટીકરણ એકાએક બાળકોની આગળ તેણે કરવાનું નથી. તેઓની યોગ્યતાનુસાર સમસ્યાનાં જુદાં જુદા અંગોમાં આવશ્યક વિભાજન કરીને તેઓને અગમનવિધિથી નિરાકરણ ઉપર પહોંચાડવાનું છે. આવી રીતે વિશ્લેષણ, અગમન અને હ્યુરિસ્ટિકમાં મોટી સમાનતા દેખાય છે. અગમન અને વિશ્લેષણ વિધિમાં સૌથી પહેલા બાળકોની આગળ જુદા જુદા દાખલાઓ આપવામાં આવે છે. જેનાથી સત્ય ઉપર તે પોતે જ પહોંચી જાય. આમ કરવાથી તેઓમાં પૂર્વજ્ઞાન અને વિકાસ ઉપર ધ્યાન આપવામાં આવે છે. શિક્ષક ફક્ત પથપ્રદર્શકનું કામ કરે છે. હ્યુરિસ્ટિક વિધિમાં પણ એની આ જ ચેષ્ટા હોય છે. એટલે આ પ્રણાલીઓમાં કંઈપણ વિરોધ દેખાતો નથી.

જો આપણે પૂર્વજ્ઞાનના આધાર ઉપર બાળકોને નવું જ્ઞાન શીખવવાનું છે તો હ્યુરિસ્ટિક વિધિ સહાયક હોય છે. અહીં હ્યુરિસ્ટિક વિધિ અને નિગમનમા ભેદ દેખાય છે. નિગમનવિધિમાં જ્ઞાન સિદ્ધાન્તોના આધાર ઉપર થોડી વાતો સમજવાની ચેષ્ટા કરી શકાય છે. નવા પ્રશ્નો હલ કરવા માટે બાળકોને તેઓના પૂર્વજ્ઞાનના આધારે ઉત્સાહિત કરી શકાય છે. ગણિતમાં આવા અવસર ઘણાય આવે છે. ક્યારે ક્યારે તો એક જ પ્રકારના કેટલાક પ્રશ્નો બાળકની આગળ મૂકાય છે. અને આવી રીતે સાધારણ નિયમ ઉપર બાળકને જાતે જ લાવી શકાય છે. પણ આ હમેશાં સંભવિત નથી. ક્યારે ક્યારે તો શિક્ષકે જાતે જ નિયમ બતાવવો એ આવશ્યક થઈ જાય છે. આવી રીતે હ્યુરિસ્ટિક પદ્ધતિ ઘણી જ લાભદાયક દેખાય છે. અને આનો બીજી વિધિઓથી મેળ પણ દેખાય છે. પણ આને બહુ દૂર સુધી ખેંચવી બુદ્ધિમાની નથી. અને બિલકુલ છોડી દેવી તે પણ બુદ્ધિમાની નથી. દરેક વિષયના પ્રયોગમાં આ વિધિનો પ્રયોગ સંભવિત નથી. ગણિત અને વિજ્ઞાનમાં આનો પ્રયોગ થોડો ઘણો સંભવિત છે. પણ સાહિત્ય, રાજનીતિ, ઈતિહાસ વગેરેના પ્રયોગમા આનો ઉપયોગ કેવી રીતે કરી શકાય. કેટલાક લોકોનો મત છે કે આવા વિષયોમાં આનો ઉપયોગ ન કરી શકાય. પણ શું કોઈપણ કાવ્યની સુંદરતા શોધવી, કોઈપણ ઘટના ઉપર પોતાના વિચારો પ્રકટ કરવા, કોઈપણ ઘટનાનાં કારણો શોધવાં હ્યુરિસ્ટિક વિધિ તરફ સંકેત નથી?

[ ૮ ]

# પ્રશ્નો અને ઉત્તરો

## (क) પ્રશ્નો

### ૧. થોડી સામાન્ય બાબતો

બાળકોમાં જિજ્ઞાસાની મૂળપ્રકૃતિ વધારે ઉગ્ર અવસ્થામાં હોય એટલે તે પ્રશ્નો બહુ પૂછે છે. પ્રશ્નોના આધાર ઉપર જ તે વાતાવરણ ઉપર કંઈક નિયંત્રણ રાખીને પોતાનો માનસિક વિકાસ કરે છે. શાળામાં આવવાની અવસ્થા પ્રાપ્ત કર્યા પહેલાં જ તે ઘણા પ્રશ્નો પૂછે છે. શાળામાં આવવાની વખતે પ્રશ્નોનું પ્રમાણ ઓછું થાય છે કારણ કે આ કાળ સુધી તેઓનો માનસિક વિકાસ વાતાવરણની સાધારણ વસ્તુઓ સમજવાયોગ્ય થઈ જાય છે. તોપણ પ્રશ્નો પૂછવાની પ્રવૃત્તિ તેઓમાં હોય છે. તે પ્રશ્નો પૂછવા માગે છે પણ શાળાના વાતાવરણની કૃત્રિમતા તેઓની ઇચ્છાપૂર્તિમાં બાધક હોય છે. એટલે વધારે પ્રશ્નો બાળક પોતાનાં માતપિતા અને ભાઈબહેનને પૂછે છે. શાળામાં પ્રશ્નો પૂછવાની ઇચ્છા હોય છે તોપણ તે ડરીને ચૂપચાપ બેસી રહે છે. આપણે પહેલાં પણ કેટલીયવાર કહી ચૂક્યા છીએ કે શાળાનું વાતાવરણ કૃત્રિમ ન હોવું જોઈએ. કારણ કે કૃત્રિમતા બાળકના માનસિક વિકાસમાં બાધક હોય છે. કારણ કે આનાથી પ્રશ્નો પૂછીને પોતાની જિજ્ઞાસાપ્રકૃતિને તે શાન્ત કરતા નથી. સ્પષ્ટ છે કે તેઓની શિક્ષા અને વિકાસક્રમના પ્રશ્નોનું મહત્ત્વ વધારે છે.

જે શિક્ષકને વર્ગમાં જેટલા વધારે પ્રશ્નો પૂછવામાં આવે તેટલું જ કાર્ય તે શિક્ષકનું સફળ માની શકાય. યોગ્ય શિક્ષક પ્રશ્નો પૂછવા માટે બાળકોને ઉત્સાહિત કરે છે. તે વચ્ચે વચ્ચે રોકાઈને બાળકોને પ્રશ્નો પૂછવા માટે પ્રેરિત કરે છે. આ સારી રીતે કહેલું કઠિન છે કે એમના પ્રશ્નોના ઉત્તર આપણે કેવી રીતે આપવા જોઈએ. આ તો વ્યક્તિગત પ્રશ્નોના પ્રકાર ઉપર

આધાર રાખે છે. થોડા પ્રશ્નો મૂર્ખતાપૂર્ણ હોય છે. બાળકોને આવા પ્રશ્નોની ભૂલો તરફ સંકેત કરવો એ ઉચિત છે. કેટલાય પ્રશ્નોમાં વિચારહીનતા દેખાય છે. આવા પ્રશ્નોના ઉત્તરો પ્રશ્નકર્તાને જ પૂછવા જોઈએ કે જેથી એને પોતાની ભૂલની ખબર પડે. થોડા પ્રશ્નોથી આપણે શોધી શકીએ કે બાળકો પાઠને સમજ્યા છે કે નહિ. જો બાળકો ન સમજ્યા હોય તો બીજી વાર પાઠનું પુનરાવર્તન કરવું એ દોષ નથી, પણ જરૂરી છે. પછી કોઈપણ પ્રશ્નના ઉત્તરમાં જો આખા વર્ગને રુચિ ન હોય તો એનો ઉત્તર જુદો જ આપવો જોઈએ. જેનાથી આખા વર્ગનો સમય નષ્ટ ન થાય. કેટલાય પ્રશ્નો આગળ આવનાર વાત માટે સંકેત કરે છે: આવા પ્રશ્નકર્તાની પ્રશંસા અવશ્ય કરવી જોઈએ, પણ ઉત્તર પ્રસંગ આવે ત્યારે જ દઈ શકાય થોડાક પ્રશ્નોના ઉત્તર પ્રશ્નકર્તાથી બે ત્રણ પ્રશ્નો પૂછીને પણ કાઢી શકાય છે. આ વાતોથી સ્પષ્ટ છે કે બાળકોની શંકાનુ સમાધાન યથાસંભવ જલદી જ કરવું જોઈએ. જ્યાં સુધી બાળકોની જિજ્ઞાસાનુ સહાનુભૂતિપૂર્વક નિરાકરણ ન કરીએ ત્યાં સુધી તે પ્રશ્નો પૂછવામાં ડરે છે. એટલે શિક્ષકે આ વિષયમાં ઘણી સતર્કતા રાખવી જોઈએ જેથી બાળકોની જિજ્ઞાસા ખંડિત ન થાય કેટલીય વખત સંભવ છે કે શિક્ષક બાળકના પ્રશ્નોના ઉત્તર ન આપી શકે. આવા સમયે સ્પષ્ટ શબ્દોમાં પોતાની અસમર્થતા પ્રકટ કરવી ઉચિત છે. ગોળગબોળ કરવી અથવા ખોટો ઉત્તર આપવો અક્ષમ્ય અપરાધ છે. આ માટે આપણે ઉપર જ કહી આવ્યા છીએ કે જે શિક્ષકો બાળકોને પ્રશ્ન પૂછવા માટે ઉત્સાહિત કરે છે તેમની આગળ એવા કેટલાય પ્રશ્નો આવશે કે જેઓનો ઉત્તર સમય ઉપર આપવો કઠિન થશે આવા સમયે શિક્ષકોએ જરાપણ ગભરાવાનુ નથી. આવા પ્રશ્નોમાં સાચી રુચિ બતાવીને શિક્ષકે તે લખી લેવા અને તેઓના ઉત્તર બાળકોને બીજે દિવસે બતાવવા તે જરૂરી છે. બાળકોના પ્રશ્નોને અનાવશ્યક સમજી અરુચિ ન બતાવવી જોઈએ. કેટલાય પ્રશ્નો એવા પણ હોય છે કે જેનો ઉત્તર બાળકો સમજી શકતા નથી. આવા પ્રશ્નોનો ઉત્તર એટલો જ આપવો જોઈએ કે જેટલો બાળક સમજી શકે. બીજા પ્રશ્નોને આગળના પાઠમાં સંબંધિત કરવા એ મનોવૈજ્ઞાનિક છે.

બાળકોના પ્રશ્નોના પ્રકારોનું આપણે સંક્ષેપમાં વિવેચન કરી ચૂકયા છીએ. અધ્યાપનમાં શિક્ષકોને કેટલાય એવા પ્રશ્નો પૂછવા પડે છે કે આ પ્રશ્નો બાળકોના પ્રશ્નોથી ઓછા મહત્ત્વના નથી. શિક્ષણની કલા, શિક્ષકની પ્રશ્નો પૂછવાની કલા ઉપર આધારિત છે. કારણ કે બધી અધ્યાપન પ્રણાલી-

એમાં પ્રશ્નોનુ સ્થાન ઘણુ મહત્ત્વપૂર્ણ છે. પ્રશ્નની ઘણી ઉપયોગિતા છે. પણ એનું અહીં વિવરણ આપવું ઉપયુક્ત નથી તોપણ આપણે નીચે સંક્ષેપમાં વર્ણન આપીએ.

## પ્રશ્નો કરવાના ઉદ્દેશો

પ્રશ્ન કરવાના ઉદ્દેશો હોય છે. એમાંથી કેટલાક નીચે આપવામાં આવ્યા છે.

(૧) વિદ્યાર્થીની સફળતાનુ અનુમાન કાઢવું.
(૨) તેમને આગળ માટે જરૂરી પ્રેરણા આપવી.
(૩) તે આવેલા કામને કયાં સુધી કરી શકે છે તે જાણવું.
(૪) વ્યક્તિગત દુર્બળતા શોધી કાઢવી.
(૫) અભ્યાસ આપવો.
(૬) કલ્પનાશક્તિનો વિકાસ.
(૭) બાળકોની રુચિઓનો ખ્યાલ કરવો.

ઉપરના ઉદ્દેશ્યો ધ્યાનમાં રાખીને એ કહી શકાય છે કે પ્રશ્નો પૂછવાની એક કળા હોય છે. અને સફળ શિક્ષક બનવા માટે આ કળા શીખવી આવશ્યક છે શિક્ષકે એ જાણવું જોઈએ કે પ્રશ્નો પૂછવામાં કઈ કઈ વાતો ઉપર ધ્યાન આપવું અપેક્ષિત છે. આ બધી વાતો ઉપર નીચે સૂત્ર રૂપમાં સંકેત કરવામા આવે છે. એટલે આની વિસ્તૃત વ્યાખ્યાની વધારે આવશ્યકતા નથી

## સારા પ્રશ્નોનાં લક્ષણ

(૧) પ્રશ્નો પાઠના ઉદ્દેશ્યને અનુલક્ષીને હોવા જોઈએ. શિક્ષક કે તે એક નિશ્ચિત ઉદ્દેશ્યનો સંકેત કરે.

(૨) પ્રશ્નો એવા જોઈએ કે પાઠ્યનું જ્ઞાન વિદ્યાર્થીઓ દ્વારા જ નીકળી આવે અને શિક્ષક ઉપદેશક ન થતા પથ-પ્રદર્શક બને.

(૩) જે પ્રશ્નોથી કલ્પનાના વિકાસમાં મદદ ન મળે તે પ્રશ્નો નિમ્ન કોટિના હોય છે જે પ્રશ્નોથી છાત્રોમાં ચેતના, એકાગ્રતા આવે છે તે પ્રશ્નો સારા હોય છે. પ્રશ્નની શબ્દાવલિ સરળ, સ્પષ્ટ અને નિશ્ચિત હોવી જોઈએ. થોડા અનુભવી શિક્ષકો લાંબા લાંબા પ્રશ્નો પૂછે છે. દા. ત. તમારા લોકોમાંથી

કોણ બતાવી શકશે કે પાણીપતનું યુદ્ધ ક્યારે અને કોની કોની સાથે થયું હતું? હા, તમે આગળ કહો કે તેઓ કેવી રીતે વિજયી બન્યા? શું તમોને ખબર પડે છે કે ઝાકળ કેમ પડે છે? આવી શબ્દાવલિના પ્રશ્ન પૂછવા તે સમય નષ્ટ કરવાને માટે છે.

(૪) પ્રશ્નો બાળકોના અનુભવ અને યોગ્યતાનુસાર કરવા જોઈએ. ક્યારે ક્યારે કેટલાક કઠિન પ્રશ્નો પણ બાળકોને પૂછી શકાય છે કે જેઓના ઉત્તર બધા વિદ્યાર્થીઓની સમજણમાં આવે. આવી રીતે કુશાગ્ર બુદ્ધિના બાળકોની વિચારશક્તિનો કમજોર બાળકો પણ લાભ ઉઠાવી શકશે. કમજોર વિદ્યાર્થીઓને વધારે અને કઠિન પ્રશ્નો પૂછવા સમય નષ્ટ કરવા જેવું છે.

(૫) પ્રશ્નોની ભાષામાં ભિન્નતા હોવી જરૂરી છે.

(૬) પ્રશ્નો એવા હોવા જોઈએ કે જેનો એક જ ઉત્તર હોય. કારણ કે આવા પ્રશ્નોના ઉત્તર આપવામાં બાળકોને કઠિનાઈ આવતી નથી. કારણ કે એક ઉત્તર જો ખોટો હોય તો તે બીજો ઉત્તર આપી શકે છે. જેવી રીતે આપણે સ્ટેશન ઉપર શું જોઈએ છીએ? આ પ્રશ્નના કેટલાય ઉત્તર થઈ શકે છે. પ્રશ્નનો એક જ વિદ્યાર્થી સાથે સંબંધ થવો જરૂરનો છે. જે પ્રશ્નોના લાંબા લાંબા ઉત્તર હોય છે તે ઉત્તરમાં બાળકો રુચિ લેતા નથી. જે પ્રશ્નોના લાંબા ઉત્તર અપેક્ષિત હોય તે પ્રશ્નોને કેટલાય ભાગોમાં વહેંચી દેવા એ મનોવૈજ્ઞાનિક છે.

(૭) પ્રશ્નોની શબ્દાવલિ પાઠ્યપુસ્તકોની ન હોવી જોઈએ. અન્યથા બાળકો પોતાનાં વાક્યોનો પ્રયોગ ન કરીને પુસ્તકના શબ્દોને યાદ કરીને ઉત્તર આપવાની ચેષ્ટા કરશે. આવી પરિસ્થિતિમાં જાણવું કઠિન થઈ જશે કે તે પ્રસ્તુત વિષયને સમજે છે કે નહિ. એટલે શિક્ષકે પોતાની ભાષામાં પ્રશ્નો પૂછવા જોઈએ. એનાથી બાળકો પણ પોતાનાં વાક્યોમાં ઉત્તર આપી શકે.

(૮) જે પ્રશ્નોના ઉત્તર હા અથવા ના આવે તેવા પ્રશ્નો ન પૂછવા જોઈએ કારણ કે આવા પ્રશ્નો પૂછવાથી વિચારશક્તિના વિકાસમાં સહાયતા મળતી નથી. દા. ત. સીનેમા જોવો સારો છે? પણ ક્યારેક ક્યારેક એ જોવામાં આવે છે કે આવા પ્રશ્નો પૂછવાની આવશ્યકતા હોય છે તેઓનો ઉત્તર હા અથવા નામાંજ આવે છે આવા વિશેષનું વર્ણન કરતી વખતે વચ્ચે વચ્ચે ક્યારેક સ્વીકૃતિ લેવા માટે આવા પ્રશ્નો પૂછવા પડે છે. પણ જો આનો ગંભીરતાપૂર્વક વિચાર કર્યા પછી હા અથવા નામાં ઉત્તર આવતો

હોય તો આવા પ્રશ્નો પૂછવા અમનોવૈજ્ઞાનિક નથી. ક્યારેક ક્યારેક બાળકોમાં કુતૂહલ જાગૃત કરવા અથવા તેઓને વિચારવા માટે વિવશ કરવા આવા પ્રશ્નો પૂછવામાં આવે છે.

(૯) શિક્ષકે દરેક વાત અધિકારસહિત કહેવાનો પ્રયત્ન કરવો જોઈએ; અને છાત્રોના સમર્થનની અપેક્ષા ન કરવી જોઈએ. જો આવી આશા કરવામાં આવે તો તે સફળ શિક્ષક ન ગણાય. છાત્રોથી થોડા વખત પછી પૂછવું, "ઠીક છે ને? સારું છે ને?" વગેરે પૂછવું યોગ્ય નથી.

(૧૦) દરેક પ્રશ્નો એકબીજાથી સંબંધિત હોવા જોઈએ. એવું ન હોવાને લીધે શિક્ષણનો ઉદ્દેશ્ય નષ્ટ થઈ જાય છે. પરંતુ જ્યારે પ્રશ્નો સાર્થકતાથી ભરેલા હોય ત્યારે જ તેવું બની શકે છે. પૂર્વજ્ઞાનની પરીક્ષામાં વિદ્યાર્થીઓને છૂટા-છવાયા પ્રશ્નો પણ પૂછી શકાય છે. એવા પ્રશ્નોમાં પરસ્પર સંબંધ હોવો આવશ્યક નથી.

(૧૧) પ્રશ્નો પૂછવામાં સ્વર મીઠો હોવો જોઈએ. ગુસ્સે થઈને બહુ કઠોર અવાજથી પ્રશ્નો પૂછવા આવશ્યક નથી. પ્રસન્ન મુદ્રાથી પ્રશ્નો પૂછવામાં બાળકોનો ઉત્સાહ વધે છે. અને તે પોતાની કઠિનાઈઓ શિક્ષક આગળ મૂકવામાં ગભરાતા નથી.

(૧૨) પ્રશ્ન આખા વર્ગમાં પૂછ્યા બાદ કોઈ એક બાળકને ઉત્તર આપવા માટે સંબોધિત કરવો જોઈએ. પ્રશ્નોનું વિતરણ એવું જોઈએ કે યથાસંભવ વધારેમાં વધારે બાળકો ઉત્તર આપી શકે. હોશિયાર બાળકોને વારંવાર પ્રશ્નો પૂછવા અને કમજોરની અવહેલના કરવી અનુચિત છે. ખરેખર, શિક્ષકની સફળતા કમજોર બાળકો પાસેથી ઉત્તર કઢાવવામાં છે. જે બાળકોને ઉત્તર યાદ હોય એવાં બાળકોને હાથ ઉઠાવવા માટે આદેશ કરી શકાય છે. આનાથી તેઓમાં થોડી ક્રિયાશીલતા આવી જાય છે.

(૧૩) પ્રશ્નોનું વારંવાર પુનરાવર્તન કરવું ઠીક નથી. તેઓને વારંવાર કહેવાથી બાળકો એને પહેલીવાર ન સાંભળવાની આદત મેળવે છે. આનાથી કેટલીકવાર બાળકોની વિચારક્રિયામાં વિઘ્ન પડે છે.

## પ્રશ્નોના પ્રકારો

હવે પ્રશ્નોના પ્રકારો ઉપર દૃષ્ટિપાત કરવો આપણે માટે અપેક્ષિત છે. પ્રશ્નોનું વર્ગીકરણ, એમનો ઉદ્દેશ્ય તથા તેઓથી સંબંધિત માનસિક પ્રક્રિયાના આધારથી જ કરી શકાય છે. આ રીતે કરેલું વર્ગીકરણ સારું હશે, કારણ કે

જો પ્રશ્નો અભ્યાસાત્મક હશે તો તેઓને વિચારાત્મક કહેવા યોગ્ય નથી અભ્યાસાત્મક પ્રશ્નોમા તો ખાસ રીતે સ્મૃતિની પરીક્ષા હોય છે શિક્ષણ વિષયને રોચક બનાવવા માટે કેટલાય પ્રકારના પ્રશ્નો પૂછી શકાય છે એટલે પ્રશ્નોના પ્રકાર શોધી કાઢવા જરૂરી છે 'રિસ્ક' મહોદય કહે છે કે સ્વરૂપની દૃષ્ટિએ પ્રશ્નોના બેજ પ્રકાર છે (૧) સ્મૃત્યાત્મક (૨) વિચારાત્મક સ્મૃત્યાત્મક પ્રશ્નોમા પાછલી યાદ કરેલી વાત બીજીવાર કહેવાની હોય છે પણ વિચારાત્મક પ્રશ્નોમા ઉપસ્થિત વિષયો ઉપર પોતાની કલ્પના દ્વારે કોઈપણ નવી વાતનુ સર્જન કરીને ઉત્તર આપવો પડે છે આનો ઉદ્દેશ્ય કલ્પના શક્તિને જાગૃત કરે છે ક્યારેક ક્યારેક બાળકોની આગળ એક નવી સમસ્યા મૂકવામા આવે છે જેનાથી એ જાણી જાય છે કે પાઠ્યવસ્તુ સારી રીતે સમજીને બાળકોએ તેને ધ્યાનમા રાખી છે કે નહિ અથવા તો તેઓ એનો પ્રયોગ કરી શકે છે કે નહિ નીચે થોડા પ્રશ્નોના દાખલા આપીએ છીએ

## ૧. કારણ બતાવનારા પ્રશ્નો

(૧) ચદ્રગ્રહણ બીજી કોઈ તિથિએ ન થતા પૂર્ણિમાના દિવસે જ કેમ થાય છે?

(૨) પાણીપતના પહેલા યુદ્ધમા હિન્દુઓ કેમ હાર્યા?

(૩) તુલસીદાસે ભરત માટે કેમ કહ્યું છે કે,

"ભરત મહા મહિમા જલરાશિ મુનિમન ઠાઢિ તીર અબલા સી"

(૪) પદ્ય ગદ્યથી કેમ વધારે પ્રભાવશાળી હોય છે

(૫) ધૂમાળ ઉપર રેલની સડકો એક બીજાથી ઊંચી નીચી કેમ રાખવામા આવે છે?

## ૨. સબધ બતાવતા પ્રશ્નો

(૧) ભોજનનો સ્વાસ્થ્યથી શો સબધ છે?

(૨) વિજ્ઞાનના અધ્યયનમા ગણિતની વધારે જરૂર શા માટે પડે છે?

## ૩. નિર્ણયાત્મક પ્રશ્નો

(૧) ભગતસિંહ અને સુભાષમા તમે કોને વધારે ચાહો છો?

(૨) લિખિત અને મૌખિક પરીક્ષામા તમોને વધારે કઈ સારી લાગે છે?

## ૪. વિશ્લેષણાત્મક પ્રશ્નો

(૧) કયા કયા ગુણોને લીધે પ્રેમાનંદ શ્રેષ્ઠ કવિ ગણાય છે?

(૨) ક્યા કારણોને લીધે જવાહરલાલ લાડીલા નેતા ગણાય છે?

### ૫. તુલનાત્મક પ્રશ્નો

(૧) અશોક અને અકબરના શાસનની તુલના કરો.

(૨) લોર્ડ કર્ઝન અને લોર્ડ માઉન્ટબેટનના શાસનની તુલના કરો.

### ૬. વર્ગીકરણાત્મક પ્રશ્નો

(૧) ચામાચીડિયું પશુ છે કે પક્ષી?

(૨) સાપ જળકાય છે કે પૃથ્વીકાય?

### ૭. વર્ણનાત્મક પ્રશ્નો

(૧) મહાત્મા ગાંધીની અહિંસાની નીતિની વ્યાખ્યા કરો.

(૨) આધુનિક કવિઓમાં ઝવેરચંદ મેઘાણીની પ્રધાન વિશેષતા બતાવો.

### ૮. આલોચનાત્મક પ્રશ્નો

(૧) કોઈ પદ્ય અથવા ગદ્ય ખંડ અથવા કોઈપણ વિદ્યાર્થીની કહેલી વસ્તુની આલોચના કરો.

(૨) 'સતી જસમા'ની આલોચના કરો.

### ૯. વિવેચનાત્મક પ્રશ્નો

આ પ્રશ્નોનો ઉદ્દેશ મગજને કુશળ બનાવવાનો છે. આનાથી વિચાર-શૈલીને વ્યવસ્થિત અને નિયમિત કરવામાં ઘણી મદદ મળે છે. આનાથી બાળકોમા ઉચિત-અનુચિત શુદ્ધ-અશુદ્ધનો નિર્ણય કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે. આવા પ્રશ્નોથી બાળક પોતે કલ્પના અને તુલના કરીને પરિણામ શોધે છે. અને પોતાના વિચારોને આવી રીતે અંકિત કરવાના પ્રયાસ કરે છે કે જેનાથી લોકો ઉપર પ્રભાવ પડે. એવા પ્રશ્નોની રચના શિક્ષકે ખૂબ સતર્કતાથી કરવી જોઈએ કે જેથી બાળકને ખૂબ વિચાર કરવો પડે.

**ઉદાહરણાર્થ પ્રશ્નો**

(૧) વીજળીથી મનુષ્યને વધારે લાભ થયા છે કે હાનિ?

(૨) સીનેમાથી માનવજાતને વધારે લાભ થયા છે કે હાનિ?

(૩) ભૌગોલિક દૃષ્ટિથી ઇંગ્લેંડ અને જાપાનની તુલના કરો.

### ૧૦. આવૃત્યાત્મક પ્રશ્નો

આ પ્રશ્નો પાઠની પરીક્ષા કરવા માટે પુછાય છે.

(૧) કોઈપણ સ્થાનનો જળવાયુ કયા કયા વાતાવરણ ઉપર આધારિત છે?

(૨) ૧૮૫૭ના બળવાના કયાં કયા કારણો હતા?

(૩) ગાવાની કેટલી શૈલીઓ હોય છે?

જે પ્રશ્નો અભ્યાસાત્મક હશે તો તેઓને વિચારાત્મક કહેવા યોગ્ય નથી અભ્યાસાત્મક પ્રશ્નોમાં તો ખાસ રીતે સ્મૃતિની પરીક્ષા હોય છે શિક્ષણ વિષયને રોચક બનાવવા માટે કેટલાય પ્રકારના પ્રશ્નો પૂછી શકાય છે એટલે પ્રશ્નોના પ્રકાર શોધી કાઢવા જરૂરી છે ' રિ મહોદય કહે છે કે સ્વરૂપની દૃષ્ટિએ પ્રશ્નોના બે જ પ્રકાર છે (૧) સ્મૃત્યાત્મક (૨) વિચારાત્મક સ્મૃત્યાત્મક પ્રશ્નોમા પાછલી યાદ કરેલી વાત બીજવાર કહેવાની હોય છે પણ વિચારાત્મક પ્રશ્નોમા ઉપસ્થિત વિષયો ઉપર પોતાની કલ્પના કરીને કોઈપણ નવી વાતનુ સર્જન કરીને ઉત્તર આપવો પડે છે આનો ઉદ્દેશ્ય કલ્પના શક્તિને જાગૃત કરે છે કયારેક કયારેક બાળકોની આગળ એક નવી સમસ્યા મૂકવામાં આવે છે જેનાથી એ જાણી જાય છે કે પાઠયવસ્તુ સારી રીતે સમજીને બાળકોએ તેને ધ્યાનમાં રાખી છે કે નહિ. અથવા તો તેઓ એનો પ્રયોગ કરી શકે છે કે નહિ નીચે થોડા પ્રશ્નોના દાખલા આપીએ છીએ

૧. કારણ બતાવનારા પ્રશ્નો

(૧) ચન્દ્રગ્રહણ બીજી કોઈ તિથિએ ન થતા પૂર્ણિમાના દિવસે જ કેમ થાય છે ?

(૨) પાણીપતના પહેલા યુદ્ધમા હિન્દુઓ કેમ હાર્યા ?

(૩) તુલસીદાસે ભરત માટે કેમ કહ્યુ છે કે,

ભરત મહા મહિમા જલરાશિ મુનિમત ઠાઢિ તીર અબલા સી '

(૪) પદ્ય ગદ્યથી કેમ વધારે પ્રભાવશાળી હોય છે

(૫) ધૂમાળ ઉપર રેલની સડકો એક બીજાથી ઊંચી નીચી કેમ રાખવામાં આવે છે ?

૨. સબંધ બતાવતા પ્રશ્નો

(૧) ભોજનનો સ્વાસ્થ્યથી શો સબંધ છે ?

(૨) વિજ્ઞાનના અધ્યયનમા ગણિતની વધારે જરૂર શા માટે પડે છે ?

૩. નિર્ણયાત્મક પ્રશ્નો

(૧) ભગતસિંહ અને સુભાષમાં તમે કોને વધારે ચાહો છો ?

(૨) લિખિત અને મૌખિક પરીક્ષામા તમોને વધારે કઈ સારી લાગે છે ?

૪. વિશ્લેષણાત્મક પ્રશ્નો

(૧) કયા કયા ગુણોને લીધે પ્રેમાનંદ શ્રેષ્ઠ કવિ ગણાય છે ?

(૨) કયા ગુણોને લીધે જવાહરલાલ લાડીલા નેતા ગણાય છે ?

૫. તુલનાત્મક પ્રશ્નો

(૧) અશોક અને અકબરના શાસનની તુલના કરો.

(૨) લૉર્ડ કર્ઝન અને લૉર્ડ માઉન્ટબેટનના શાસનની તુલના કરો.

૬. વર્ગીકરણાત્મક પ્રશ્નો

(૧) ચામાચીડિયું પશુ છે કે પક્ષી?

(૨) સાપ જળકાય છે કે પૃથ્વીકાય?

૭. વર્ણનાત્મક પ્રશ્નો

(૧) મહાત્મા ગાંધીની અહિંસાની નીતિની વ્યાખ્યા કરો.

(૨) આધુનિક કવિઓમાં ઝવેરચંદ મેઘાણીની પ્રધાન વિશેષતા બતાવો.

૮. આલોચનાત્મક પ્રશ્નો

(૧) કોઈ પદ્ય અથવા ગદ્ય ખંડ અથવા કોઈપણ વિદ્યાર્થીની કહેલી વસ્તુની આલોચના કરો.

(૨) 'સતી જસમા'ની આલોચના કરો.

૯. વિવેચનાત્મક પ્રશ્નો

આ પ્રશ્નોનો ઉદ્દેશ મગજને કુશળ બનાવવાનો છે. આનાથી વિચાર-શૈલીને વ્યવસ્થિત અને નિયમિત કરવામાં ઘણી મદદ મળે છે. આનાથી બાળકોમા ઉચિત-અનુચિત શુદ્ધ-અશુદ્ધનો નિર્ણય કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે. આવા પ્રશ્નોથી બાળક પોતે કલ્પના અને તુલના કરીને પરિણામ શોધે છે. અને પોતાના વિચારોને આવી રીતે અંકિત કરવાના પ્રયાસ કરે છે કે જેનાથી લોકો ઉપર પ્રભાવ પડે. એવા પ્રશ્નોની રચના શિક્ષકે ખૂબ સતર્કતાથી કરવી જોઈએ કે જેથી બાળકને ખૂબ વિચાર કરવો પડે.

ઉદાહરણાર્થ પ્રશ્નો

(૧) વીજળીથી મનુષ્યને વધારે લાભ થયા છે કે હાનિ?

(૨) સીનેમાથી માનવજાતને વધારે લાભ થયા છે કે હાનિ?

(૩) ભૌગોલિક દૃષ્ટિથી ઇંગ્લેંડ અને જાપાનની તુલના કરો.

૧૦. આવૃત્યાત્મક પ્રશ્નો

આ પ્રશ્નો પાઠની પરીક્ષા કરવા માટે પુછાય છે.

(૧) કોઈપણ સ્થાનનો જળવાયુ કયા કયા વાતાવરણ ઉપર આધારિત છે?

(૨) ૧૮૫૭ના બળવાના કયાં કયાં કારણો હતા?

(૩) ગાવાની કેટલી શૈલીઓ હોય છે?

### ૧૧. પ્રસ્તાવનાત્મક પ્રશ્નો

આના પ્રશ્નોમાં પૂર્વજ્ઞાનની પરીક્ષા કરીને વિદ્યાર્થીને આગળ નવું ભણવા માટે તૈયાર કરવાના હોય છે, અથવા તે વિદ્યાર્થી ભણવા માટે અગાઉથી તૈયાર થઈને આવ્યો છે કે નહિ તે જાણવા માગના હોય છે આવા પ્રશ્નોનો ક્રમિક વિકાસ થવો આવશ્યક છે

### ख ઉત્તરો

### ૧. ઉત્તરો કઢાવવા

જેવી રીતે પ્રશ્નો પૂછવાની એક કળા હોય છે તેવી જ રીતે ઉત્તરો કઢાવવાની પન એક કળા છે કટલીક વખત ટ્રેઇનીંગ કોલેજના વિદ્યાર્થીઓ મોટી મોટી આશાઓ બાંધીને ભણાવવા જાય છે પણ જો બરાબર ઉત્તર ન આવે અથવા ખોટો ઉત્તર આવે તો તેઓનો આખો પાઠ નિષ્ફળ થઈ જાય છે અને ચહેરા ઉપર અસફળતાની રેખાઓ ખેંચાઈ જાય છે આવી પરિસ્થિતિમા તે કિંકર્તવ્ય વિમૂઢ બની જાય છે ક્યાર ક્યાર તો શિક્ષક વિદ્યાર્થીઓના ઉત્તરો સાંભળીને હતબુદ્ધિ થઈ જાય છે એક પ્રસગનું વર્ણન અહીં આપીએ છીએ

'એક છાત્રાધ્યાપક વાઘ અને મગનાની વાર્તા ભણાવવા માટે વિદ્યાર્થિઓને એક ચિત્ર વર્ગમા લઈ ગયા તેણે વિદ્યાર્થીઓને પૂછ્યુ કે આ શાનુ ચિત્ર છે? છોકરાઓએ કહ્યુ કે ' આપનું ' ઉત્તર સાભળીને શિક્ષકની આકૃતિ એવી તો બગડી ગઈ કે બાળકો હસવા લાગ્યા અને તેનો આખા દિવસનો પાઠ નષ્ટ થઈ ગયો પણ પરિસ્થિતિ સંભાળવા માટે હાસ્યયુક્ત ચહેરાથી અને ધૈર્યથી શિક્ષકે બીજી વાર પૂછ્યુ જોઈએ કે આમા ક્યાં ક્યાં જાનવરોનું ચિત્ર છે? આવા સમયે શિક્ષક સાવધાની અને ધીરજથી કામ લે તો બાળકોના ઉદ્ધત ઉત્તરોને પણ તે વ્યવસ્થિત સ્થિતિ ઉપર લાવી શકે છે ઉત્તર આપવો એ બાળકોને આધીન છે પણ બાળકોના ઉત્તરથી તે પોતાનું અભીષ્ટ સાધી શકે તો તે સાચો શિક્ષક છે શિક્ષકમા વધારે ચાતુર્ય અપેક્ષિત છે સ્પષ્ટ છે કે પ્રશ્ન કરવામા ઉત્તર કઢાવવાની કળા ઓછી મહત્ત્વની નથી

આપણે ઉપર કહી આવ્યા છીએ ' પ્રશ્ન આખા વર્ગને પૂછીને એક છોકરાને ઉત્તર માટે સંબોધિત કરવો જોઈએ પણ આ છોકરો કયો હોય અને આનો નિર્ણય કયા આધાર ઉપર કરી શકાય પ્રશ્નો પૂછવાથી કેટલાય વિદ્યાર્થીઓ ઉત્તર આપવા ઉત્સુક થઈ જાય છે એઓની ઉત્સુકતાથી વિનયભાવ

સ્થામાં ગરબડ ઉત્પન્ન થાય છે. કેટલાય બાળકો વગર પૂછ્યે એકીસાથે ઉત્તર આપે છે. કેટલાય હાથ ઊંચો કરીને એવી રીતે હલાવે છે કે બહુ ખરાબ લાગે છે. એ જરૂર નથી કે જે બાળકો ઉત્સુક હોય તેઓને જ ઉત્તર માટે કહેવું અને બીજાઓની અવહેલના કરવી. યથાસંભવ દરેકને અવસર આપવો જોઈએ. પ્રશ્નોના ઉત્તર મેળવવાના લોભમાં પ્રશ્નો પૂછવા અમનોવૈજ્ઞાનિક ગણાય. આનાથી બીજા છાત્રો ઉદાસ બને છે અને કેટલાય તો ઊંઘવા લાગી જાય છે. એટલે પ્રશ્નોનુ વિતરણ એવું હોવું જોઈએ કે યથાસંભવ દરેક છાત્રમાં ક્રિયાશીલતાનો સંચાર થઈ શકે. જો છાત્ર ઘણો જ કમજોર હોય તો એને સાચા ઉત્તરને બીજી વખત બોલવા માટે કહેવું જોઈએ. અને જો ઉત્તર આપવામાં થોડી ભૂલ પણ હોય તો છાત્રને ફટકારીને બેસાડી દેવો એ અમનોવૈજ્ઞાનિક છે. તો આવા અવસર પર શિક્ષકે વચ્ચે વચ્ચે સહાનુભૂતિપૂર્વક થોડી મદદ આપવી જોઈએ. એટલે વચમાં વચમાં જરૂરી શબ્દો શિક્ષકે કહી દેવા જોઈએ. જો ઉત્તરનો થોડો ભાગ ઠીક હોય તો છાત્રની થોડી પ્રશંસા અવશ્ય કરવી જોઈએ. પણ આ પ્રશંસા એવી ન હોવી જોઈએ કે જેનાથી બાળક યોગ્યતાનું ખોટું અનુમાન કરે. વારંવાર શાબાશી આપવાની ક્રિયા પણ ખોટી છે. શિક્ષકે વારંવાર એવા પ્રશ્નો પૂછવા જોઈએ કે જેનાથી આખો વર્ગ પ્રભાવિત થાય. જો કોઈ વખત આપણે આગળ બેઠેલા વિદ્યાર્થીને પ્રશ્નો પૂછીએ તો બીજી વખત ખૂણામાં બેઠેલા વિદ્યાર્થીને પ્રશ્નો પૂછવા એ ઠીક છે. પ્રશ્ન પૂછ્યા પછી તરત જ ઉત્તરની અપેક્ષા ન કરવી જોઈએ. વિદ્યાર્થીઓને ઉત્તર આપવા માટે થોડો સમય આપવો જોઈએ. કેટલાય શિક્ષકો પ્રશ્ન પૂછ્યા પછી વિદ્યાર્થીને જોરજોર પૂછે છે કે તમે બતાવો, અને છોકરા ગભરાઈ જાય છે. એટલે પ્રશ્નનો ઉત્તર બહુ નમ્રતાથી પૂછવો જોઈએ તર્જની આંગળીથી બતાવીને, નામ દઈને ઉત્તર માટે કહેવું મનોવૈજ્ઞાનિક છે. પોતાનુ નામ દરેકને ઘણુ પ્રિય હોય છે. જ્યારે બાળકો પોતાનુ નામ શિક્ષકના મોઢેથી સાંભળે છે ત્યારે તેઓ ઘણા પ્રસન્ન થાય છે. તે એમાં પોતાની જાતને મોટી ગણે છે કે સાહેબને તો મારુ નામ પણ યાદ છે એટલે શિક્ષકે પોતાના છાત્રોના નામ અવશ્ય યાદ રાખવા જોઈએ. બાળકોને નામ લઈને બોલાવવામાં વિનય સ્થાપનમાં ઘણી મદદ મળે છે ઘણી વખત જોવામાં આવે છે કે ઘણાય શિક્ષકો બાળકોનું નામ જાણે છે છતાંય એમ જ કહે છે કે તે પોતે બાળકોનુ નામ જાણતા નથી. આવી રીતે તે મોટાઈ દેખાડવાનો ખોટો પ્રયત્ન કરે છે અને એવી મુખમુદ્રા બનાવે છે કે બાળકનાં નામ લેવાને અને પોતાના ગૌરવને પ્રતિકૂળ હોય, અને એનાથી એટલી અનભિજ્ઞતા પ્રકટ કરે છે કે પોતે મોટા ઊંચો

અધિકારી છે, ગંભીર છે અને મહાન છે, તો એમ કહીશ કે શિક્ષકે ફક્ત એનું નામ જ નહિ પણ એની બાબતનું બધું જ્ઞાન રાખવું જરૂરી છે. શિક્ષકે કોઈપણ પ્રકારનું કૃત્રિમ-અભિમાન કરવું તે બાળકને માર્મિક આઘાત પહોંચાડવા જેવું છે અને એની લાગણી જોઈને અસ્મિતના જેવા જેવું હોય છે. તથા એના અસ્મિતત્વની અસ્વીકૃતિ અને નિરાદર છે. શિક્ષકે આ ધ્યાનમાં રાખવું જોઈએ કે નિર્દેશ થી પ્રશ્ન પૂછતી વખતે બાળકોને પણ સંકેત કરવો સારો નથી. આનાથી નાના નાના બાળકો દંડના ડરથી યાદ આવતી વાત પણ ભૂલી જાય છે અને મોટા બાળકોને પણ આ ખોટું લાગે છે, કારણ કે આમાં અનાદરનો ભાવ ગુપ્ત રીતે રહેલો હોય છે.

બાળકોને સંબોધતી વખતે ઉપયુક્ત શબ્દનો પ્રયોગ કરવો જોઈએ. કારણ કે આપણે બાળકોને આદરની દૃષ્ટિથી જોતા શીખતા નથી. જો આપણે આ શબ્દોનો પ્રયોગ કરીએ તો એનાથી પણ બાળકોમાં શિક્ષક પ્રત્યે બહુ સારો ભાવ ઉત્પન્ન થાય છે. આપણે બાળકોનો આદર કરીએ અને બાળકો આપણો આદર કરે એમ આપણે માનીએ છીએ. કેટલાક લોકો 'તમે' શબ્દમાં વધારે આત્મીયતા માને છે અને 'આપ' શબ્દમાં ઓછી. પણ વ્યાકરણની દૃષ્ટિએ આપ નિજવાચક સર્વનામ તરીકે આવે છે અને નિજવાચક સર્વનામમાં જ આત્મીયતાનો ભાવ વધારે હોય છે.

શિક્ષકે ધ્યાનમાં રાખવું જોઈએ કે પ્રશ્ન પૂછ્યા પછી જે વિદ્યાર્થીને સંબોધવામાં આવે તે વિદ્યાર્થી પોતાની જગાએ જલદી ઊભો થઈને જવાબ માટે તૈયાર થઈ જાય. મોટા વર્ગના વિદ્યાર્થીઓમાં આમાં ઘણી આળસ દેખાય છે. કેટલાક બાળક તો સાક્ષાત્ અષ્ટાવક્રની માફક ઊભા થાય છે. કેટલાક મેજ ઝૂકીને ઊભા થાય છે. આવી રીતે શરીરમાં તત્પરતા ઉત્પન્ન થતી નથી અને કોઈપણ કાર્યમાં આપણું મન લાગતું નથી. આ માટે આવશ્યક છે કે જવાબ આપતી વખતે બાળકો સુયોગ્ય રીતે ઊભા થાય. આ પણ વિનયવ્યવસ્થાપનાની અંતર્ગત આવી જાય છે. નાના નાના બાળકો સાવધાન અવસ્થામાં સૈનિકોની માફક ઊભા થવામાં ઘણો આનંદ માને છે. એટલે વિદ્યાર્થીઓને સૈનિકની જેમ ઊભા થવાની શિક્ષા આપવી જોઈએ. શિક્ષકે એ પણ વિચારી લેવું જોઈએ કે વિદ્યાર્થીને પ્રશ્નનો ઉત્તર નથી આવડતો તે ઘણી જ મંદતાથી ઊભા થાય છે. આવા વિદ્યાર્થી માટે પણ શિક્ષકે વધારે સમય બગાડવો ઉચિત નથી. કારણ કે એક બાળક ઉત્તર આપવામાં નિષ્ફળ અસમર્થ દેખાય તો શિક્ષકે બીજાને પૂછવું જોઈએ. અસફળ વિદ્યાર્થીઓને બેસ

વાની આજ્ઞા ઠીક ઉત્તરની આવૃત્તિ કરાવીને જ આપવી જોઈએ. જો કોઈ બાળક બીજા બાળકો કરતાં ઉત્તર આપવામાં કમજોર હોય તો એવા વિદ્યાર્થીને વર્ગની બહાર જ આવશ્યક વાતો બતાવી દેવી જોઈએ. આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે કોઈપણ રીતે આપણે એને સહાનુભૂતિ બતાવવાની છે. જે શિક્ષક યથાશક્તિ દરેક માટે આવશ્યકતાનુસાર સહાનુભૂતિ બતાવવાની ચેષ્ટા કરે છે તેનો બાળકોમાં બહુ આદર થાય છે.

જો જવાબ ન મળે તો બાળકને ડાંટવું અને ફટકારવું એ ઘણું અમનોવૈજ્ઞાનિક છે. કેટલાય શિક્ષકો તો એને મોટાં મોટાં વિશેષણો પણ આપી દે છે. આવા શિક્ષકોની જેટલી નિંદા ન કરીએ તેટલી ઓછી છે. બાળકોના વિકાસમાં મોટાઓની સહાનુભૂતિ ઘણી આવશ્યક હોય છે. શિક્ષકની સહાનુભૂતિ ન મળે તો બાળક પોતાને નકામો ગણે છે. એનો વિકાસ પણ કુણ્ઠિત થઈ જાય છે.

આ પ્રશ્ન વિચારણીય છે કે વિદ્યાર્થી પ્રશ્નનો ઉત્તર આખા વાકયમાં આપે અથવા થોડા શબ્દોમાં. કેટલાય શિક્ષકો પૂર્ણ વાકયનુ સમર્થન કરે છે. પણ આ હમેશાં ઠીક નથી. જો એક શબ્દથી પ્રશ્નનો પૂર્ણ ઉત્તર નીકળી આવતો હોય તો આખું વાકય બોલવા માટે બાળકને બાધ્ય કરવો ઉચિત નથી. ભૂગોળ, ઇતિહાસ, વિજ્ઞાન, માતૃભાષા અને ગણિત જેવા પાઠોમાં આ નિયમ માની લેવામાં કોઈ હાનિ નથી. પણ જો પાઠનો ઉદ્દેશ ભાષા, શક્તિ વિકસાવવાનો છે તો પૂર્ણ વાકય બોલવા માટે બાળકને ઉત્સાહિત કરી શકાય છે દા. ત. વિદેશી ભાષા અંગ્રેજી અને દેવભાષા સંસ્કૃતના પાઠમાં પૂર્ણ વાકયમાં ઉત્તર માગવો એ ખોટુ નથી પણ આવા પાઠોમા પણ કયારેક કયારેક છૂટ આપી શકાય છે.

## ૨. ઉત્તરનું સ્વરૂપ કેવું હોવું જોઈએ

હવે આપણે એ જોવું છે કે આપણે ઉત્તર કયા રૂપમાં સ્વીકારવો જોઈએ. શિક્ષાશાસ્ત્રીઓએ આદર્શ ઉત્તરમાં નીચે આપેલા ગુણો બતાવ્યા છે.

(૧) વ્યાકરણ અને ભાષાની દૃષ્ટિએ શુદ્ધ.
(૨) ઉચિત.
(૩) પ્રાસંગિક.
(૪) સંગત
(૫) સાર્થક.
(૬) આવશ્યક.

જો કે આ બધા ગુણો એટલા જરૂરી છે કે આની વ્યાખ્યા વધારે આપવી ઉચિત નથી. થોડા દાખલા આપી દેવા જ ઉચિત છે.

શિક્ષકે એ સમજી લેવું ઠીક નથી કે ભાષાની શુદ્ધતાનું ધ્યાન ફક્ત ભાષા અને સાહિત્યના પાઠમાં જ આપવું જોઈએ. ગણિત, ઇતિહાસ ભૂગોળ વગેરે બધા પાઠોમાં પણ ભાષાની શુદ્ધતા ઉપર ધ્યાન આપવું જરૂરી છે. ભાષા એક એવું સાધન છે કે જેનાથી વ્યક્તિ પોતાનો ભાવ પ્રદર્શિત કરી શકે છે. આ સાધનના અભાવમાં વિષય જ્ઞાન રાખનાર વિદ્યાર્થી જવાબ આપવામાં સમર્થ થાય છે. આ સાધનના આધાર ઉપર દરેક વિષયનાં પુસ્તકોની રચના થઈ શકે છે. લગભગ આ તો બધાનો અનુભવ છે કે ભાષા-શક્તિના આધાર ઉપર સાધારણ વાતનું પણ કેવી રીતે વર્ણન કરી શકાય? મોઢાથી જબરજસ્તી વાહ વાહ! નીકળી પડે છે. ભાષાની શુદ્ધિમાં ફક્ત વ્યાકરણની શુદ્ધતા ઉપર ધ્યાન આપવું યોગ્ય નથી. એ પણ ધ્યાન આપવું જોઈએ કે બાળક ખાસ કરીને એક ભાષાનો પ્રયોગ કરે છે કે નહિ. હિન્દી અને અંગ્રેજીમાં ખીચડી ભાષાનો પ્રયોગ અથવા ફારસી શબ્દોનો પ્રયોગ કરવો ઉચિત નથી. આવી અવ્યવસ્થા લગભગ હિન્દીભાષી વિદ્યાર્થીઓમાં વધારે જોવામાં આવે છે કારણ કે હજુ સર્વમાન્ય રૂપથી નક્કી કરવામાં નથી આવ્યું કે ફારસી અને ઉર્દુના કયા શબ્દો સ્વીકારી શકાય. બીજુ અંગ્રેજી ભાષાની હજુ સુધી એટલી પ્રધાનતા રહી છે કે આપણે એક બે શબ્દો અંગ્રેજીના મૂક્યા વગર પોતાનો ભાવ પ્રદર્શિત કરી શકતા નથી. મારો કહેવાનો ઉદ્દેશ એ નથી કે અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરવો તે પાપ છે. મારો અભિપ્રાય એટલો જ છે કે બાળકોમાં ભાષા સહિતના વિકાસ માટે યથાસંભવ એક સર્વમાન્ય શબ્દાવલિ ઉપર આધારીત રહેવું જોઈએ. જો આપણે આ વસ્તુ ઉપર પહેલાંથી જ ધ્યાન આપીએ તો આજના નવયુવકોમાં ખીચડી ભાષાનો પ્રયોગ સહેલાઈથી દૂર કરી શકાશે.

જવાબ આપવાની ઉચિતતા ઉપર ધ્યાન આપવાનો અર્થ આ છે કે વિદ્યાર્થી ભદ્દા શબ્દોનો ઉપયોગ ન કરે. થોડા એવા શબ્દો હોવા જોઈએ કે જેનો પ્રયોગ ઘરેલૂ વાતાવરણમા અને ખાસ મિત્રોમાં થવો જોઈએ. સભ્ય સમાજમાં આનો પ્રયોગ બહુ ખરાબ લાગે છે. દા. ત. આ કહેવું કે સાહેબે આજે ખૂબ લાડુ અને પૂરી ઠૂંસી. અહિં 'ઠૂંસી' શબ્દનો પ્રયોગ બિભત્સ છે. ખાધુનો પ્રયોગ ઠીક છે. આવા કેટલાય દાખલાઓ આપી શકાય છે કારણ કે ઉચિત ઉત્તરનો સંબંધ બાળકોની માનસિક અવસ્થાથી છે. તેઓથી

તેઓની અવસ્થાનુસાર એક પ્રશ્નનો ઉત્તર ટૂંકમાં અને વિસ્તારપૂર્વક લઈ શકાય છે. દા. ત. અકબરના શાસન પ્રબંધના પ્રશ્નમાં પાંચમા અને દશમા ધોરણના વિદ્યાર્થીઓના ઉત્તરમાં ઘણી ભિન્નતા હશે.

પ્રાસંગિક ઉત્તરનો અર્થ એ છે કે જેટલુ પૂછીએ તેટલો જ ઉત્તર આપી શકાય. ક્યારેક ક્યારેક વિદ્યાર્થી પ્રશ્નનો અર્થ ઠીક નથી સમજતા અને જેટલો આવડે છે તેટલો દેખાડવાની ઈચ્છાથી વાતો કહે છે. અને લખે છે એટલે બાળકોને આપણે સ્પષ્ટ શબ્દોમાં કહી દેવું જોઈએ કે ઉત્તર આપવા પહેલાં તે પ્રશ્નની માગણી સારી રીતે સમજી લે અને બધા જ્ઞાનને પ્રદર્શિત કરવાનો લોભ ન કરે.

પ્રશ્નોનો ઉત્તર સંગત જોઈએ. દા. ત. તમારી પાસે કેટલી ભેંસો છે? એનો ઉત્તર 'મારી પાસે ચાર બકરીઓ છે' આવો અસંગત છે. કારણ કે પ્રશ્ન ભેંસની સંખ્યા માગે છે નહિ કે બકરીની.

સાર્થક ઉત્તર આપવાનો અર્થ છે કે એમાં નિર્થક વાતો ન હોય અને કહેવાનું તાત્પર્ય અને પ્રશ્નનો ઉદ્દેશ પૂર્ણ હોય., દા. ત. મહાત્મા બુદ્ધ કોણ હતા? આ પ્રશ્નનો ઉત્તર 'શુદ્ધોદનના પુત્ર' ઠીક નથી. કારણ કે શુદ્ધોદનના પુત્ર તો રાજકુમાર સિદ્ધાર્થ હતા. નહિ કે ગૌતમબુદ્ધ. ગૌતમબુદ્ધથી બૌદ્ધ ધર્મના સ્થાપક મહાત્મા બુદ્ધનો સંકેત હોવો જોઈએ.

આવશ્યક ઉત્તરનું તાત્પર્ય એ છે કે એમાં વ્યર્થ શબ્દાડંબર ન હોય. કેટલીય વખતે છોકરાઓ પરીક્ષામા કેટલાય ઉત્તર પુસ્તકો'ગી આપે છે. પણ તેઓને અંક બહુ ઓછા મળે છે. આ એક ભ્રાન્તિ ફેલાયેલી છે કે વધારે પાના ભરવાથી વધારે અંક મળે છે. દા. ત. મહારાણા પ્રતાપ કોણ હતા? આ પ્રશ્નના ઉત્તરમાં રાજપૂત કુલકમલ દિવાકર, ભારતગૌરવ, પ્રાત: સ્મરણીય, દેશભક્ત અને સ્વતંત્રતા દેવીના પૂજારી શ્રીમાન મહારાણા પ્રતાપને કોણ જાણતુ નથી? તે રાણા સાંગાના પુત્ર હતા. આ ઉત્તરમા વિશેષણોનુ શબ્દજાળ ઘણુ જ ખોટુ અને અનાવશ્યક છે.

### ૩. ખોટા ઉત્તરોને કેવી રીતે શુદ્ધ કરી શકાય

ઉપર આપણે કહી ચૂક્યા છીએ કે ખોટા ઉત્તર આપનાર વિદ્યાર્થીને ડાંટવો અને ફટકારવો એ અમનોવૈજ્ઞાનિક છે. આમ કરવાથી બાળક ઉત્સાહહીન થઈ જાય છે. અને સાચો ઉત્તર આપવામા ભૂલ થવાથી ખીકને કારણે ગભરાય છે. ઉત્તરમાં બે પ્રકારની ભૂલો હોય છે. (૧) ભાષા (૨) તથ્ય

બાળકો ભૂલ કરે ત્યારે તેજ વખતે શુદ્ધ શબ્દ તરફ તેઓનું ધ્યાન આકર્ષિત કરવાનું છે. જો કોઈપણ વાક્ય શુદ્ધ કરવા માટે કાળા પાટિયા ઉપર લખવાની જરૂર હોય તો તેને વધારે વખત ન રાખવું જોઈએ. ભૂલ વધારે વાર સામે રાખવાથી એનો ખોટો પ્રભાવ પડે છે. દા. ત વ્યાકરણ અને ભાષા સંબંધી ભૂલો તરત જ સુધારવાની આવશ્યકતા છે. ભૂલો સુધારવા માટે પહેલા બીજા બાળકોથી જ કરવું જોઈએ. આખો વર્ગ અસફળ હોય ત્યારે જ શિક્ષકની સહાયતા અપેક્ષિત છે. આનો અર્થ એ નથી કે તમે બતાવો, તમે બતાવો એ પ્રકારની પ્રશ્નની ઝડી વરસાવીને દરેક વિદ્યાર્થીને પૂછીએ પહેલાં ત્રણ બાળકોથી પૂછવું જોઈએ. અને જો ત્રણ બાળકો જવાબ ન આપે તો કહેવું જોઈએ કે કોણ બતાવી શકે છે? આવી રીતે કહેવાથી આખા વર્ગને પૂછવાનો અભિપ્રાય જાણી શકાય છે. ટ્રેઈનીંગ કોલેજના વિદ્યાર્થીઓને આ પ્રશ્ન ઘણો જ હેરાન કરે છે, કે બાળકોની ભૂલોની સુધારણા ક્યારે કરવી જોઈએ. આ સંબંધમા કોઈ પણ જોરદાર નિયમ બનાવવો ઉચિત નથી. જલદીથી જલદી ભૂલો સુધારવી વધારે મનોવૈજ્ઞાનિક છે અને બાળક સારી રીતે શીખે છે. પણ આ નિયમમાં છૂટ પણ આપી શકાય છે. દા. ત. જો બાળકનું સ્વવાચન બહુ સારુ હોય તો વચ્ચે એકાદ વખત ભૂલ કાઢીને એના વાચનમાં વિઘ્ન કરવું એ ઠીક નથી. વાચન સમાપ્ત થાય ત્યારે એને કહેવું ઉચિત છે. પણ આવા દાખલાઓ બહુ ઓછા હોય છે. ભાષા, ભૂગોળ, ઈતિહાસ, ગણિત તથા વિજ્ઞાનના પાઠોમાં ભૂલો સુધાની તેજ વખતે આવશ્યક છે, કારણ કે ભૂલો સુધારવાની સમસ્યા એવી છે કે એ વિષયમા શિક્ષક પોતેજ નિર્ણય કરી શકે છે. પરિસ્થિતિ અનુસાર આ ભૂલોને તરત જ અથવા બાદમાં સુધારવાની સ્વતંત્રતા શિક્ષકની છે. પણ આટલુ ધ્યાનમાં રાખવાનુ છે કે કોઈપણ ભૂલની અવહેલના ન થાય. બાળકો આગળ ખોટા દાખલાઓ ન આવે. આ માટે શિક્ષણશાસ્ત્રીઓ એમ કહે છે કે પહેલાં સાચો ઉત્તર આપી શકે એવા બાળકોને જ પ્રશ્નો પૂછવા જોઈએ અને એની આવૃત્તિ કમજોર બાળકો પાસે કરાવી લેવી જોઈએ. પણ આ સિદ્ધાન્ત સારો કહી શકાતો નથી, કારણ કે આનાથી થોડાં બાળકોમા માનસિક ઉદાસીનતા અને આળસ આવી જશે અને પોતાનુ કામ બીજાના ઉત્તરની આવૃત્તિ કરવામાં સીમિત રાખશે. કેટલાય શિક્ષકોમા બાળકોનો ઉત્તર દોહરાવવાની આદત પડી જાય છે પણ આ નિન્દનીય છે કારણ કે આનાથી સમય નષ્ટ થાય છે અને બાળકોમાં ધ્યાનપૂર્વક સાંભળવાની આદત પડતી નથી. તે વિચારે છે કે સાહેબ તો હજુ એક

વખત બોલાવવાનો છે. આપણે આ માનીએ છીએ કે બાળકોના ઉત્તરને બીજી વખત કહેવો શિક્ષક માટે ક્યારેક ક્યારેક આવશ્યક હોય છે.

શિક્ષકે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે પ્રશ્નની માફક જવાબ કઢાવવામાં પણ જોર આપે. જેનાથી વર્ગના બધા બાળકો એને સારી રીતે સાંભળી શકે. કેટલાય છાત્રોમાં બહુ ધીમેથી બોલવાની આદત હોય છે. કેટલાય જોરથી બોલે છે કે જેનાથી ઉદ્દણ્ડતા દેખાય છે. ઝડપથી બોલનાર છાત્રોને મનોવૈજ્ઞાનિક રીતે ઉત્સાહિત કરવા જોઈએ. ઘરડો થઈ ગયો છે? આજે ખાધુ નથી? આવા શબ્દો કહીને બાળકોને લજ્જિત કરવા ઉચિત નથી, મીઠા અને ગંભીર સ્વરમાં તેઓએ બોલતાં શીખવું એ આવશ્યક છે અને શિક્ષકે પણ તેવો જ વ્યવહાર કરવો જોઈએ.

બાળકો સારો ઉત્તર આપે ત્યારે એની પ્રશંસાનો સંકેત કરવો મનોવૈજ્ઞાનિક છે. પણ 'શાબાસ, સારુ, ઘણુ જ સરસ' આવા શબ્દો વારંવાર કહેવા એ ઉચિત નથી. કેટલાય શિક્ષકોને તો આવા શબ્દપ્રયોગ કરવાની એટલી આદત પડી જાય છે કે જેથી બાળકો તેઓને ઉપનામ આપી દે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે શિક્ષકે ખૂબ વિચારથી અને કાળજીપૂર્વક વર્તવું જોઈએ.

ક્યારેક ઉત્તર કઢાવવામાં શિક્ષકને ઘણી મુશ્કેલીઓ આવે છે. કારણ કે બાળકો એના પ્રશ્નોના ઉત્તર ઠીક નથી આપી શકતા. ટ્રેઈનીંગ કોલેજ છાત્રાધ્યાપકો તો આમાં ઘણી મોટી અસફળતા મેળવે છે. અને નિરુત્સાહી થઈને પોતાનો આખો પાઠ બગાડી દે છે. પ્રશ્નનો ઉત્તર બરાબર ન આવે તો શિક્ષકે પોતાના પ્રશ્ન ઉપર વિચાર કરવો જોઈએ. કારણ કે ક્યારેક પ્રશ્ન એવી વિષમ સ્થિતિમાં હોય છે કે જેનો ઉત્તર આપવામાં ઘણી મુશ્કેલી ઊભી થાય છે. આવી પરિસ્થિતિમા પ્રશ્નનુ વિશ્લેષણ કરીને કેટલાય ભાગમાં તેને વહેચી દેવો જોઈએ. જવાબ આપતી વખતે બાળકોને મદદ આપવાની જરૂર પડે તો આપવી જોઈએ. આનાથી ઘણો લાભ થાય છે. બાળક ઉત્તર આપવામાં સફળતાનો અનુભવ કરે છે.

કેટલાય શિક્ષણશાસ્ત્રીઓના મતાનુસાર ક્યારેક બાળકોને પણ પ્રશ્ન પૂછવાનો સમય આપવો જોઈએ. જે પાઠ ભણાવવામાં આવે, તેની કઠિનાઈ સમજવા માટે બાળકોને પ્રશ્ન પૂછવાની પૂર્ણ સ્વતંત્રતા જોઈએ. જો આપણે આના ઉપર વિચાર ન કરીએ તો બધા બાળકોનુ ધ્યાન પાઠનાં આવશ્યક અંગો ઉપર નહિ જાય. શિક્ષક માટે ઉચિત છે કે બાળકોના

પ્રશ્નોનો આદર્શ રીતે ઉત્તર આપવાની કળા પણ શીખી શકે. અને બાળક પોતાની ભાષા સંગઠિત અને સારી બનાવી શકે. બાળકોને ક્યારેક વિષયાન્તરિત પ્રશ્નો પૂછવાની છૂટ આપવી મૂર્ખતાનું દ્યોતક છે. આજકાલ એવી પણ હવા ચાલી રહી છે કે કેટલાય છાત્રો શિક્ષકોની મજાક કરવાની ચિન્તામાં જ હોય છે. આવી સ્વતંત્રતા મળવાથી તે મનગઢત પ્રશ્નો પૂછે છે. અને તે શિક્ષકની શક્તિથી બહારના હોય છે. કારણ કે દરેક માણસ સર્વજ્ઞ હોતો નથી. ભલે શિક્ષક "મને આવડતુ નથી" એમ કહીને પોતાનું રક્ષણ કરી લે, પરંતુ શિક્ષકની અલ્પજ્ઞતાનો આભાસ બાળકોને મળી જાય છે. પરિણામ-સ્વરૂપ અજ્ઞાત મન શિક્ષકનો આદર કરતુ નથી. કારણ કે તે પોતાની ઇચ્છાની પૂર્તિ વ્યક્તિની અજ્ઞાન અવસ્થામાં કરી લે છે. શિક્ષક કેટલીય સારી વાતો કહેવાની ઇચ્છા કરે છે, પણ વિદ્યાર્થીઓ તેની ઉપેક્ષા કરે છે. આવી રીતે છાત્રોનું અડધું અસ્તિત્વ નષ્ટ થઈ જાય છે. એટલે બાળકોને વિષયાન્તરિત પ્રશ્નો પૂછવાની છૂટ આપવી જોઈએ નહિ.

*

## [ ૯ ]

## શિક્ષણનાં થોડાં બીજાં ઉપકરણો

### ૧. શિક્ષકદ્વારા વ્યાખ્યાન

પ્રશ્ન કર્યા ઉપરાંત કયારેક ક્યારેક શિક્ષકને પોતાનુ વ્યાખ્યાન શક્તિ અનુસાર બાળકોને સમજાવવું પડે છે. એટલે હવે વ્યાખ્યાનના પ્રકાર તથા એના અપેક્ષિત ગુણોનો ઉલ્લેખ કરવો આવશ્યક દેખાય છે. શિક્ષકને વિષયનુ પૂર્ણ જ્ઞાન હોવું જરૂરી છે. બધા દૃષ્ટિકોણથી એણે પોતાના વિષય ઉપર પૂર્ણ પાણ્ડિત્ય મેળવવું જોઈએ. એમાં બાળકો પ્રતિ સહાનુભૂતિ હોવી આવશ્યક છે. આના વગર તેમની મુશ્કેલીઓ સમજી શકાશે નહિ. વ્યાખ્યાનના આવેશમાં શિક્ષક એ ન ભૂલવું જોઈએ કે બાળકોને વ્યાખ્યાન વિશેષ સારાં લાગતાં નથી તેમને તો પોતાની ક્રિયાશીલતામાં જ આનંદ આવે છે. ઊંચા ધોરણમાં પ્રશ્નોત્તરપ્રણાલીમાં વિદ્યાર્થીને જેટલો આનંદ આવે છે તેટલો શિક્ષકની વાણીમાં નહિ એટલે શિક્ષકે પોતાના વ્યાખ્યાનનો પ્રયોગ મનોવૈજ્ઞાનિક રીતે ઉચિત ઢંગથી કરવો જોઈએ. શિક્ષકે પોતાની વાણીમાં

ભાવાનુસાર આવશ્યક ઉતાર–ચઢાણ લાવવાં આવશ્યક છે. આના વગર તેનો પ્રભાવ બહુ ઓછો પડે છે. આવી પરિસ્થિતિમાં વર્ગના વિદ્યાર્થીઓ ઊંઘતા દેખાય છે. મુદ્રા અને અંગસંચાલનથી વ્યાખ્યાની નીરસતા ઓછી થઈ જાય છે, કથનને વધારે ઉપદેશાત્મક બનાવવું ઠીક નથી. કથનનું વધારે વૈજ્ઞાનિક અને શારીરિક હોવું પણ રુચિકર નથી. કથન વખતે બાળકના સીમિત જ્ઞાન ઉપર ધ્યાન રાખવું જોઈએ.

કથનને રોચક બનાવવા માટે એ આવશ્યક છે કે શિક્ષકને પોતાના વિષય સિવાય કોઈપણ બીજા રુચિકર વિષયોનું જ્ઞાન હોય. જેનાથી પ્રસંગાનુસાર વિષયાન્તરમાં પ્રસ્તુત વિષયનો અન્ય વિષયોથી સંબંધ બતાવીને સંકેત કરી શકે. જો ભૂગોળ, ઈતિહાસ અને સાહિત્ય ભણાવતી વખતે ચિત્રકળા, સંગીત, વૈજ્ઞાનિક આવિષ્કાર અને રાજનૈતિક વિષયો ઉપર પ્રસંગાનુસાર થોડા સંકેતો આપી શકાય તો માનો સોનામાં સુગંધ આવી જાય છે. આનાથી વિદ્યાર્થીઓમાં શિક્ષક માટે પ્રેમ અને શ્રદ્ધાના ભાવનો વધારો થાય છે. અને એની વાત ધ્યાનપૂર્વક સાંભળે છે. પણ આનું તાત્પર્ય આ નથી કે પાઠ્ય વિષય છોડીને આ બધા વિષયો ઉપર વ્યાખ્યાન આપી શકાય. શિક્ષકે પોતાની પ્રશંસા ન કરવી જોઈએ. કેટલાક શિક્ષકો જ્યારે પણ અવસર મળે ત્યારે પોતાની જ વાત કરે છે. આનો બાળકો ઉપર બહુ ખોટો પ્રભાવ પડે છે તેમની આલોચનાશક્તિ ઘણી તેજ હોય છે. તેઓ આવા શિક્ષકોની ધાક માનતા નથી. તેઓની વિદ્વત્તા ઉપર પણ તેઓનો વિશ્વાસ નથી રહેતો. જે વિષયોનો શિક્ષકને પરિચય ન હોય તે વિષય ઉપર તેનું ન બોલવું જ સારું છે

પોતાના કથનમા જો શિક્ષક તુલનાનો આધાર માને તો તે વિષયને બાળક માટે સરળતાથી બોધગમ્ય બનાવી શકે છે તુલના, વિરોધ અને સમાનતા એ ભાવો બતાવીને કરી શકાય છે ભૂગોળના પાઠમા જાપાન અને બ્રિટિશ દ્વિપ સમૂહની, ઈતિહાસમા અશોક અને અકબરની અને સાહિત્યમા પ્રેમાનંદ અને દયાનંદ આદિની તુલના વધારે રોચક બનાવે છે. જે વસ્તુ આપણે જાણીએ છીએ તેનાથી તુલના કરીને અજ્ઞાનને સમજવું ભારે નથી. કારણ કે આનાથી ભાવો, ઉપચારો અને પરિસ્થિતિઓનુ એવું સાહચર્ય થઈ જાય છે કે જેથી માનસિક ક્રિયામાં ઘણી સહાયતા મળે છે. આ પ્રકારની મદદથી વિદ્યાર્થી નવા જ્ઞાનને પોતાના મનમા સરળતાથી બેસાડી લે છે. અને નવા વિષયમાં ઠીક ઠીક અનુમાન લગાડવામાં તે સફળ થાય છે

વિરોધાત્મક ભાવો ઉપસ્થિત કરવાથી પણ આવશ્યક વાતો સમજવામાં ઘણી મદદ મળે છે. સાહિત્યમાં ક્લિષ્ટ શબ્દોને તેઓના વિરોધી શબ્દોથી વિદ્યાર્થીઓને સરળતાથી સમજાવી શકાય છે. જેવી રીતે 'અનુપમ'નો અર્થ કાઢવા માટે આપણે પૂછી શકીએ છીએ કે "ભદ્દા"નો વિરોધી શબ્દ કયો છે? અને આવી રીતે ક્લિષ્ટ શબ્દોનો અર્થ સરળતાથી સમજી શકાય છે. પણ આવી વ્યાખ્યામાં શિક્ષકે એ ધ્યાનમાં રાખવાનું છે કે જે શબ્દ બતાવવામાં આવે તે શબ્દ બનાવેલા શબ્દનો પર્યાયવાચી જ ન હોવો જોઈએ પરંતુ સમાનાર્થક પણ હોવો જોઈએ. જો આ સંભવિત બને તો ભારે શબ્દોની વ્યાખ્યા પરિભાષાથી પણ કરી શકાય છે. કયારે ક્યારે આ વિધિમાં વધારે સુવિધા હોય છે. વ્યાખ્યાન વખતે શબ્દોનો વિગ્રહ કરવો પણ જરૂરી થઈ પડે છે. ભાવ સ્પષ્ટ કરવા માટે ઉપયુક્ત વસ્તુ, અથવા ચિત્ર પ્રદર્શનમાં કોઈ હાનિ નથી. ક્રિયા બાજુ સંકેત કરનારા શબ્દોનું સ્પષ્ટીકરણ ઉચિત અભિનયદ્વારા કરવું ઉચિત છે. ઊંચા વર્ગોમાં શબ્દોની ઉત્પત્તિ બાજુ પણ વિદ્યાર્થીનું ધ્યાન કેન્દ્રિત કરવું ઉચિત છે.

કોઈપણ પરિચ્છેદની વ્યાખ્યામાં શિક્ષકે સૌથી પ્રથમ અઘરા શબ્દો ઉપર ધ્યાન આપવું જોઈએ. એના પછી આખા પરિચ્છેદનો ભાવ બાળકોથી સ્પષ્ટ શબ્દોમાં કહેવરાવવો જોઈએ અને આમાં પણ અસફળતા મળે તો શિક્ષક પોતે જ વ્યાખ્યા આપે. શિક્ષકે ધ્યાનમાં રાખવું જોઈએ કે એની વ્યાખ્યા લાંબી ન હોય અને સરળ શબ્દોની વ્યાખ્યામાં સમય પણ ન બગડે. ચતુર શિક્ષક વ્યાખ્યામાં પણ બાળકોને સમય સમય ઉપર પ્રશ્ન પૂછે છે.

ભૂગોળ અને ઇતિહાસના પાઠમાં વર્ણનનું સ્થાન ઘણું જ મહત્ત્વપૂર્ણ છે. વર્ણનમાં શિક્ષકે ઘણી જ સતર્કતાથી કામ લેવું જોઈએ. વચમાં વચમાં બાળકોને વ્યક્તિગત અનુભવથી સંબંધિત થોડાક પ્રશ્નો પૂછવા ઘણા જ આવશ્યક છે. પાઠ ગમે તેટલો કઠિન કેમ ન હોય, પણ ગમે તે રીતે એમાં બાળકોના પોતાના અનુભવોનો સંકેત કરી શકાય છે. આ વાત વિજ્ઞાન, ગણિત, અને નાગરીક શાસ્ત્ર વગેરે બધા વિષયોમાં લાગુ થઈ શકે છે. શિક્ષકે એ ધ્યાનમાં રાખવાનું છે કે વર્ણન બહુ લાંબું ન હોય. વર્ણનના આખા કથાનકને નાના નાના ભાગોમાં વહેંચવું જોઈએ. અને દરેક ભાગને અંતે બાળકોને થોડા પ્રશ્નો પૂછવા જરૂરી છે. આનાથી તેઓમાં ક્રિયાશીલતા આવી જાય છે. અને આપણને ખબર પડે છે કે તે અધ્યયનને કયાં સુધી સમજી રહ્યા છે. ભૂગોળ અને ઇતિહાસના શિક્ષણમાં ખાસ કરીને આ વિધિઓનું અનુસરણ કરી શકાય છે. વર્ણન કરતી વખતે યથાસ્થાન ચાર્ટ, ચિત્ર, માનચિત્ર અને શ્યામ પટના પ્રયો-

ગની આવશ્યકતા હોય છે આ બધાના ઉપયોગી વર્ણનમા સરસતા આવી જાય છે કારણ કે હમેશા વર્ણન જ ગમમાણ સિદ્ધ નથી થઈ શકતુ

## ૨. પ્રદર્શન સામગ્રી

ચાર્ટ્સ, માનચિત્ર, અને ચિત્રો જે બતાવવામા આવે તે રુચિકર હોવા જોઈએ નાના બાળકોના વર્ગમા તો આ ઉપર વધારે ધ્યાન આપવુ જોઈએ કારણ કે બાળકોને તડક ભડકથી વધારે રુચિ હોય છે સૂક્ષ્મને તે સરળતાથી સમજી શકતા નથી એટલે તેઓની આગળ યથાસભવ સ્થૂળ મૂકવુ વધારે મનોવૈજ્ઞાનિક છે પરતુ પ્રદર્શનસામગ્રી એટલી આકર્ષક ન હોવી જોઈએ કે મુખ્ય વિષય ગૌણ બની જાય આનાથી સાધનનુ મહત્ત્વ સાધ્યથી વધારે થઈ જાય છે કેટલાય નવા નવા શિક્ષકો પ્રદર્શનસામગ્રી એટલી વધારે લઈ જાય છે કે કેટલાય માણસો દ્વારા ઉપાડી શકાય છે પરિણામે તેનો પાઠ મારીનો એવ બની જાય છે એમને શિક્ષકને ધ્યાનમા રાખવાનુ છે કે પ્રદર્શનની વસ્તુ એટલી ઊંચી જોઈએ કે બધા વિદ્યાર્થીઓ તેને એક જ જગાએથી જોઈ શકે જો તે બતાવવા માટે શિક્ષકને એક જગાએથી બીજી જગાએ જવુ પડે તો વિનય વ્યવસ્થામા ગરબડ થશે અને સમય પણ નષ્ટ થશે દરેક બાળક આગળ જઈને બતાવવામા બધાને સમાન અવસર નથી મળતો એટલે તેઓમા કઈક અપ્રસન્નતા અને ઉદાસીનતા આવે છે તે સમજે છે કે સાહેબની સહાનુભૂતિ અમારી તરફ ઓછી છે

પ્રદર્શનવસ્તુ પાઠઅનુસાર હોવી ઘણી જ જરૂરની છે પહાડી દૃશ્ય–સમજાવવા માટે અનેક પહાડના ચિત્રો બતાવવા યુક્તિસગત નથી એક જ મોટુ ચિત્ર બસ છે પ્રદર્શનની વસ્તુને બતાવીને આખોથી અલગ કરી પણ ઠીક નથી વાછિત પ્રભાવ માટે તેને ઘણા સમય સુધી બાળકો આગળ મૂકવી આવશ્યક છે કેટલાય શિક્ષણશાસ્ત્રીઓના મતાનુસાર પ્રદર્શનવસ્તુ દૃષ્ટિથી અલગ કરી દેવી જોઈએ કારણ કે બાળક પાઠ ઉપર ધ્યાન આપતા નથી અને તેને જ જુએ છે કોઈપણ પ્રદર્શનની વસ્તુ બાળકોને કેટલીવાર બતાવવી તેનો નિર્ણય શિક્ષક જ કરી શકે છે પ્રસગાનુસાર તે જ આ વાતને સમજી શકે છે હવે આ તો માનવુ જ પડશે કે પ્રદર્શન વસ્તુને થોડીવાર બતાવીને ઢાકી દેવી બહુ ખરાબ છે આના કરતા તો ન બતાવવી એ સારુ છે

## ૩. શ્યામપટનો પ્રયોગ

અધ્યાપનમા શ્યામપટનો પ્રયોગ ઘણો મહત્ત્વપૂર્ણ છે ધ્યાનમા રાખવાનુ છે કે તે પોતાની કળાપ્રદર્શનની ભાવનામા ન રગાઈ જાય આમા સમય

પણ વધારે લાગશે અને અનાવશ્યક ચિત્ર પણ ખેંચાશે. દા. ત. ઘોડો, ગાય, બકરી, ગધેડો વગેરેનાં ચિત્રો શ્યામપટ ઉપર બનાવીને બતાવવાં વ્યર્થ છે. કારણ કે આ ચિત્રો બધા વિદ્યાર્થીઓ જાણે છે. ઇતિહાસ, ભૂગોળ અને ભૂમિતિના શિક્ષણમાં શ્યામપટનો વધારે પ્રયોગ કરવો જોઈએ. માનચિત્ર, યુદ્ધ સ્થળોની તસવીરો, પ્રાકૃતિક તથા ઔદ્યોગિક ધંધા સંબંધીની તસવીરો, ભૂમિતિનાં રેખાચિત્રો, વિજ્ઞાનનાં પ્રયોગચિત્રો, શ્યામપટ ઉપર ખેંચીને બતાવવામાં શિક્ષક સમર્થ હોવો જોઈએ. આ ચિત્રો શુદ્ધ અને સ્પષ્ટ ખેંચવામાં જો આવશ્યક હોય તો માપયંત્ર તથા બીજાં સાધનોનો આધાર લેવો ઠીક છે. વર્તમાન શિક્ષણપ્રણાલીમાં શ્યામ-પટના પ્રયોગ પર ઘણું ધ્યાન આપવામાં આવે છે. સફળતાપૂર્વક આનો પ્રયોગ કરનાર શિક્ષક ઘણો મહત્ત્વપૂર્ણ ગણાય છે.

## શ્યામપટ સંબંધી બીજું ધ્યાન

શ્યામપટ ઉપર લખતી વખતે શિક્ષકે એવી જગાએ ઊભા રહેવું જોઈએ કે બાળક લખેલી વાત સારી રીતે વાંચી શકે. કેટલાય શિક્ષકો તો શ્યામપટ એવી રીતે ઘેરી લે છે કે જેથી છોકરાઓને ઘણી અસુવિધા થાય છે. ક્યારે ક્યારે તો તે શ્યામપટની પાસેથી શિક્ષકને દૂર ખસેડવા માટે પ્રાર્થના કરે છે. શ્યામપટ ઘણું ઊંચું હોય અથવા નીચું હોય તો એના ઉપર લખવામાં શિક્ષકને ઘણી અસુવિધા થાય છે એટલે જ્યાં સુધી એનો હાથ સરળતાથી પહોંચે ત્યાં સુધી તે લખે. પગ ઊંચો કરીને શરીર તોડીને અથવા પગ ફેલાવીને લખવું ઘણું ખરાબ લાગે છે. શિક્ષકની આવી મુદ્રા જોઈને બાળકો મનમાં ને મનમાં નારાજ થાય છે. શ્યામપટ ઉપર લખતાં લખતાં વચ્ચે બાળકના લેખનનું નિરીક્ષણ કરી લેવું પણ જરૂરનું છે. જ્યારે ત્યારે શ્યામપટ ઉપર લખવું સારું નથી. અધ્યાપન પ્રારંભ થતા પહેલાં શ્યામપટ સાફ કરીને જવું જોઈએ. આનાથી આમ અધ્યાપકને ઘણી સફળતા મળે છે અને બાળકોને પણ શિક્ષા મળે છે કે વાતાવ-રણને ખરાબ કરીને ક્યારે પણ ન જવું જોઈએ. માનચિત્ર વગેરે બનાવવાનો અભ્યાસ ન હોય તો એને શ્યામપટ પર અશુદ્ધ રીતે બનાવવું એ સારું નથી. જ્યારે આવશ્યકતા હોય ત્યારે શ્યામપટ ઉપર લખવું ઉચિત છે. ક્યારે શું શું લખવાનું છે તે વિવેકથી શિક્ષકે સમજી લેવું જોઈએ. ભૂગોળ, ઇતિહાસ, ભૂમિતી અને વિજ્ઞાનના પાઠમાં ક્યારે ક્યારે રંગીન ચૉક ન હોય તો સફેદ ચૉક પણ ચાલે. સફેદ ચૉકના અક્ષરો ચમકદાર હોય છે અને બાળકોની આંખ ઉપર વધારે જોર પડતું નથી.

### ૪. પાઠ્યપુસ્તક

પહેલા ધોરણનું ભણતર ખાસ કરીને પાઠ્ય પુસ્તકના આધાર ઉપર જ અવલંબિત હોય છે. પુસ્તકમાં જે લખેલું હોય તેના આધાર ઉપર કામ કરવું અથવા તેને યાદ કરીને સમજાવી દેવું. બાળકોની યોગ્યતાની પરાકાષ્ઠા સમજાય છે. આ પ્રણાલીના પરિણામસ્વરૂપ સ્મરણશક્તિ ઉપર વધારે ધ્યાન આપીને બીજી માનસિક શક્તિઓની ક્રિયાની અવહેલના થતી હતી. આનો વિરોધ થયો. પાઠ્યપુસ્તકોના આધારે ભણાવવું નિન્દનીય સમજવામાં આવ્યું. પરિણામ-સ્વરૂપ પાઠ્ય-પુસ્તકોનુ સ્થાન શિક્ષકનાં વ્યાખ્યાનો અને લખેલા સંકેતોએ લઈ લીધુ. ખાસ કરીને આનું પણ સારું ફળ ન મળ્યું. મૌખીક શિક્ષણ વધારે મહત્ત્વપૂર્ણ ગણવામાં આવ્યુ. આ સ્થિતિનું ચિત્ર 'રેમાન્ટે' આ શબ્દોમાં સારું દોર્યું છે. "વ્યંગમાં લોકો કહે છે કે વિદ્યાર્થીનું સ્થાન હવે શિક્ષકોએ ગ્રહણ કર્યું છે. પહેલાં વિદ્યાર્થી વાંચતા, યાદ કરતા અને સંભળાવતા હતા. હવે તો આ કામ શિક્ષકોનું થઈ ગયુ છે." વાસ્તવિક રીતે આપણે પાઠ્ય-પુસ્તકની ઉપેક્ષા કરી શકતા નથી. જો પાઠ્ય-પુસ્તક સારુ હોય તો શિક્ષકના હાથમાં એક મોટું હથિયાર છે. આનાથી એનો સમય અને શક્તિ બન્નેનો બચાવ થાય છે. અને શિક્ષકની ગેરહાજરીમાં બાળકો માટે અમુક હદ સુધી શિક્ષકનુ કામ કરી શકે છે. સ્પષ્ટ છે કે પાઠ્ય-પુસ્તકની આવશ્યકતા સંદેહાત્મક નથી. પાઠ્ય-પુસ્તકની મદદ વગર બાળકોને ઠોસ જ્ઞાન આપવું અત્યન્ત કઠિન છે. ફક્ત એકવાર સાંભળવાથી અને કહેવાથી નવું જ્ઞાન પાકું થતુ નથી. એને માટે સમયે સમયે પુનરાવર્તનની જરૂર હોય છે. પાઠ્ય-પુસ્તક હોય તો બાળક માટે આ બધુ કઠિન નથી. હવે આપણે એ જોઈએ કે પાઠ્ય-પુસ્તક કેવું હોવું જોઈએ. એના આવશ્યક ગુણો કયા કયા છે. નીચે આપણે આ પ્રશ્નો ઉપર વિચાર કરીએ છીએ. આ પ્રશ્નોના ઉત્તરની વ્યાખ્યા કરવી ઠીક નથી એટલે નીચે સૂત્ર રૂપમા આપીએ છીએ.

(૧) વર્ષ દરમ્યાન જે કામ કરવાનુ હોય તેની સ્પષ્ટ રૂપરેખા પાઠ્ય-પુસ્તકમા હોવી જરૂરી છે આનાથી શિક્ષકને શિક્ષણમા ઘણી સરળતા મળે છે. બાળકોની આવશ્યકતા અનુસાર શિક્ષણ વ્યવસ્થિત કરવું જરૂરી છે. આ વ્યવસ્થામાં પાઠ્ય-પુસ્તક સહાયક બનાવવું એ અપેક્ષિત છે પણ લકીરના ફકીરની માફક પાઠ્ય-પુસ્તકની લકીર ઉપર ચાલવું આવશ્યક નથી આ માટે પોતાના અનુભવના આધાર ઉપર પાઠ્ય-પુસ્તકમા આવશ્યક સંશોધન કરવાની ક્રિયાની શિક્ષકને પૂર્ણ સ્વતત્રતા હોવી જોઈએ. વસ્તુતઃ સફળ શિક્ષક જ આદર્શ પાઠ્ય-પુસ્તક રચી શકે છે. અને આ કાર્ય તેને જ આપવું જોઈએ.

પણ વધારે લાગશે અને અનાવશ્યક ચિત્ર પણ ખેંચાશે. દા. ત. ઘોડો, ગાય, બકરી, ગધેડો વગેરેનાં ચિત્રો શ્યામપટ ઉપર બનાવીને બતાવવાં વ્યર્થ છે. કારણ કે આ ચિત્રો બધા વિદ્યાર્થીઓ જાણે છે. ઇતિહાસ, ભૂગોળ અને ભૂમિતિના શિક્ષણમાં શ્યામપટનો વધારે પ્રયોગ કરવો જોઈએ. માનચિત્ર, યુદ્ધ સ્થળોની તસવીરો, પ્રાકૃતિક તથા ઔદ્યોગિક ધંધા સંબંધીની તસવીરો, ભૂમિતિનાં રેખાચિત્રો, વિજ્ઞાનનાં પ્રયોગચિત્રો, શ્યામપટ ઉપર ખેંચીને બતાવવામાં શિક્ષક સમર્થ હોવો જોઈએ. આ ચિત્રો શુદ્ધ અને સ્પષ્ટ ખેંચવામાં જો આવશ્યક હોય તો માપયંત્ર તથા બીજાં સાધનોનો આધાર લેવો ઠીક છે. વર્તમાન શિક્ષણપ્રણાલીમાં શ્યામ-પટના પ્રયોગ પર ઘણુ ધ્યાન આપવામા આવે છે. સફળતાપૂર્વક આનો પ્રયોગ કરનાર શિક્ષક ઘણો મહત્ત્વપૂર્ણ ગણાય છે.

## શ્યામપટ સંબંધી બીજું ધ્યાન

શ્યામપટ ઉપર લખતી વખતે શિક્ષકે એવી જગાએ ઊભા રહેવું જોઈએ કે બાળક લખેલી વાત સારી રીતે વાંચી શકે. કેટલાય શિક્ષકો તો શ્યામપટ એવી રીતે ઘેરી લે છે કે જેથી છોકરાઓને ઘણી અસુવિધા થાય છે. ક્યારે ક્યારે તો તે શ્યામપટની પાસેથી શિક્ષકને દૂર ખસેડવા માટે પ્રાર્થના કરે છે. શ્યામપટ ઘણું ઊંચું હોય અથવા નીચું હોય તો એના ઉપર લખવામા શિક્ષકને ઘણી અસુવિધા થાય છે એટલે જ્યા સુધી એનો હાથ સરળતાથી પહોંચે ત્યાં સુધી તે લખે. પગ ઊંચો કરીને શરીર તોડીને અથવા પગ ફેલાવીને લખવું ઘણુ ખરાબ લાગે છે શિક્ષકની આવી મુદ્રા જોઈને બાળકો મનમા ને મનમા નારાજ થાય છે. શ્યામપટ ઉપર લખતાં લખતાં વચ્ચે બાળકના લેખનનું નિરીક્ષણ કરી લેવું પણ જરૂરનું છે. જ્યારે ત્યારે શ્યામપટ ઉપર લખવું સારું નથી. અધ્યાપન પ્રારંભ થતા પહેલાં શ્યામપટ સાફ કરીને જવું જોઈએ. આનાથી આમ અધ્યાપકને ઘણી સફળતા મળે છે અને બાળકોને પણ શિક્ષા મળે છે કે વાતાવરણને ખરાબ કરીને ક્યારે પણ ન જવું જોઈએ. માનચિત્ર વગેરે બનાવવાનો અભ્યાસ ન હોય તો એને શ્યામપટ પર અશુદ્ધ રીતે બનાવવું એ સારુ નથી. જ્યારે આવશ્યકતા હોય ત્યારે શ્યામપટ ઉપર લખવું ઉચિત છે. ક્યારે શું શુ લખવાનુ છે તે વિવેકથી શિક્ષકે સમજી લેવું જોઈએ. ભૂગોળ, ઇતિહાસ, ભૂમિતી અને વિજ્ઞાનના પાઠમાં ક્યારે ક્યારે રંગીન ચૉક ન હોય તો સફેદ ચૉક પણ ચાલે. સફેદ ચૉકના અક્ષરો ચમકદાર હોય છે અને બાળકોની આંખ ઉપર વધારે જોર પડતુ નથી.

## ૪. પાઠ્યપુસ્તક

પહેલા ધોરણનુ ભણતર ખાસ કરીને પાઠ્ય પુસ્તકના આધાર ઉપર જ અવલંબિત હોય છે પુસ્તકમા જે લખેલુ હોય તેના આધાર ઉપર કામ કરવું અથવા તેને યાદ કરીને સમજવી હેતુ બાળકોની યોગ્યતાની પરાકાષ્ઠા સમજાય છે આ પ્રણાલીના પરિણામસ્વરૂપ સ્મરણશક્તિ ઉપર વધારે ધ્યાન આપીને બીજી માનસિક શક્તિઓની ક્રિયાની અવહેલના થતી હતી આનો વિરોધ થયો. પાઠ્યપુસ્તકોના આધારે ભણાવવુ નિન્દનીય સમજવામા આવ્યુ પરિણામ-સ્વરૂપ પાઠ્ય-પુસ્તકોનુ સ્થાન શિક્ષકના વ્યાખ્યાનો અને લખેલા સંકેતોએ લઈ લીધુ ખાસ કરીને આનુ પણ સારુ ફળ ન મળ્યુ મૌખીક શિક્ષણ વધારે મહત્ત્વપૂર્ણ ગણવામા આવ્યુ આ સ્થિતિનુ ચિત્ર 'રેમાન્ટે' આ શબ્દોમા સારુ દોર્યુ છે "આગમા લોકો કહે છે કે વિદ્યાર્થીનુ સ્થાન હવે શિક્ષકોએ ગ્રહણ કર્યુ છે પહેલા વિદ્યાર્થી વાચતા, યાદ કરતા અને સભળાવતા હતા હવે તો આ કામ શિક્ષકોનુ થઈ ગયુ છે" વાસ્તવિક રીતે આપણે પાઠ્ય-પુસ્તકની ઉપેક્ષા કરી શકતા નથી જો પાઠ્ય-પુસ્તક સારુ હોય તો શિક્ષકના હાથમા એક મોટુ હથિયાર છે આનાથી એનો સમય અને શક્તિ બન્નેનો બચાવ થાય છે અને શિક્ષકની ગેરહાજરીમા બાળકો માટે અમુક હદ સુધી શિક્ષકનુ કામ કરી શકે છે સ્પષ્ટ છે કે પાઠ્ય-પુસ્તકની આવશ્યકતા મહત્વપૂર્ણ નથી પાઠ્ય-પુસ્તકની મદદ વગર બાળકોને ઠોસ જ્ઞાન આપવું અત્યન્ત કઠિન છે ફક્ત એકવાર સાભળવાથી અને કહેવાથી નવુ જ્ઞાન પાકુ થતું નથી. એને માટે સમયે સમયે પુનરાવર્તનની જરૂર હોય છે પાઠ્ય-પુસ્તક હોય તો બાળક માટે આ બધુ કઠિન નથી હવે આપણે એ જોઈએ કે પાઠ્ય-પુસ્તક કેવુ હોવુ જોઈએ એના આવશ્યક ગુણો કયા કયા છે નીચે આપણે આ પ્રશ્નો ઉપર વિચાર કરીએ છીએ આ પ્રશ્નોના ઉત્તરની વ્યાખ્યા કરવી ઠીક નથી એટલે નીચે સૂત્ર રૂપમા આપીએ છીએ

(૧) વર્ષ દરમ્યાન જે કામ કરવાનુ હોય તેની સ્પષ્ટ રૂપરેખા પાઠ્ય-પુસ્તકમા હોવી જરૂરી છે આનાથી શિક્ષકને શિક્ષણમા ઘણી સરળતા મળે છે બાળકોની આવશ્યકતા અનુસાર શિક્ષણ વ્યવસ્થિત કરવુ જરૂરી છે આ વ્યવસ્થામા પાઠ્ય-પુસ્તક સહાયક બનાવવુ એ અપેક્ષિત છે પણ લકીરના ફકીરની માફક પાઠ્ય-પુસ્તકની લકીર ઉપર ચાલવુ આવશ્યક નથી. આ માટે પોતાના અનુભવના આધાર ઉપર પાઠ્ય-પુસ્તકમા આવશ્યક સશોધન કરવાની ક્રિયાની શિક્ષકને પૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ વસ્તુતઃ સફળ શિક્ષક જ આદર્શ પાઠ્ય-પુસ્તક રચી શકે છે અને આ કાર્ય તેને જ આપવુ જોઈએ

(૨) પાઠ્ય-પુસ્તક બાળકોની વિકાસ અવસ્થા અનુસાર હોવું જોઈએ. જો પ્રારંભિક ધોરણથી લઈને અન્તિમ ધોરણ સુધી ભણાવવામાં આવતાં પુસ્તકો એક જ ક્રમે લખવામાં આવે તો તેમાં બાળકોની વિકાસ અવસ્થા ઉપર વધારે ધ્યાન આપી શકાય છે. તેમાં શિક્ષકને શિક્ષણપદ્ધતિનું જ્ઞાન કરાવવા માટે ટિપ્પણીઓ આપવી વ્યર્થ છે.

(૩) નીચલા ધોરણોની ચોપડીઓ મોટા અક્ષરે છાપવી જોઈએ. લીટીઓ દૂર દૂર હોવી જોઈએ. ઊપલા ધોરણોની ચોપડીઓ નાના અક્ષરે છાપવી જોઈએ. પાઠ્ય-પુસ્તકમાં આને ખૂબ સમજીને સ્થાન આપવું જોઈએ. વળી નાનાં બાળકો માટે આવશ્યક ચિત્રો પણ હોવાં જોઈએ. આ આકર્ષક અને ઉપયુક્ત થવું આવશ્યક છે.

(૪) પુસ્તકનું પૂઠું અને કાગળ એવા હોવા જોઈએ કે જે જલદી ફાટી ન જાય. કારણ કે ફાટેલી ચોપડીને બાળકો ધ્યાનપૂર્વક વાંચતા નથી. પાઠ્યક્રમમાં વિષયોનો ક્રમ એવો હોવો જોઈએ કે જેથી મહત્ત્વપૂર્ણ વિષયને બાળક તરત જ ઓળખી શકે. ચોપડીમાં જુદા જુદા વિષયો આવવા જરૂરી છે. જેથી બાળકની રુચિ કાયમ બની રહે પાઠ્ય-પુસ્તકની રચનામાં જ્ઞાનાર્જન અને ચારિત્ર્યનિર્માણ એ ઉદ્દેશ આવશ્યક છે. શિક્ષણકાર્યમાં મદદ અને વર્ગની આવશ્યકતાનુસાર દરેક પાઠના અંતમાં થોડા મનોવૈજ્ઞાનિક સંકેત આપવા જરૂરી છે.

જુદા જુદા વિષયોમાં પાઠ્ય-પુસ્તકોના ઉદ્દેશ્ય જુદા જુદા હોય છે. કેટલાય વિષયોમાં તો ફક્ત પાઠ્યપુસ્તકના આધારે ચાલવાથી કામ ચાલ્યુ જાય છે. અને કેટલાય વિષયોમાં બહારની ચોપડીઓ જોવી આવશ્યક હોય છે. દશમા ધોરણમાં વિદ્યાર્થીઓને ભાષા, સાહિત્ય, ભૂગોળ ઈતિહાસ, વિજ્ઞાન વગેરે વિષયોમાં બહારનાં પુસ્તકોનુ વાચન આવશ્યક છે. જ્યારે પ્રારંભિક ધોરણમાં પાઠ્ય-પુસ્તકથી જ કામ ચાલી શકે છે. શિક્ષક માટે ઉચિત છે કે મોટા વિદ્યાર્થીઓની વ્યક્તિગત આવશ્યકતાનુસાર તેઓને બહારના પુસ્તકો વાચવાનો સંકેત કરે કારણ કે પાઠ્યપુસ્તકો અસામયિક થઈ જાય છે એટલે હમેશા પાઠ્યપુસ્તક ઉપર આધારિત રહેવું ઠીક નથી. એમા સંદેહ નથી કે શિક્ષણમા પાઠ્ય-પુસ્તકોનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે પરંતુ તે ક્યારેક વાસ્તવિક સ્થિતિથી સહમત નથી થઈ શકતુ એટલા માટે શાળા છોડ્યા બાદ બાળકોને ક્યારે ક્યારે આશ્ચર્યચકિત થવું પડે છે, કે જે કંઈ તેઓને પાઠ્ય-પુસ્તકના આધાર ઉપર ભણાવવામા આવ્યુ તે પૂર્ણ રૂપથી વસ્તુ

સ્થિતિ ઉપર આધારિત ન હતું. આ ન ભૂલવું જોઈએ કે પાઠ્ય પુસ્તકો ફક્ત માર્ગદર્શની છે. તે શિક્ષકનું સ્થાન લઈ શકતાં નથી. એટલે શિક્ષકે ફક્ત પાઠ્ય-પુસ્તકમાં અપૂર્ણતા છે તેને શિક્ષક પોતાના જ્ઞાનથી પૂર્ણ કરે. સાગ શિક્ષકો પુસ્તકો ઉપર આશ્રિત થઈને તેઓને પોતાને આધીન કરી લે છે. આજકાલ પુસ્તકિયા જ્ઞાનની ઘણી નિન્દા કરવામાં આવે છે. અને શિક્ષણશાસ્ત્રીઓ શાળામાં ક્રિયાશીલતા લાવવાના પોષક હોય છે. તે બાળકો ને શાળામાં વધારે સમય સુધી ચોપડીઓ વાંચવાથી વંચિત રાખવા માગે છે. આ આધુનિક પ્રવાહનું તાત્પર્ય ફક્ત એટલું જ દેખાય છે કે બાળક એકજ ચોપડીનો દાસ ન બની જાય અને આવશ્યકતાનુસાર જુદી જુદી ચોપડીઓનું જ્ઞાન પ્રાપ્ત કરીને વાંચતી વખતે પોતાની આલોચના શક્તિથી સત્ય અને અસત્યનું નિરાકરણ કરી શકે.

### ૫. લેખનકાર્યનું સંશોધન

બાળકોના લેખનકાર્યનું સંશોધન કરવું શિક્ષકને ઘણું જ ખરાબ લાગે છે. મોટાં મોટાં ધોરણોમાં લેખનકાર્યનું તે કેટલું સંશોધન કરે. વાસ્તવિક રીતે આ કાર્ય કઠિન છે. પણ એનો અર્થ એ નથી કે એનાથી મુખ ફેરવી લઈને સંશોધન કરવું ઘણું જ જરૂરનું છે. કામ ન કરાવવા કરતાં બાળકોના લેખનકાર્યનું સંશોધન કર્યા વગર જ છોડી દેવું વધારે ખરાબ છે. સંશોધનથી જ બાળકો પોતાની ભૂલો સુધારી શકે છે. શિક્ષકનું મૌખિક સંશોધન બાળકોમાં સાચા શબ્દને માટે એક દૃઢ સંસ્કાર ઉત્પન્ન કરવામાં હંમેશાં સફળ થતુ નથી. એટલા માટે એમના લેખનકાર્યની ધ્યાનપૂર્વક પરીક્ષા અને સંશોધન ઘણુ જ જરૂરી છે. શિક્ષકના સંશોધનકાર્યને કંઈક સરળ તથા વધારે મનોવૈજ્ઞાનિક બનાવવા માટે અમે નીચે થોડી યુક્તિઓ આપી રહ્યા છીએ.

જો લેખનકાર્ય આપતા પહેલાં તેનો મૌખિક અભ્યાસ કરાવી દેવામાં આવે તો બાળકો ઓછી ભૂલો કરશે અને શિક્ષકનું સંશોધનકાર્ય પણ હળવું થઈ જશે. બાળકોને પર્યાપ્ત મૌખિક અભ્યાસ આપવામાં આવતો નથી. તેથી તેઓ લખવામાં વધારે ભૂલો કરે છે. ભૂલોને જલદીથી સુધારવાથી સાચું રૂપ મગજમાં એકદમ જલદી બેસી જાય છે. એટલા માટે શિક્ષકે એમાં ઘણી તત્પરતા બતાવવી જોઈએ. સૌથી સારું સંશોધન "સ્વ-સંશોધન" હોય છે. અર્થાત્ બાળકને જાતે જ પોતાની ભૂલ જાણવાને પ્રેરીત કરવો જોઈએ. પરન્તુ આ હમેશાં સંભવિત થઈ શકતુ નથી. બાળક અસફળ થઈ જાય તો બીજા

બાળકોનો અભિપ્રાય લેવો જોઈએ બધાના અસફળ થયા પછી જ શિક્ષકની સહાયતા અપેક્ષિત છે. શ્રુતલેખનના અભ્યાસમાં બાળકોની અંદર અંદરની અદલા-બદલીથી પણ થોડી ભૂલો કાઢવામાં આવે તો તે અમનોવૈજ્ઞાનિક નથી. પરંતુ શ્યામપટ ઉપર પહેલેથી જ કઠિન શબ્દો થોડીવાર માટે લખી દેવા આવશ્યક છે આપણા ધ્યાનમાં રહે કે આવા સંશોધનને લીધે વિનયવ્યવસ્થા ઢીલી ન પડે અનુવાદ તથા લેખ વગેરેના કાર્યમાં તો શિક્ષકે કષ્ટ ઉઠાવવું જ પડશે યથાસંભવ બાળકોની સામે જ ભૂલો સુધારીએ તો સારું છે. પણ આ હંમેશા સંભવ નથી એટલે શાળાના સમયમાં જ્યારે પણ આનો અવસર મળે ત્યારે એનો ઉચિત ઉપયોગ કરવો જોઈએ ભૂલો ઉપર સંકેત કરીને એ જોવું જોઈએ કે વિદ્યાર્થી એનુ ઠીક સંશોધન કરી લે નાના વર્ગમાં એક ભૂલની શુદ્ધિ માટે કેટલીય વાર આવૃત્તિ કરાવી શકાય છે તેઓની વિકાસ અવસ્થા-નુસાર આવૃત્તિમા ફેરફાર પણ કરી શકાય છે. ક્યારે ક્યારે શિક્ષક આ જોઈને હેરાન થઈ જાય છે કે બાળક એક જ વસ્તુની વારવાર ભૂલો કરે છે પણ એમા ધૈર્ય ગુમાવવું યોગ્ય નથી. પાછળનાં પૃષ્ઠોમાં આપણે કહી ગયા છીએ કે સંશોધનનો ઉદ્દેશ્ય તાત્કાલિક ફલ મેળવવાનો નથી. સંશોધન કરતા રહેવાથી અંતમાં વાંછિત ફળ મળી જાય છે. એકીસાથે કેટલીય ભૂલો બાજુ સંકેત કરવો મનોવૈજ્ઞાનિક નથી આનાથી કઈપણ લાભ થતો નથી ભૂલો બાજુ સંકેત કરવામા શિક્ષકે બાળકની વિકાસઅવસ્થા ઉપર ધ્યાન આપવુ જોઈએ. જે ભૂલો ઉપર નવમા ધોરણમાં ધ્યાન આપવાનુ છે તે ભૂલો ઉપર નીચલા ધોરણોમાં ધ્યાન આપવાની જરૂર નથી દા ત નીચલા વર્ગોમાં ભાષા અને શૈલી ઉપર પૂરતુ ધ્યાન ન અપાય તો કઈજ જરૂર નથી જો શિક્ષકને વિકાસ અવસ્થાનું ઠીક અનુમાન હશે તો બાળકના લેખનકાર્યમા એટલી ભૂલો થશે નહિ કે જે અભ્યાસ પુસ્તિકા એકદમ ભૂલોથી ભરેલી હોય એ પણ ન ભૂલવું જોઈએ કે બાળકને સફળતાની ભાવના આપવી ઘણી જરૂરની છે. એટલે અભ્યાસ માટે આપેલુ કાર્ય એવું હોવું જોઈએ કે બધા બાળકો થોડુ ઘણુ ઠીક કરી શકે. લગભગ બધાં બાળકોથી થયેલી ભૂલો ખાસ કરીને શ્યામપટની મદદથી સંશોધિત કરવી જોઈએ આ વધારે સુવિધાજનક થશે કારણ કે જો શ્યામપટનો ઉપયોગ નહિ કરીએ તો દરેક બાળકને ભૂલો બતા-વવાનુ કાર્ય ભારે થઈ પડશે. યોગ્ય સમય ઉપર પ્રશસાત્મક સંકેત આપવો ઘણો ઉત્સાહવર્ધક હોય છે શિક્ષકદ્વારા પ્રશસા પ્રાપ્ત કરીને બાળક હર્ષ-યુક્ત બને છે એટલે બાળકની ઉચિત અને આવશ્યક પ્રશસા કરવી શિક્ષ-કનો મહાન ધર્મ છે

ઉપર લેખનનાં સાધનોથી શિક્ષકનું સંશોધનકાર્ય થોડુ ઘણુ હળવું અવશ્ય થઈ જાય છે. પણ એનાથી બચવું સંભવિત નથી. એનાથી બચવાનુ તાત્પર્ય આપણે એક મહત્ત્વપૂર્ણ કર્તવ્યની અવહેલના કરવા માગીએ છીએ. ભૂગોળમાં સુધારણા કરવી એટલુ જ આવશ્યક અને પ્રધાન છે. તેટલુ શિક્ષણ આપવું એ જુદી જુદી વાતો છે એટલે બન્નેના કર્તવ્યનુ યોગ્ય રીતે પાલન કરવું શિક્ષક માટે ઉચિત છે

## ૬. ગૃહકાર્ય

બાળકો માટે કાર્ય કરવું એ અઘરુ કામ છે પણ આનાથી તેઓને છૂટ આપવી સંભવિત નથી કારણ કે શાળામાં જ બધું કાર્ય પૂરુ થાય તેટલો સમય હોતો નથી. એટલા માટે ગણિત, ઈતિહાસ, ભૂગોળ, ભાષા અને સાહિત્યમા થોડુ ઘણુ કાર્ય આપવું આવશ્યક હોય છે. કેટલાય શિક્ષણશાસ્ત્રીઓ ગૃહકાર્ય આપવાની વિરુદ્ધમા છે. એ લોકોનુ કહેવું છે કે બાળકને ગૃહકાર્ય આપવાનુ તાત્પર્ય શાળાનુ કૃત્રિમ વાતાવરણ ઘેર પણ ઉપસ્થિત કરવાનુ હોય છે. બાળક શાળામા જ થાકી જાય છે, અને ઘેર એને ખેલવા-કૂદવાનો સમય મળવો જોઈએ તે મળતો નથી અને જો શાળાનુ કાર્ય પણ ઘેર કરવા લાગે તો તે પુસ્તકનો કીડો બની જશે અને તેના સ્વાસ્થ્યને હાનિ પહોંચશે વળી બાળકને ભણવા સિવાય બીજુ પણ કંઈ કામ હોય છે તેને પોતાના સમાજમાં મળવાનુ હોય છે અને ઘરેલૂ કાર્યમા પણ મદદ કરવાની હોય છે એટલે ગૃહકાર્ય આપવુ ઉચિત નથી પણ હુ આને સંપૂર્ણપણે માનવા તૈયાર નથી. આપણે મધ્યમાર્ગનુ અવલંબન કરીએ અર્થાત્ બાળકને એટલુ જ કામ આપીએ કે જેને એ ઘેર સરળતાથી કરી શકે અને સામાજિક જીવન અને ઘરેલૂ કાર્યોમા પણ ભાગ લઈ શકે

ગૃહકાર્ય આપતા પહેલા બાળકની યોગ્યતાનુ ઠીક ઠીક અનુમાન કરી લેવું જરૂરી છે શક્તિની બહાર કાર્ય આપવુ અમનોવૈજ્ઞાનિક ગણાય છે હા, ક્યારે ક્યારે ગણિત અને વિજ્ઞાનની સમસ્યાઓ ઉપર વિચાર કરવા તેમને દાખલાઓ આપી શકાય છે પણ હમેશાં ગૃહકાર્યનો ઉદ્દેશ્ય શાળામા શીખેલા પાઠનુ પુનરાવર્તન હોવુ જોઈએ જો ગૃહકાર્ય આપવાથી બાળકને સફળતા ન મળે તો તે આપવુ વ્યર્થ છે ગણિત અને વિજ્ઞાન વગેરેના પાઠોમા વ્યક્તિગત ભિન્નતા ઉપર ધ્યાન અપાય છે વ્યક્તિગત ભિન્નતા ઉપર ધ્યાન આપ્યા વગર બધાને સમાનરૂપથી ગૃહકાર્ય આપવું શ્રેષ્ઠ નથી અને વ્યક્તિગત ભિન્નતાનુ કામ સરળતાથી શાળામા જ જોઈ શકાય છે જો બાળક

કમજોર હોય તો તેને સરળ અને ઓછું કાર્ય આપવું જોઈએ. ગૃહકાર્ય આપવા પહેલાં બાળકની પારિવારિક પરિસ્થિતિ ઉપર ધ્યાન આપવું આવશ્યક અને ઉચિત છે. માની લઈએ કે ઘરમાં કોઈ વધારે બિમાર હોય, અથવા બાળક માતાપિતાના કાર્યમાં મદદ કરતું હોય તો એવા બાળકને ગૃહકાર્ય કંઈક અંશે ઓછું આપવું જોઈએ. કેટલાય બાળકોને ઘેર બીજા શિક્ષકો ભણાવવા જાય છે. એવા બાળકોને પણ ગૃહકાર્ય કરવાનો સમય મળતો નથી એટલે આવા બાળકોને ગૃહકાર્ય ઓછું આપવું તે યોગ્ય છે.

શાળામાં આવે ત્યારે ગૃહકાર્યનું નિરીક્ષણ કરવું ઘણું આવશ્યક છે. જો આ ન કરી શકાય તો ગૃહકાર્ય આપવું વ્યર્થ છે. એટલે પાઠ પ્રારંભ કર્યા પહેલાં જ્યારે પણ સમય મળે ત્યારે એનું નિરીક્ષણ અવશ્ય કરવું જોઈએ. દંડરૂપમાં ગૃહકાર્ય આપવું એ ઘણું અમનોવૈજ્ઞાનિક છે. કેટલાય શિક્ષકો ક્રોધમાં આવીને વધારે કાર્ય આપે છે. તેમની જેટલી નિન્દા કરીએ તેટલી ઓછી છે. આનાથી બાળકોના પાઠ્યવિષયમાં અરુચિ ઉત્પન્ન થાય છે અને અરુચિ સ્થાયી બની જાય તેનો પણ ડર હોય છે. ખાસ કરીને નાનાં ધોરણોમાં ગૃહકાર્ય ઘણું જ ઓછું આપવું જોઈએ. અથવા બીલકુલ ન આપવામાં આવે તોપણ ઘણું સારું છે. કારણકે દશ બાર વર્ષનાં બાળકોમાં રમવાની પ્રવૃત્તિ વધારે હોય છે. એટલે એ રમવામાં જ પોતાની મૂળ પ્રવૃત્તિની ઇચ્છાઓની પૂર્તિ કરે છે. એટલે આ ઉમર સુધી ગૃહકાર્ય ન આપવું સારું છે. પણ ક્યારે ક્યારે વિશેષ પરિસ્થિતિમાં થોડું ઘણું કામ આપવું હાનિકારક નથી.

ઘણું કરીને જોવામાં આવે છે કે રવિવાર અથવા રજાના દિવસોમાં ગૃહકાર્ય વધારે આપવામાં આવે છે. આનાથી રજાનું મહત્ત્વ ઓછું થઈ જાય છે. કારણકે રવિવારના દિવસે પણ બાળક શાળામાં ભણે તેવી રીતે ઘેર પણ ભણે તો એને રજાથી વધારે લાભ નથી. શારીરિક અને માનસિક વિકાસ માટે પરિવર્તન અને વિશ્રામ–આવશ્યક છે, એટલે રજાના દિવસે માનસિક વિશ્રામ લેવો મનોવૈજ્ઞાનિક છે. સારું તો એ છે કે ગૃહકાર્ય આપતી વખતે શિક્ષકે એ તપાસવું કે બીજા વિષયોમાં બાળકને કેટલું ગૃહકાર્ય આપવામાં આવ્યું છે અન્યથા તે વધારે થઈ જવાનો બહુ ભય હોય છે. કેટલી ય વખત ગણિતમાં ગૃહકાર્ય બહુ આવશ્યક ગણાય છે. પરંતુ કયા વિષયમાં કેટલું ગૃહકાર્ય આપવું એના ઉપર શિક્ષકોએ પહેલેથી મળીને વિચાર કરવો જોઈએ કારણકે પોતાના વિષયને વધારે મહત્ત્વ આપવાના ઉદ્દેશ્યથી વધારે ગૃહકાર્ય આપવાની સ્પર્ધા શિક્ષકો માટે ઉચિત નથી. આનો બાળકો ઉપર બહુ ખોટો પ્રભાવ પડે છે.

૭. પુસ્તકાલય

બાળકોની શિક્ષામાં પુસ્તકાલયનું સ્થાન ઘણું મહત્ત્વપૂર્ણ છે. ભાગ્યે જ એવી માધ્યમિક શાળા હશે કે જેમાં નાનું અથવા મોટું પુસ્તકાલય ન હોય. શિક્ષકોનાં પ્રવચન સાંભળીને અથવા પાઠ્ય-પુસ્તકો વાંચીને સફળ જીવન વ્યતીત કરવું બાળકોને પર્યાપ્ત નથી થઈ શકતું આ માટે શાળામાં એક નાનું અથવા મોટું પુસ્તકાલય યોજાય છે. શાળાના સમય બાદ જ્યારે વ્યક્તિ પોતાના જુદા જુદા ઉત્તર-દાયિત્વને સંભાળવા યોગ્ય બને છે ત્યારે એને પુસ્તકોથી શીખેલુ જ્ઞાન વધારે યાદ આવે છે. એટલે એ આવશ્યક છે કે શાળામા પુસ્તકાલયનુ સંગઠન એવું જોઈએ કે જેથી બાળક વધારેમા વધારે લાભ લઈ શકે. શાળાના પુસ્તકાલયમાં બાળકોની વિકાસ અવસ્થાનુસાર અને આવશ્યકતાનુસાર ચોપડીઓ રાખવી જોઈએ. બજારમાં સારી અને ખોટી એમ બે પ્રકારની ચોપડીઓ મળે છે. જ્યારે બાળક જાણવાયોગ્ય થાય છે ત્યારે તેનામાં હમેશા નવી ને નવી ચોપડી વાંચવાની ઇચ્છા થતી જ રહે છે. એની ઇચ્છાની પૂર્તિના ઉદ્દેશ્ય માટે શાળાના પુસ્તકાલયમાં સારાંસારાં પુસ્તકોનું સંકલન હોવું જરૂરી છે. પુસ્તકો એવાં હોવાં જોઈએ કે તે બાળકોમા વાછિંત રુચિ ઉત્પન્ન કરી શકે. અને આ રુચિ પણ એવી હોવી જોઈએ કે જે તેમના આગળના જીવનની સફળતામાં સહાયક બની શકે. એટલે શાળાના પુસ્તકાલયમાં જ્ઞાન, ઉપદેશ અને મનોરંજન સંબંધી પુસ્તકોનુ સંકલન હોવું જોઈએ

શાળા જીવનની વિભિન્ન પરિસ્થિતિઓ માટે બાળકોને તૈયાર કરવાની ચેષ્ટા કરે છે. પુસ્તકાલયોમાં પણ આ જ ઉદ્દેશ્યની પૂર્તિમાં મદદ આપવી જોઈએ. પુસ્તકાલયમાથી લીધેલી ચોપડીઓ બાળકોને પોતાને જ વાચવાની હોય છે એટલે તેઓની યોગ્યતા અને રુચિ અનુસાર તે સરળ હોવી જરૂરી છે આનાથી બાળકોને સ્વયં જ્ઞાનાર્જન કરવાની પ્રેરણા મળશે કેટલી ય શાળાઓમાં બાળકોની આવશ્યકતા અને રુચિ ઉપર ધ્યાન આપ્યા વગર જ ચોપડીઓ ખરીદવામા આવે છે આવી ચોપડીઓ કેટલા ય પરીક્ષા આપનાર શિક્ષકોનાં હિત માટે, અથવા અન્ય શિક્ષકોની ક્ષણિક જિજ્ઞાસાની પૂર્તિ માટે હોય છે કારણ કે જોવામા આવે છે કે આજના શાળાના વધારે શિક્ષકોને પુસ્તકાલયમાંથી ચોપડી લીધા પછી ઘેર વાચવાનો અવકાશ મળતો નથી એટલે તેઓ ઇચ્છા હોવા છતા પણ તે પોતાની કૌટુમ્બિક અને સામાજિક પરિસ્થિતિઓને લીધે દબાયલા હોય છે. આનો આખો દોષ તેમના ઉપર જ રાખવો અન્યાય છે. કારણ કે આવી ચોપડીઓ વિષય ઉપર સારી હોય છે પણ આ વસ્તુ બહુ, નિર્વિવાદ છે કે તે બાળપુસ્તકોની શ્રેણીમા આવતી નથી પુસ્તકાલયમાં બાળકોની ઇચ્છાની ચોપડીઓ મગાવવી આવશ્યક છે.

કોઈ પણ પાઠ્યપુસ્તક સંબંધી વાતને સ્પષ્ટ રૂપથી સમજવા માટે જો બાળક પુસ્તકાલયથી ચોપડી લઈને પોતે જ વાંચીને જ્ઞાન પ્રાપ્ત કરે છે તો એને બહુ આનંદ આવે છે. એટલે પુસ્તકોના સંકલનમાં જુદા જુદા વિષયોના પાઠો ઉપર ધ્યાન આપીને જ ચોપડીઓ મંગાવવી જોઈએ.

સંકલન બાદ પુસ્તકોના સંગઠનનો પ્રશ્ન છે. પુસ્તકોનુ સંગઠન પણ એવી રીતે હોવું જોઈએ કે બાળક સમજી શકે કે કયા જ્ઞાન માટે કયું પુસ્તક વાંચવાની જરૂર છે. જો આવી રીતે આ સંગઠનનું ઉત્તરદાયિત્વ શિક્ષકને આપવામાં આવે તો આ બધુ સંભવિત થઈ શકે છે. અને શિક્ષકે પોતાના ઉત્તરદાયિત્વનુ પાલન પ્રસન્ન ચિત્તે કરવું જોઈએ આના પછી ચોપડીઓનું વિતરણ એવી જાતનું જોઈએ કે જેથી દરેક વખતે બાળકને નવી નવી ચોપડીઓ મળે અને તેઓની રુચિમાં વધારો થાય. હું જોઉં છું કે ખાસ કરીને શાળાના પુસ્તકાલયનો બાળકો સદુપયોગ નથી કરતાં. આનાં કેટલાં ય કારણો હોઈ શકે છે.

પહેલું કારણ તો એ જ છે કે વિદ્યાર્થીઓને ચોપડીઓ વાંચવા માટે પ્રોત્સાહિત કરવામાં આવતા નથી અને બીજું આ કારણ હોઈ શકે કે બાળકો ચોપડી લઈ જાય છે પણ તે કેવી રીતે વાંચવી અને સમજવી તે કોઈ બતાવતુ નથી. આવી પરિસ્થિતિમાં થોડા એવા ઉપાયો કામમાં લેવા જોઈએ કે જેનાથી પુસ્તકાલયનુ સારું સંગઠન થઈ શકે. સારુ તો એ છે કે જુદા જુદા વર્ગને વિષયવાર જુદી જુદી ચોપડીઓ આપી દેવી જોઈએ. અને સાપ્તાહિક, પાક્ષિક તથા માસિક અવધિના આધાર ઉપર તેનુ વિતરણનુ ઉત્તરદાયિત્વ મોનિટર અથવા અન્ય કોઈ યોગ્ય બાળકને આપી દેવું જોઈએ. બાળકો એવી નોટબુકમાં વાચેલી ચોપડીના વિચારો પ્રદર્શિત કરે તે માટે તેને સંકેત કરવો જોઈએ એનો સારાંશ લખે અને એનાં મુખ્ય મુખ્ય પાત્રોનું ચરિત્ર-ચિત્રણ લખે. આ બધા કાર્યોનું નિરીક્ષણ પણ શિક્ષકે ક્યારે ક્યારે કરી લેવું જોઈએ. પુસ્તકાલયથી નિયમિત રૂપમાં પુસ્તકો આપવાની પ્રેરણા માટે આચાર્યે થોડા આવેદનપત્રો છપાવી લેવાં જોઈએ અને આ આવેદનપત્રમાં ચોપડી વાચ્યા પછી એનુ નામ અને થોડી વાર્તા લખવા માટે બાળકને ઉત્સાહિત કરવું આવશ્યક છે. દરેક વર્ગને અંતે વર્ગમાં અથવા શાળામાં વધારે પુસ્તકો વાંચનાર વિદ્યાર્થીને પુરસ્કાર આપવો પણ મનોવૈજ્ઞાનિક છે. જો ચોપડીઓ બાળકોને વાંચવા માટે આપવામાં આવે તે ચોપડીઓ જો શિક્ષક પહેલાં વાંચી લે તો ઘણુ જ સારુ. આ આધાર ઉપરથી તે બાળકે જે વાંચીને લખ્યુ હોય તેનું નિર્ધારણ કરી શકે છે. આવી રીતે શિક્ષણમાં પુસ્તકાલયનો પણ બહુ મોટો ભાગ છે.

# [ ૧૦ ]

# શિક્ષણ—સમન્વય

### ૧. આવશ્યકતા

બાળકોને જુદા જુદા વિષયો ભણાવવાનું તાત્પર્ય તેઓને જ્ઞાન આપવું, અથવા ચરિત્ર અને વ્યક્તિત્વનું નિર્માણ કરવાનું છે. આ પ્રમાણે આપણો ઉદ્દેશ્ય ફક્ત એક જ છે. આ ઉદ્દેશ્યની પૂર્તિ માટે જાણમાં અને અજાણમાં બધા શિક્ષકો પ્રયાસ કરે છે. એટલે જે વિષયો જુદા જુદા ગણવામાં આવે છે તે એક જ જ્ઞાનની જુદી જુદી શાખાઓ છે. જો આ વિષયોનો સંબંધ સ્થાપિત ન કરવામાં આવે અને આનો અનુભવ ન મેળવાય તો શિક્ષણ અવ્યવસ્થા આપણી કઠિન થઈ શકે છે. કેટલાય વિષયોના વિશ્લેષણથી આપણે ધ્યાનમાં રાખી શકીએ છીએ કે કેટલાય જુદા જુદા વિષયો એક વિષયની સાથે પણ સરળતા અને સફળતાથી ભણાવી શકાય છે. ભાષામાં ભણાવવાનો અને લખાવવાનો સંબંધ સ્થાપિત કરી શકાય છે. અંગ્રેજીમાં કારક ( Cases ) ( વિભક્તિ ) કરી શકાય છે. એવુ ન કરવાથી એની આવૃત્તિ આપણે બીજી વખતે પણ કરવી પડશે આ જ વસ્તુ હિન્દી, અંગ્રેજી અને ગુજરાતીના વ્યાકરણના જુદા જુદા અંગો સાથે છે. દરેક ભાષાના વ્યાકરણમાં ભિન્નતા છે. પણ કેટલીય જગાએ સમાનતા પણ છે. એટલે ગુજરાતી, અંગ્રેજી અને હિન્દી જાણનાર વિદ્યાર્થીઓનુ આ સમાનતા તરફ ધ્યાન આકર્ષિત કરવું જોઈએ. આનાથી સમયની બચત થશે અને વાત જલદી સમજમાં આવી જશે. આવી રીતે ઈતિહાસના પ્રારંભિક પાઠમાં દેશની ભૌગોલિક સ્થિતિનો થોડો ઉલ્લેખ કરવો જોઈએ. એટલે બાળકને તત્સંબંધી ઐતિહાસિક અને ભૌગોલિક બે જ્ઞાન પ્રાપ્ત થાય. ગણિત ત્રણ ભાગોમાં વહેંચવામાં આવ્યુ છે. અંકગણિત, બીજ, ગણિત અને ભૂમિતિ. અંકગણિતના થોડા સાધારણ સિદ્ધાન્તોનો ઉલ્લેખ કરતી વખતે બીજ ગણિતના પ્રારંભિક નિયમો પણ સ્પષ્ટ કરવામાં આવે તો થોડા જ વખતમાં બે કામ થઈ જશે. રેખાચિત્ર ( ડ્રોઈંગ ) ની સાથે જો ભૂગોળ

અને ઈતિહાસનાં થોડાં માનચિત્રો ખેંચાવવામાં આવે તો એક જ વખતમાં એ ત્રણ વિષયોની જાણકારી પ્રાપ્ત કરવી કઠિન નથી. આ વિચારવામાં આવે છે કે અંગ્રેજીમાં વ્યાકરણ, નિબંધ અને અનુવાદ જુદાં જુદાં ભણાવવાં જોઈએ. પરંતુ આ વિચારવું ભૂલભરેલું છે. પ્રારંભિક વર્ગોમાં શીખેલા વ્યાકરણના નિયમોથી જ લેખ અને અનુવાદ કાર્યાન્વિત થઈ શકે છે. એવી જ રીતે મૌખિક અને લેખિત અંકગણિતનો સમન્વય કરી શકાય છે.

આધુનિક શિક્ષણસિદ્ધાન્તો સમન્વિત વિષયો ઉપર વધારે ધ્યાન આપે છે અને આવી રીતે વિષયોની સંખ્યા ઓછી કરવા ઇચ્છે છે. સમન્વય ઉપર ઉચિત ધ્યાન ન આપનાર જુદા જુદા વિષયોના અધ્યાપનમાં થોડી કૃત્રિમતા આવી જાય છે અને એક જ વિષયને ક્યારે ક્યારે બબ્બે વખત ભણાવવામાં બાળકોની રુચિઓ અને પરિશ્રમની અવહેલના થઈ જાય છે. વધારે શિક્ષકોની નિમણૂંક પણ અસમન્વિત શિક્ષણ અપાવવામાં મદદ આપે છે. કેટલીય વખત વિશેષજ્ઞોની પણ ઘણી જરૂર પડે છે, અને શિક્ષણકાર્ય સરળતાથી સંપાદન નથી થઈ શકતું. પણ આ વિશેષજ્ઞોએ પોતાના વિષયની ધૂનમાં જ ન રહેવું જોઈએ. એમણે એ સમજી લેવું જોઈએ કે તેઓનો વિષય પણ સામાન્ય જ્ઞાનનું એક અંગ જ છે. એટલે સામાન્ય જ્ઞાનના સંબંધમાં પણ પૂર્ણ જ્ઞાન હોવું વિશેષજ્ઞો માટે આવશ્યક છે, ત્યારે જ તે બાળકોમાં પોતાના વિષય માટે રુચિ ઉત્પન્ન કરી શકશે. આમ કરવાથી બધા શિક્ષકો આ વિચારી લેશે કે તે બધાનો પરિશ્રમ એક જ ઉદ્દેશ્યની પૂર્તિ માટે કેન્દ્રિત છે. ઉપર્યુક્ત વિવરણથી સ્પષ્ટ છે કે શિક્ષણમાં સમન્વયની ઘણી આવશ્યકતા છે.

## ૨. શિક્ષણ સંમન્વય ઉપર હરબાર્ટનો મત

હરબાર્ટનું કહેવું છે કે શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ્ય ચારિત્ર્યનું નિર્માણ કરવાનો છે. એના મતાનુસાર ચારિત્ર્ય-ચિત્રણ માટે બહુ રુચિ ઉત્પન્ન કરવી આવશ્યક છે. બહુ રુચિનું તાત્પર્ય જુદા જુદા વિષયોનું અલગ અલગ જ્ઞાન આપવાનું નથી. એટલે વિભિન્ન વિષયોનું એક સંગઠન થવું જરૂરી છે. આ સંગઠન એવું હોવું જોઈએ કે બધા વિષયો એક જ જ્ઞાનનાં જુદાં જુદાં આવશ્યક અંગો કહી શકાય. જુદી જુદી રુચિઓમાં એક સમન્વયથી જ આ સંભવિત બની શકે છે. હરબાર્ટનો વિશ્વાસ છે કે બાળકની રુચિમાં સામંજસ્ય સ્થાપિત કરવા માટે તેની કોઈપણ એક રુચિનો પહેલાં પૂર્ણ વિકાસ કરવો જોઈએ. દરેક વ્યક્તિને દરેક વિષયથી પ્રેમ હોવો જોઈએ. પણ કોઈપણ એક વિષયમાં નિપુણતા પણ હોવી જોઈએ. હરબાર્ટનું કહેવું છે કે જુદા જુદા

વિષયનાં પાઠ્ય–પુસ્તકો બાળકોની આગળ એવી રીતે મૂકવાનાં છે કે તે એને એક જ વિષય સમજી શકે. સમન્વયથી જ આ સંભવિત થઈ શકે છે. એટલે દરેક શિક્ષકે એ જાણવું જોઈએ કે જુદા જુદા વિષયોનો પારસ્પરિક સંબંધ શું છે. આ સંબંધથી જ્ઞાન ઉત્પન્ન થશે. જ્ઞાનથી સામંજસ્ય સ્થાપિત થશે. સામંજસ્યથી રુચિઓમાં વધારો થશે. રુચિઓમાં વધારો થવાથી આદર્શ ચારિત્ર્યનું નિર્માણ થશે.

## ૩. સમન્વય વગરના શિક્ષણના કેટલાક દોષો

સમન્વયની આવશ્યકતાની ચર્ચા કરતી વખતે આપણે સમન્વય રહિત વર્તમાન શિક્ષણના દોષો તરફ થોડો સંકેત કરી ચૂકયા છીએ. ઉપર આપણે કહ્યું છે કે મનોવૈજ્ઞાનિક દૃષ્ટિથી શિક્ષણનાં ત્રણ અંગો હોવાં જોઈએ. જ્ઞાનાત્મક, રાગાત્મક અને ક્રિયાત્મક. આ ત્રણે અંગો આપણા મનના ત્રણ પક્ષ છે. વર્તમાન શિક્ષણ ખાસ કરીને જ્ઞાનાત્મક અંગમાં જ ધ્યાન આપે છે. કદાચ આ સમજવામાં આવતું હશે કે સામાજિક ક્ષેત્ર અથવા વ્યાવહારિક જીવનમાં ઉતરવાથી રાગાત્મક અને ક્રિયાત્મક અંગની શિક્ષા આપમેળે જ આવી જાય છે. પણ આ પ્રમાણે સમજવું એ ભ્રાન્તિ છે. જેવી રીતે શિક્ષણ વગર જ્ઞાનાત્મક અંગનો વાંછિત વિકાસ થઈ શકતો નથી તેવી જ રીતે રાગાત્મક તથા ક્રિયાત્મક અંગનો વિકાસ પણ શિક્ષણ વગર અધૂરો અને અવ્યવસ્થિત રહે છે. આજે ઘણાય શિક્ષણશાસ્ત્રીઓ સમજવા લાગ્યા છે કે સમાજમાં જે કંઈ બુરાઈઓ જોવામાં આવે છે તે વ્યક્તિના જુદા જુદા રાગોથી ઉત્પન્ન થાય છે. જો આ રાગોનું પણ અલગ શિક્ષણ આપવામાં આવતું હોય તો મૃત્યુલોક પણ સ્વર્ગ બની જાય. આજે કેટલાય લોકો આ વિચારવા લાગ્યા છે કે રાગાત્મક અંગના શિક્ષણનું સંગઠન કેવી રીતે કરી શકાય. ક્રિયાત્મક અંગને તો આપણે ભૂલી જ જઈએ છીએ. અને શાળા તથા મહાશાળાઓમાંથી અભ્યાસ કરીને નીકળેલા બાળકો આ નિર્ણય કરી શકતા નથી કે તે પોતાના જીવનયાપન માટે શું કરે. પરિણામસ્વરૂપ આજનું શિક્ષણ એકાંગી ગણાય છે. "જોન ઍડમન્સ" 'કહે છે કે વર્તમાન શિક્ષણરૂપી વસ્ત્ર આજે ચીથરાં અને ગાભાઓનો એક સમૂહ બની ગયો છે.' આ સ્થિતિ ઘણી વિચારણીય છે. આના નિવારણ માટે આવશ્યક સાધનો બાજુ સંકેત કરવો અમારા ક્ષેત્રથી બહારની વસ્તુ છે. આને માટે તો અમારે એક જુદી જ ચોપડી લખવી પડશે. પણ આ ત્રણે અંગોને સમન્વયની મદદથી થોડા સંબંધિત કરી શકાય છે. જો કે ત્રણેના શિક્ષણનો જુદોજુદો પ્રબંધ થવો જરૂરી છે.

શિક્ષણસમન્વયથી આપણે જુદા જુદા વિષયોમાં એકતા સ્થાપિત કરીને બાળકોને સમજાવવા માગીએ છીએ કે જે વિષયોને જુદા જુદા ભણે છે તે વિષયો જુદા જુદા નથી પણ એક જ જ્ઞાન રૂપી વૃક્ષની શાખાઓ છે. આ સિદ્ધાન્ત માની લેવાથી શિક્ષકોમાં પણ પારસ્પરિક સ્પર્ધા નહિ રહે કે એક વિષય બીજા કરતાં શ્રેષ્ઠ છે. મારે ઘણા દુઃખ સાથે કહેવું પડે છે કે, ગણિત, વિજ્ઞાન અને ભૂગોળનો શિક્ષક પોતાને સંગીત, હસ્તકળા, શારીરિક સ્વાસ્થ્ય અને સંસ્કૃતિના શિક્ષકોથી શ્રેષ્ઠ માને છે. તેની આ ધારણાનું ઉત્તરદાયિત્વ સરકારી શિક્ષા વિભાગને જ છે. કારણકે તે બધાને સમાન પગાર આપવાનો પક્ષપાતી નથી. જ્યાં સુધી આવી જાતનો ભેદ આપણી શિક્ષણ સંસ્થાઓમાંથી દૂર નહિ થાય ત્યાં સુધી આપણાં બાળકોની ઉચિત શિક્ષણ-વ્યવસ્થા થઈ શકવાની નથી આપણે જુદા જુદા વિષયોની શિક્ષાનું સંગઠન એવી રીતે કરવું છે કે જેનાથી બાળકો જ્ઞાનની એકતાનો અનુભવ કરે, એકતામાં અનેકતા ઉત્પન્ન થાય અને એ અનેકતાઓમાંથી અરુચિઓનો વિકાસ પણ થાય.

## ૪. વિષયોનું કેન્દ્રીકરણ

શિક્ષાસમન્વય માટે હરબાર્ટે કેન્દ્રીકરણનો નિયમ બનાવ્યો છે આ અનુસાર કોઈપણ એક જ વિષયને પ્રધાન માનીને બીજા વિષયોની શિક્ષા તેની આજુબાજુ સંગઠિત કરી જોઈએ. હરબાર્ટે આ સંબંધમાં ઇતિહાસને શ્રેષ્ઠતા આપી છે ઈતિહાસને વ્યાપક વિષય માનીને તેણે આ બતાવવાની ચેષ્ટા કરી છે કે સાહિત્ય, ચિત્રકળા, ભૂગોળ, શિલ્પકળા તથા વિજ્ઞાન વગેરે વિષયો કેવી રીતે સમન્વિત થઈ શકે છે. તેણે એ પણ બતાવ્યું છે કે સાહિત્ય ભણાવવા માટે ઐતિહાસિક નાટક, કાવ્ય અને ઉપન્યાસ ચૂંટવા જોઈએ. બાળકોના ચારિત્ર્યનિર્માણ માટે ઐતિહાસિક મહાપુરુષોનાં જીવનચરિત્ર ભણાવી શકાય છે. ચિત્રકળા અને શિલ્પકળા શીખવવામાં ઐતિહાસિક દુર્ગ, ભવન, રથ, કવચ, આદિ બનાવવાની બાળકોને શિક્ષા આપવી જોઈએ. ઐતિહાસિક આક્રમણોના ઉલ્લેખના આધાર ઉપર કેટલાય પ્રદેશોનું ભૌગોલિક જ્ઞાન પણ પ્રાપ્ત કરી શકાય છે. કોઈપણ ઐતિહાસિક સેના, ઇમારત અને વ્યય સંબંધી વાતોના આધાર ઉપર ગણિતનું શિક્ષણ પણ આપી શકાય છે. હરબાર્ટના ભક્તોએ તો વિજ્ઞાનના શિક્ષણનું પણ સમન્વય કરવાનો પ્રયાસ કર્યો છે. દા. ત. કોઈપણ સામુદ્રિક યુદ્ધના વર્ણનમાં પવનો, તોફાનો અને હોકાયંત્રનું વૈજ્ઞાનિક જ્ઞાન આપવું કઠિન નહિ થાય, પણ કેન્દ્રીકરણનો અર્થ

ખેંચાતાણી નથી. કેટલાક અમેરીકન શિક્ષણશાસ્ત્રીઓએ ઇતિહાસનો પણ છોડીને પ્રાકૃતિક વિજ્ઞાનને કેન્દ્રીકરણનો આધાર માન્યો છે. તેમનો વિશ્વાસ છે કે પ્રાકૃતિક વિજ્ઞાન એટલું વ્યાપક છે કે આનાથી ચિત્રકળા, મૂર્તિનિર્માણ, ભાષા, કાવ્ય, ગણિત, ભૂગોળ, ઈતિહાસ વગેરે બધા વિષયોનો આધાર માની શકાય છે. પ્રોજેક્ટ મેથડ (રીત) માં આ કેન્દ્રીકરણનાં જુદાં જુદાં રૂપો જોવામાં આવે છે. આમાં પ્રાકૃતિક વિજ્ઞાન સિવાય કોઈપણ હસ્તકળાને પ્રાકૃતિક વિજ્ઞાનનો આધાર માની શકાય છે.

## ૫. સમન્વયનું વ્યાવહારિક રૂપ

ઉપર્યુક્ત વિવરણથી એ માલુમ પડે છે કે કેન્દ્રિય વિષયોની ચૂંટણીમાં લોકો પોતાની રુચિમાં ધ્યાન રાખે છે. 'હરબાર્ટ' ઈતિહાસને વધારે પ્રિય ગણતો હતો. 'પારકર' વિજ્ઞાનને શ્રેષ્ઠ ગણતો હતો. 'ડ્યૂઈ' હસ્તકળાને વધારે ઉપયુક્ત ગણતો હતો. આવી રીતે આ બધા વિચારોમાં બાળકોની રુચિની અવહેલના થાય છે એમ માનવું જોઈએ. આપણે ઉદાર ભાવનાથી પ્રત્યેક પાઠ્ય વિષયોથી સંબધિત બીજા વિષયો તરફ સંકેત કરવો જોઈએ. પરંતુ કોઈપણ એક વિષયને માન્યતા આપવી તેનો અર્થ એ છે કે બીજા વિષયની અવાંછિત રૂપમાં અવહેલના કરવી. આપણે સમન્વયથી બાળકને જ્ઞાનની એકતાનો અનુભવ કરાવવાનો છે. જો આ જ્ઞાન એને ન આપવામાં આવે તો તે ક્રમબદ્ધ રૂપમાં કંઈપણ નહિ શીખી શકે. આ એકતાનું જ્ઞાન આપવા માટે પાઠ્યક્રમને એક નવી રીતે સંગઠિત કરવો પડશે. જુદા જુદા વિષયોમાં સમાન ભાગોનું સંગઠન એવી રીતે હોવું જોઈએ કે બાળકને એ વારંવાર ભણવાની જરૂર ન પડે. આનાથી સમયની ઘણી બચત થશે. કોઈ પણ વિષય ભણાવતી વખતે એના સહાયક અન્ય વિષયો સંબંધી વાતોનો ઉલ્લેખ કરવો જરૂરી છે. એનાથી બાળકોમાં સંકીર્ણતાના વિચારો અલગ થશે. પરતુ આ ધ્યાનમાં રાખવામાં આવે કે તે વિષયાન્તર ન હોવું જોઈએ અને કલ્પનાથી બહારની વાતો પણ ન હોય. વિષયાન્તર એવી જાતનું જોઈએ કે જે મુખ્ય વિષય જાણવામાં સહાયક હોય એટલે શિક્ષકનો ઉદ્દેશ સમન્વય કરવાનો નથી. સમન્વય સાધન છે, સાધ્ય નથી. એટલે જો તેની આવશ્યકતા ન હોય તો નાહક ખેંચાતાણી ન કરવી જોઈએ. આ ઉપરના વિચારો એક અમેરીકન લેખક આવી રીતે મૂકે છે.

ઉપર કહ્યું છે કે વાસ્તવિક કેન્દ્રીકરણ જુદા જુદા વિષયોનું યાંત્રિક સંગઠન નથી. આમાં તો પાઠ્ય-વિષય સંબધિત તે બધા વિષયોના અંશો જ

લેવાના હોય છે, કે જે લેવા માટે આવશ્યક હોય કોઈપણ વિષય આવી રીતે ભણાવવામા આવે તો તેને વાસ્તવિક શિક્ષક કહી શકાય

નાના છોકરાઓમા સમન્વયનુ રૂપ બધાથી વધારે સંતોષજનક દેખાય છે આ એક સંતોષજનક સ્થિતિનું મનોવૈજ્ઞાનિક કારણ પણ છે પ્રારભમા બાળકની બુદ્ધિનો વિકાસ એટલો નથી થતો કે જે સસારની જુદી જુદી વસ્તુની આવશ્યકતાઓને સગઠનાથી સમજી શકે એને માણસમા અને પ્રકૃતિમા કઈ અતર દેખાતુ નથી એટલે એની શક્તિ અને રુચિ અનુસાર કોઈપણ ભાગ પસદ કરીને એનુ શિક્ષણ પ્રારભ કરવુ જોઈએ સૌથી પહેલા બાળકો આગળ ખાસ કરીને માનવપ્રધાન વાતાવરણનુ કોઈપણ અગ મૂકવુ આવશ્યક છે આ અગની જુદા જુદા રૂપો એની આગળ ઉપસ્થિત કરવા જોઈએ આવી રીતે એના શિક્ષણનુ સચાલન કરવાથી પાઠ્યક્રમમા સમ્મિલિત ભણવુ, લખવુ, ગણિત ગણવુ, કહાણી, ડ્રોઇંગ, માટીકામ વગેરે બધા વિષયો વાતાવરણના એક જ અગ જેવા એને માલુમ પડશે બાળક આવી રીતે એના સ્વાભાવિક પારસ્પરિક સબધને સમજશે અને સસારની જુદી જુદી વસ્તુઓનુ સ્પષ્ટ જ્ઞાન પણ એને ધીરે ધીરે થશે

ઉપર્યુક્ત વિવેચનથી એ સ્પષ્ટ છે કે શિક્ષણમા સમન્વય કરવો સરળ નથી પાઠ્યક્રમના જુદા જુદા વિષયોનુ શિક્ષકને જ્યાં સુધી પર્યાપ્ત જ્ઞાન નહિ થાય ત્યા સુધી તેઓનો પારસ્પરિક સબધ તે નહિ સમજાવી શકે જો શિક્ષકનુ જ્ઞાન ગભીર છે તો તેને સમજાવામા વાર નહિ લાગે ભૂગોળ અને પ્રાકૃતિક વિજ્ઞાનના કોઈપણ અગનો પારસ્પરિક સબધ શો થશે? ભાષાના પાઠમાં કેટલીય વખત એવા અવસર આવશે કે જેનાથી એને ઇતિહાસ તરફ સકેત કરવો પડશે યોગ્ય શિક્ષક આ જાતની સમજી જશે કે સમન્વિત શિક્ષણથી બાળકોનો નૈતિક અને બૌદ્ધિક વિકાસ કેવી રીતે કરી શકાય શિક્ષણનો નૈતિક ઉદ્દેશ એટલો વ્યાપક છે કે આના આધાર ઉપર પાઠ્ય ક્રમના બધા વિષયોમાં થોડો પારસ્પરિક સબધ જોઈ શકાય છે એટલે સમન્વયના સબધમા કઠિનાઈઓનો અનુભવ કર્યા પછી શિક્ષકે નૈતિક ઉદ્દેશ ઉપર ધ્યાન આપવુ જોઈએ

# [ ૧૧ ]

## વર્ગશિક્ષણ અને વ્યક્તિગત શિક્ષણ

### ૧. વર્ગશિક્ષણના દોષ

આજકાલ વર્ગશિક્ષણ વ્યક્તિગત શિક્ષણથી નિકૃષ્ટતમ ગણાય છે. આધુનિક મનોવિજ્ઞાન વિકાસથી વ્યક્તિગત ભિન્નતાનું રૂપ હવે વધારે સમજવામાં આવી ગયું છે. કારણ કે વર્ગશિક્ષણમાં બાળકોની વ્યક્તિગત આવશ્યકતાઓ ઉપર યોગ્ય ધ્યાન આપવું કઠિન હોય છે. કારણ કે એક વર્ગમાં કેટલા ય પ્રકારનાં બાળકો હોય છે. કોઈ વિષયને જલ્દી શીખી લે છે, અને કોઈને શીખવામાં ઘણી વાર લાગે છે. આવી સ્થિતિમાં તેજ અને કમજોર બાળકોમાં સમજુતિ કરવી કઠિન થઈ જાય છે. જો શિક્ષક કમજોર બાળકોને સમજાવવામાં લાગી જાય છે તો તેજ બાળક ચિડાઈ જાય છે અને પાઠ્ય-વિષયથી એની એટલી રુચિ ચાલી જાય છે. કેટલી ય વાતોમાં બાળકોમાં આપસી અસમાનતા હોય છે. એટલે શિક્ષણમાં શિક્ષકને પોતાના પરિશ્રમનું ઉચિત ફળ મળતું નથી. ક્યારે ક્યારે થોડા બાળકોની શક્તિ, આવશ્યકતાઓ અને સમસ્યાઓ એટલી ભિન્ન હોય છે કે તેઓને વર્ગશિક્ષણ પદ્ધતિથી ભણાવવું તેઓના વિકાસમાં અડચણરૂપ બની જાય છે. ઓછી અને વધારે ભિન્નતાથી ક્યારે ક્યારે થોડોક લાભ થઈ જાય છે. કારણ કે તેમની સ્પર્ધાભાવનાને લીધે વ્યક્તિમાં વિકાસ માટે પ્રેરણા આવી જાય છે. પરંતુ વધારે ભિન્નતાવાળા બાળકોને પાંત્રીસ ચાલીસ વાળા બાળકોના મોટા વર્ગમાં ભણાવવાથી ક્યારે પણ મનોવાંછિત ફળ મળતુ નથી. કમજોર બાળક દરેક વાતમાં પાછળ જ હોય છે વર્ગમાં જે કંઈ ભણાવવામાં આવે તે એને પચાવી શકતા નથી. બધા બાળકોનો પાઠ્યક્રમ સાથે સમાપ્ત કરવામાં આવે તોપણ એના મસ્તિષ્કમાં કંઈ નથી રહેતુ. શિક્ષક ભણાવવામાં ગમે તે ઉપાય લે તો પણ બધા બાળકોને એકસરખો લાભ નથી મળી શકતો. જે વિદ્યાર્થીઓ ભાષામાં કમજોર છે તેઓને વર્ગશિક્ષણ વ્યવસ્થામાં થોડો પણ વધારે સમય

આપી શકાતો નથી. ન તો વધારે રુચિ ધરાવનારા બાળકો માટે કોઈ વિશેષ પ્રબંધ કરી શકાતો. આ બધા દૃષ્ટિકોણોથી વર્ગશિક્ષણ દોષથી ભરેલું દેખાય છે.

આપણે કેટલીય વખત કહી ગયા છીએ કે બાળકના ચારિત્ર્યના-વિકાસમાં શિક્ષકના વ્યક્તિત્વનો પ્રભાવ ઘણો મહત્ત્વપૂર્ણ હોય છે. વર્ગ-શિક્ષણમા શિક્ષક બાળકોના સંપર્કમાં એટલે નથી આવતો કે તે બાળકોનુ નામ પણ સારી રીતે જાણી શકે. તો પછી બાળકોને સારી રીતે પ્રભાવિત કરવાનો પ્રશ્ન તો ઉત્પન્ન જ થતો નથી. કેટલાય શિક્ષણશાસ્ત્રીઓના કહેવા અનુસાર વર્ગશિક્ષણ અમનોવૈજ્ઞાનિક છે કારણ કે એમાં બાળકના સામાન્ય સ્વભાવની અવહેલના કરવામાં આવે છે. ચૂપચાપ બેસી રહેવું બાળકને પસંદ નથી તે કંઈને કંઈ કરવાનું ઇચ્છે છે. શિક્ષણનું ભાષણ સાંભળવામાં એની રુચિ નથી, પણ વર્ગમાં આવું સંભવિત નથી. આ માટે તો નાનાં બાળકો ઉપદ્રવ કરતા જોવામાં આવે છે.

## ૨. વર્ગ શિક્ષણના ગુણ

વર્ગશિક્ષણના દોષો જોઈને આપણે એવું ન જાણી લેવું જોઈએ કે તે હમેશ માટે ત્યાજ્ય છે કારણ કે વ્યક્તિગત શિક્ષણ જો પૂર્ણતઃ સંભવિત હોય તો તે બહુ આદર્શની વાત ગણાતી પણ આ આદર્શ સુધી પહોંચવું બહુ કઠિન છે એક વિદ્યાર્થી દીઠ એક શિક્ષક રાખવો પડે. આમા આર્થિક સમસ્યા પણ આવી જાય છે. વળી બીજી વાત એ છે કે બાળકમાં સામૂહિકતાની મૂળ પ્રવૃત્તિ પણ જાગૃત હોય છે તે પોતાની સમાન ઉમરના બાળકો સાથે રહેવું ઇચ્છે છે. તે પોતાના સમાજમાં રહીને નૈતિકતા તથા આચરણ સંબંધી કેટલાય પાઠો શીખે છે. તેઓનો માનસિક વિકાસ પણ પોતાની કોટીના બાળકોમા રહીને વધારે થાય છે. કારણ કે સ્પર્ધા, અનુકરણ, સહાનુભૂતિ વગેરે પ્રવૃત્તિઓને લીધે તે એકબીજાની બરાબરી કરવા અથવા આગળ વધવાના પ્રયત્નોમા રહે છે. આ કારણથી તેમાં કેટલાય ગુણો આવી જવા સંભવ હોય છે. કારણ કે ક્યારે ક્યારે જોવામા આવે છે કે વ્યક્તિગત શિક્ષણ વ્યવસ્થામાં બાળક વર્ગશિક્ષણની માફક નથી શીખી શકતો. કારણ કે એ કળા શિખવાડવામાં પ્રેરણાનો અભાવ હોય છે આના સિવાય કેટલાય એવા વિષયો હોય છે કે જેઓમાં સહાનુભૂતિ, સંકેત અને અનુકરણની વધારે જરૂરિયાત હોય છે. આવા પાઠ્ય-વિષયોમાં બાળકોની સંખ્યા જેટલી વધારે હશે તેટલુ જ શિક્ષણ વધારે સફળતા પ્રાપ્ત કરશે સાંભળનાર લોકોની સંખ્યા

જેટલી વધારે હશે, ભાષણ આપનાર તેટલું જ સારું ભાષણ આપી શકશે. આ જ વસ્તુ શિક્ષકના સંબંધમાં પણ કેટલાય અવસરે ઉપર કહી શકાય છે. અને આવા અવસરે જૉન એડમ્સના શબ્દોમાં સાહિત્ય, ધર્મજ્ઞાન, કળા, સંગીત, ઈતિહાસ તથા ભૂગોળના શિક્ષણમાં આવી જાય છે.

કેટલાય લોકોનુ કહેવું છે કે વર્ગશિક્ષણમાં કમજોર બાળકોને લીધે એક જ વાતને વારંવાર સંભળાવવાથી માત્ર તેમને જ લાભ નથી થતો પરંતુ તેજ વિદ્યાર્થીઓના મગજમા પણ આ વાત સારી રીતે બેસી જાય છે. આ બધાં કારણોને લીધે મોન્ટેસરી, પ્રોજેક્ટ પદ્ધતિ, ડાલ્ટન પ્લાન વગેરે જુદી જુદી પદ્ધતિઓનો વિરોધ હોવા છતાં પણ વર્ગશિક્ષણની ઉપયોગિતાનો અસ્વીકાર કરતી નથી અને એમને પણ સમર્થ ઉપર વર્ગશિક્ષણનો સહારો લેવો પડે છે. આનાથી એ જાણી શકાય છે કે આપણે કોઈ પણ એક મધ્યમ માર્ગનું અનુસરણ કરવું પડશે. વર્ગશિક્ષણ અને વ્યક્તિગત શિક્ષણની જગાએ કયા સમન્વિત માર્ગને અપનાવવો જોઈએ એ પણ એક મતથી નિશ્ચિત કહી શકાતું નથી. આદર્શની વાત તો એ છે કે વ્યક્તિગત શિક્ષણની અંતર્ગત કોઈપણ એવો ઉપાય શોધી શકાય કે જેનાથી બાળકો વર્ગ શિક્ષણના લાભથી પણ વંચિત ન રહી શકે. પણ હજુ સુધી કોઈપણ એવા માર્ગની સંભાવના નથી દેખાતી કે જે આ દૃષ્ટિકોણથી દોષહીન દેખાય. એટલે વર્તમાન સ્થિતિમાં એ જ ઠીક ગણાય છે કે વર્ગ શિક્ષણની વ્યવસ્થાને અંતર્ગત જ વ્યક્તિગત ધ્યાન આપવાનો થોડો પ્રબંધ કરી શકાય. આ ઠીક છે કે આવા પ્રબંધથી શિક્ષકનો ભાર વધુ થઈ જશે. અને પરિશ્રમ પણ વધારે કરવો પડશે શિક્ષકને પોતાના કર્તવ્યનુ પાલન કરવું પડશે. જો બાળકો ઉપર વ્યક્તિગત ધ્યાન ન અપાય તો વર્ગમા આવીને મનમાની વસ્તુ વંચાવવાથી જ પોતાના કર્તવ્યની ઈતિશ્રી સમજીને બાળકો ઉપર કુઠારાઘાત કરશે. આવી સ્થિતિ આપણે યથાશક્તિ રાખવી છે. અને થોડી એવી વિધિઓનો સહારો લેવો છે કે જેનાથી બાળકોની વ્યક્તિગત ભિન્નતાનુ શિક્ષકને જ્ઞાન આપીને યથાસંભવ બાળકોની આવશ્યકતાનુસાર શિક્ષણકાર્યને સંગઠિત કરવું પડશે. આ પ્રયત્નમા શિક્ષકના ભાગને ઓછો કરવા માટે વર્ગમા બાળકોની સંખ્યા પાંત્રીસ ચાળીસથી વીસ-પચીસ કરવી પડશે. અને શાળામા શિક્ષકોની સંખ્યા પણ વધારવી પડશે સામાન્ય શાળાની પરિસ્થિતિ અંતર્ગત-વ્યક્તિગત શિક્ષણની વ્યવસ્થા માટે થોડી પદ્ધતિઓનુ નિર્માણ કરવામાં આવ્યું છે. સંક્ષેપમા આપણે નીચે તેનો ઉલ્લેખ કરીએ છીએ.

## ૩. મૈકનની અબ્બેની શિક્ષણવિધિ

મૈકનનુ કહેવુ છે કે આખા વર્ગને આપણે બબ્બેની ટોળીમા વિભાજન કરીને ભણાવીએ તો આ વર્ગશિક્ષણ વધારે ઉપયુક્ત થશે કારણ કે આમા વ્યક્તિગત શિક્ષણ અને વર્ગશિક્ષણ બંનેના ગુણો આવી જાય છે મનોવૈજ્ઞાનિક દૃષ્ટિથી પણ આનો બાળક ઉપર સારો પ્રભાવ પડે છે કારણ કે આમા વ્યક્તિગત સ્વતંત્રતા વધારે હોય છે અને આવશ્યકતાનુસાર શિક્ષકની મદદ પણ મળી જાય છે આવી રીતે મૈકનને શિક્ષણ ભાગીદારીની ભાવનાનુ પ્રવર્તક છે આના આ વિચારો શિક્ષણક્ષેત્રમા ઘણા મહત્ત્વપૂર્ણ દેખાય છે આ સિદ્ધાન્તનો પ્રધાન ઉદ્દેશ એ છે કે દિવસના વધારે ભાગમા બાળક ક્રિયાશીલ રહે અને તે પોતાના પ્રયત્નોથી શીખવાનો પ્રયત્ન કરે મૈકન આ સમજી ગયો છે કે આજની શિક્ષણપદ્ધતિનો મુખ્ય દોષ એ છે કે એમા બાળકની સ્વાભાવિક ક્રિયાશીલતાને જાગૃત કરવા માટે ઉચિત વખત અપાતો નથી જલદી શીખવાની ધૂનમાં શિક્ષક પોતે જ બધુ વર્ગમાં કહી જાય છે જેવી રીતે નાના વાસણમાં મોટા મોઢાવાળા નળથી વધારે ગતિથી પાણી પડવાથી તે વાસણ ભરાતું નથી પરતુ એમા જે કંઈ થોડુ પાણી ભરવુ હોય છે તે પણ બહાર પડી જવાનો ભય છે આવી જ રીતે શિક્ષકોની વરસતી વાણી બાળકોના મસ્તિષ્કમા સારી રીતે ટકતી નથી આના પરિણામમા જે તેઓ જાણે છે તેને પણ ક્યારે ક્યારે ભૂલી જાય છે એટલે શિક્ષકે પોતાની વાણી ઉપર નિયત્રણ રાખીને બાળકો પોતે જ શીખે એ માટે ઉત્સાહિત કરવાના છે અનુપાત પ્રમાણે આપણે જોઈએ તો વર્ગમા શિક્ષક અને બાળકોને બોલવાનો સમય ૨૦ ૧ હોય છે એટલે કે જ્યારે શિક્ષક ૪૦ મિનિટ બોલે છે ત્યારે બાળક ફક્ત ૨ મિનિટ બોલે છે પણ આ મનોવૈજ્ઞાનિક સિદ્ધાન્તથી વિરુદ્ધ છે એ લે જ શિક્ષણમા ક્રિયાશીલતાનો પોકાર ઉઠાવવામા આવે છે

મૈકનનુ કહેવુ છે કે વર્ગના સમયે દરેક બાળક ક્રિયાશીલ રહેવુ જોઈએ અડધા સમયમાં એને શીખવાનુ છે અને અડધા સમયમા એ પોતાના સાથીદારના પ્રશ્નોના ઉત્તર આપવાના છે પોતના આ ઉદ્દેશની પૂર્તિ માટે મૈકને થોડી ચોપડીઓ પણ લખી છે મૈકનનો એ અનુભવ છે કે જેમાં શિક્ષકની દરેક જગાએ મદદની જરૂર હોય છે તેવા વિષયોને ટાળીને બાળકોને ચોપડીઓની મદદથી ઘણુ સમજાવીને શીખવી શકાય છે મૈકનની પદ્ધતિમા સૌથી પહેલા શિક્ષક બાળકોને કાર્ય કરવાની

આખી પદ્ધતિ બતાવી દે છે અને પછી વિદ્યાર્થીઓને બબ્બેની ટોળીમાં વહેંચીને કાર્ય શરૂ કરવામાં આવે છે થોડા વખત પછી બધા વિદ્યાર્થીઓ એકત્રિત થાય છે તેથી શિક્ષક બધાની ભૂલો સુધારી રહે છે આવી રીતે આ પદ્ધતિથી બાળકો પોતાનું અધ્યયન કરવાનું શીખી શકે છે મૅડમ શિક્ષકની સ્થિતિની સરખામણી ડૉક્ટરથી કરે છે ડૉક્ટર રોગોની દવા એવી રીતે કરે છે કે પછી એને જોવાની જરૂર ન હોય જો ડૉક્ટરની ઉપસ્થિતિ હંમેશાં જરૂરી છે તો આનો અર્થ એ છે કે તે પોતાના કર્તવ્યપાલનમાં સફળ ન થયો આવી રીતે બાળકની શિક્ષાનું સંચાલન શિક્ષકે એવી રીતે કરવાનું છે કે એને શિક્ષકની ઉપસ્થિતિની પણ જરૂર ન પડે જો બાળક શિક્ષકની મદદ વગર શીખી શકતો નથી તો સમજવું જોઈએ કે એના શિક્ષણનું મનોવૈજ્ઞાનિક સંચાલન કરવામાં આવ્યું નથી

## ૪. નિરીક્ષિત સ્વાધ્યાય

મૅડમની ઉપરની પદ્ધતિથી મળતી "પ્રોફેસર હોલકવેસ્ટે" પોતાની એક બીજી પદ્ધતિનો વિકાસ કર્યો છે કે જેને "નીરીક્ષિત સ્વાધ્યાય" કહેવામાં આવે છે આ પદ્ધતિનું ધ્યેય શિક્ષકના નિરીક્ષણમાં બાળકને પોતાની શિક્ષા માટે ઉત્તરદાયિ બનાવવાનું છે આવી રીતે બાળકમાં આત્મનિર્ભરતા આવશે અને એના વ્યક્તિત્વનો વિકાસ મનોવૈજ્ઞાનિક રીતે થશે આ ધારણાના આધાર ઉપર તે એક નવી રીતે શાળાનું સંચાલન કરવા માગે છે દા ત કોઈપણ એક કલાકના કાર્યક્રમમાં તે ૧૨ અને ૨૪ મિનિટના ત્રણ ભાગ કરે છે પહેલી બાર મિનિટમાં અર્થાત્ કુલ સમયના $\frac{1}{5}$ ભાગમાં શિક્ષક પાછળના પાઠને દોહરાવીને છાત્રોના પૂર્વ જ્ઞાનની પરીક્ષા કરે છે અને પાઠ માટે તેઓને તૈયાર કરે છે આ પ્રથમ ભાગને "પ્રસ્તાવના કાળ' કહેવામાં આવે છે બીજા $\frac{1}{5}$ ભાગમાં શિક્ષક બાળકોની જિજ્ઞાસા જાગૃત કરીને તેમની આગળ થોડી સમસ્યાઓ મૂકે છે આને નિર્દેશ પણ કહેવામાં આવે છે અને ત્રીજા ભાગમાં બાળકો સમસ્યાઓના સમાધાનમાં વ્યક્તિગત રૂપથી લાગી જાય છે પાઠના નિર્દેશમાં શિક્ષક બાળકની વિલક્ષણતાઓ ઉપર વધારે ધ્યાન આપે છે તેજ, સાધારણ અને મંદગતિના જુદા જુદા બાળકોની યોગ્યતાનો ખ્યાલ કરીને તેમને કાર્ય આપવું જરૂરી છે અન્યથા આ પદ્ધતિનો ઉદ્દેશ સફળ નહિ થાય કેટલાક આલોચકોનું કહેવું છે કે નિરીક્ષિત સ્વાધ્યાયથી બાળકોમાં આત્મનિર્ભરતા આવતી નથી તે હમેશા શિક્ષકના નિર્દેશ ઉપર જ આધારિત રહે છે પણ આના સમર્થકોનું કહેવું છે કે શિક્ષકે પાઠનું

ગઠન એવી રીતે કરવાનું છે કે જેથી પ્રશ્નો બાળકના મનમાં પોતે જ ઉત્પન્ન થાય અને એનું સમાધાન પણ તેઓ પોતે જ વિચારે અંતમાં આપણે એ જ નિર્ણય ઉપર પહોંચીએ છીએ કે ' વિનેટિકા સ્વાધ્યાય પદ્ધતિ વર્ગશિક્ષણ અને વ્યક્તિગત શિક્ષણનો એક સમન્વય છે કારણ કે પહેલા ભાગમાં બાળકોને એક સાથે વર્ગમાં બેસીને શિક્ષકની વાતો સાંભળવી પડે છે અને બીજા ભાગમાં તેઓને પોતાની વ્યક્તિગત શક્તિઓનો પ્રયોગ પણ કરવો પડે છે

૫ ગેરી પદ્ધતિ

અમેરિકાના ઈન્ડિયાના રાજ્યના શ્રી વ્યમ યુ એ વર્ટ એક નવી શિક્ષણ પદ્ધતિનું નિર્માણ કર્યું છે અમેરિકાના ગૅરી નામક શહેરમાં આ પદ્ધતિનો આવિષ્કાર થવાથી આનું નામકરણ ગૅરી રાખવામાં આવ્યું છે શ્રી વર્ટનો વિશ્વાસ છે કે શાળા જ્ઞાન આપવા માટે નથી પરંતુ શિક્ષણ આપવાનું સ્થાન છે આ અનુસાર કાર્ય, રમત અને અધ્યયન આ ત્રણે શિક્ષણના અંગો છે એટલે એણે એક એવા પ્રકારની શાળાનું સંગઠન કરવાનો પ્રયત્ન કર્યો કે જ્યાં બાળકને રમત અને મનોરંજનનો ઉચિત પ્રબંધ હોવા છતાં પણ જ્ઞાન શીખવાનો પૂર્ણ સમય મળતો રહે આવી રીતે શાળા, ઘર મનોરંજનનું સ્થાન અને જ્ઞાન આપવાનું એક અગત્યનું સ્થાન ગણાય છે વર્ટનું કહેવું છે કે જેવી રીતે ગૃહમાં અને બગીચાઓમાં બાળકો માટે કોઈ નિશ્ચિત સ્થાન હોતું નથી તે ગમે તે જગ્યાએ બેસી શકે છે તેવી જ રીતે શાળામાં પણ બાળકો માટે એક નિશ્ચિત સ્થાન હોવું જરૂરી નથી આ વાતોને ભેગી કરીને વર્ટ આ નિષ્કર્ષ ઉપર પહોંચી ગયો છે કે શાળામાં જેટલા ઓરડા હોય છે એના કરતા અડધા ઓરડાઓથી પણ કામ ચાલી શકે છે કારણ કે થોડા બાળકો બહાર કામ કરે છે ત્યારે લગભગ અડધા ઓરડાઓ દરેક વખતે ખાલી પડ્યા હોય છે એટલે એણે ગૅરી શાળામાં બાળકોની કુલ સંખ્યાના અડધા ભાગ માટે બેસવાની વ્યવસ્થા કરી છે અને અડધા ભાગ માટે બહાર મેદાનમાં કામ કરવાની વ્યવસ્થા કરી છે પરંતુ ગૅરી પદ્ધતિ સફળ બનાવવા માટે જરૂરી છે કે શાળામાં કામ કરવા અને રમવા માટે બીજા ઓરડાઓની વ્યવસ્થા કરવી સભાગૃહ પુસ્તકાલય મનોરંજન સ્થાન ખેલનું મેદાન પ્રયોગશાળા અને કાર્યસ્થાન વગેરે બધાનો ઉચિત પ્રબંધ ઘણો જ આવશ્યક છે

વર્ટે પોતાની શિક્ષણપદ્ધતિમાં બે નવી વાતોનો સમાવેશ કર્યો છે (૧) એણે શાળાનો સમય લાંબો રાખ્યો છે અને શાળાનું કાર્ય પણ તે

મુજબ લંબાવવામાં આવ્યું છે. શાળા રમત, કાર્ય અને અધ્યયન કરવાનું સ્થાન છે. એટલે રજા આપવાની વ્યવસ્થા કરવામાં આવી નથી. કારણ કે શાળામાં રહીને પોતાના મનોરંજનથી બાળકો રજાનો આનંદ માણી શકે છે. આ વિશ્વાસને કારણે રવિવારની તથા બીજી રજાઓ કાઢી નાખવામાં આવી છે. શાળા બારે માસ અને બધા દિવસે ખુલ્લી રહેવી જોઈએ. (૨) પોતાના અવકાશના સમયે અભિભાવકોને શાળામાં આવવા માટે આમંત્રણ હંમેશને માટે ખુલ્લું જ હોય છે. તે કોઈ પણ વખતે આવીને પોતાનું મનોરંજન કરી શકે છે. આવા પ્રકારેથી ગૅરી શાળાના અધિકારીઓ અને અભિભાવકો વચ્ચે ગાઢ સંબંધ સ્થાપવાના પ્રયાસો કર્યા છે.

અહિં આપણે "ગૅરી પદ્ધતિ" ના એવા અંશો ઉપર જ દષ્ટિપાત કરીશું કે જેનાથી શિક્ષણમાં બાળકને વ્યક્તિગત સ્વતંત્રતા આપી શકાય છે અને તેને પોતાના વિકાસ માટે ઉત્તરદાયી બનાવવામાં આવે છે. બીજી શાળાઓ કરતાં ગૅરી શાળામાં બાળકોને વધારે સ્વતંત્રતા હોય છે. ઉપરના વિવરણથી સ્પષ્ટ છે કે બાળકને દરેક વખતે શાળામાં કામ કરવું પડતું નથી. શિક્ષકને પણ પોતાનાં ખાલી પ્રવચનો જ નથી આપવાં પડતાં. કેટલાય શિક્ષકોનું કર્તવ્ય બાળકની વ્યક્તિગત જરૂરિયાતોનું અધ્યયન કરીને તેને અનુસાર તેઓનાં કાર્ય, મનોરંજન અને અધ્યયનની વ્યવસ્થા કરવાનું જ હોય છે. તે બાળકોને પાઠ્ય-વસ્તુનો સંકેત બતાવે છે. અને એ પણ બતાવે છે કે કયા વર્ગમાં બેસવું તેમને માટે યોગ્ય છે. આવી રીતે વ્યક્તિગત સ્વતંત્રતાના આયોજનનો થોડો મનોવૈજ્ઞાનિક પ્રયત્ન કરવામાં આવે છે. "ગૅરી પદ્ધતિ" ની એક વિશેષતા એ છે કે ક્યારે ક્યારે દસ બાર ધોરણોના બાળકોને એક જ જગાએ એકત્રિત કરવામાં આવે છે. અને તેઓને એક જ શિક્ષક કેટલીય વાર સુધી ભણાવે છે અથવા કોઈપણ કાર્ય કરાવે છે. આવી રીતે વર્ગ શિક્ષણનું રૂપ પણ આ પદ્ધતિમાં દેખાય છે. જો કે બધી શાળાઓમાં આવા યોગ્ય શિક્ષકો મળતા નથી કે જેઓ આવા મોટા વર્ગનું નિરીક્ષણ કરીને તેમના અધ્યયનમાં મદદ આપે. પરતુ આવા થોડાક શિક્ષકો તો સારી શાળામાં હોય છે.

પ્રોજેક્ટ પદ્ધતિ અનુસાર ગૅરી પદ્ધતિ પણ શાળા અને વ્યક્તિના બહારના જીવનમાં ઘનિષ્ટ સંબંધ સ્થાપિત કરવા માગે છે પણ આ રીત થોડી જુદી છે. ગૅરી પદ્ધતિમાં શિક્ષક ખાલી ભણાવતો નથી, પરંતુ સાધારણ નાગરિકોના જીવનયાપન માટે જે કાર્યો જરૂરી છે તે કરવાની રીત પણ બાળકોને

સમજાવે છે. આ ત ગ્યાબનશાસ્ત્રનો વિષય પ્રાકૃતિક વસ્તુઓનું વિશ્લેષણ બાળકોને શીખવાડે છે. આવા વિશ્લેષણમાં વિદ્યાર્થીઓ પૂર્ણ ભાગ લે છે. આ રીતે ગેરી શાળા ફક્ત જ્ઞાન શીખવા માટે જ નથી, પરંતુ કામ કરવાનું પણ સ્થાન છે.

કેટલાય લોકોની માન્યતા છે કે ગેરી શાળામાં વર્ગશિક્ષણ ઉપર બહુ થોડું ધ્યાન આપવામાં આવે છે. પણ આ વિષયમાં તે બીજી સાધારણ શાળાઓથી પણ પાછળ છે. ગેરી શાળાના આ દોષનું કારણ એ છે કે આમાં શિક્ષક બીજી શાળાના શિક્ષકોની માફક પોતાના બાળકોની ઉન્નતિ માટે ઉત્તરદાયિત્વ સમજતા નથી, કારણ કે તે બાળકોને વ્યક્તિગત રસ લેતા વધારે પડતી આપે છે. ગેરી શાળામાં થોડા "એપ્લિકેશન ટીચર" હોય છે. જેઓનું કર્તવ્ય મદદ બાળકોને વ્યવસાય વ્યાપાર, ઉદ્યોગ અને નાગરિકતાની વાતો સમજાવવાનું હોય છે જેનાથી તેઓ ભવિષ્યમાં સારા નાગરિક બની શકે. થોડાક આવા શિક્ષકોની ઉપસ્થિતિથી શાળાના અધ્યાપકો પોતાના આ ઉત્તરદાયિત્વને મુક્ત માને છે. પણ આ સારું લક્ષણ નથી, કારણ કે શિક્ષકે બાળકના વિકાસ માટે એક સામૂહિક ઉત્તરદાયિત્વનો અનુભવ કરવો જોઈએ. આ માટે હવે થોડા લોકો ગેરી શાળાઓમાં એપ્લીકેશન ટીચરના કાર્યક્ષેત્રને વધારવા માગે છે. બીજા બાળકોની વ્યક્તિગત અધ્યયનની ઉપેક્ષા શિક્ષણમાં હોવી જોઈએ અને બાળકોની થોડી વિશેષ સમસ્યાઓ ઉપર બીજા અન્ય શિક્ષકોથી વિચારવિનિમય કરવા જોઈએ. આમ ન કરવાથી શાળાની એકતા નષ્ટ થાય છે અને કાર્ય પણ મનોરંજક નથી હોતું, કારણ કે બધા બાળકોના વિષયમાં "એપ્લીકેશન ટીચર્સ"ની જાણકારી સંભવિત નથી.

## ૬. મેસનપદ્ધતિ

આ પદ્ધતિ નિર્માતા 'મીસ ચાર્લ મેસન' છે. આના અનુસાર બાળકોને જ્ઞાનવર્ધક અથવા સાહિત્યવિષેનો નથી ભણાવવામાં આવતા, પણ તેઓને એ શિખવાડવામાં આવે છે કે કયું અને કેવી રીતે ભણવું જોઈએ. આ જ્ઞાન થઈ જવાથી બાળક સ્વતંત્ર અધ્યયનમાં સમર્થ થઈ શકશે. મેસન પદ્ધતિ અનુસાર બાળકોનાં પાઠ્યપુસ્તકોમાં જુદા જુદા વિષયો હોવા જરૂરી છે. કારણ કે આનાથી તેમની રુચિ કાયમ રહેશે. વિષયો એવા હોવા જોઈએ કે યથાસમય તેઓના વ્યક્તિગત અનુભવોનો સંકેત કરી શકે. આમ થવાથી તેઓ પોતે જ વિષયોને સમજી શકે. વિષય બાળકને એક જ વાર વાંચવા આપવો જોઈએ અને પછી મૌખિક અને લેખિત રીતે તેને વ્યક્ત કરવા માટે બાળકોને

ઉત્સાહિત કરવા જોઈએ આવી રીતે મેસનપદ્ધતિમા મૌખિક અને લેખિત પુનરાવૃત્તિ ઉપર વધારે ધ્યાન આપવામા આવે છે કારણ કે મીસ મેસનનો વિશ્વાસ છે કે આવૃત્તિ વગર કદી પણ કાઈ જ્ઞાન એકરૂપ અને સ્થાયી બનતુ નથી પણ આ વાત ઘણીજ ધ્યાન રાખવા જેવી છે કે મેસનપદ્ધતિમા જ્ઞાનાર્જન માટે બાળકને એક વખત ભણાવવા માટે ખૂબ જ કાળજીપૂર્વક કહેવામા આવે છે એટલે કે જોર દેવામા આવે છે જેથી એક જ વારમાં એ પોતાનુ ધ્યાન એકત્રિત કરતુ શીખી લે એ પદ્ધતિના પ્રયોગથી ઘણી જગાએ સફળતા મળી છે સાધારણ શાળાના વિદ્યાર્થીઓની સરખામણીમા મેસન પદ્ધતિ પ્રમાણે ચાલનારી શાળાના વિદ્યાર્થીઓ વધારે મહેનતુ, ઉત્સાહી અને નમ્ર હોય છે પોતાનો વિષય વાચે છે તથા ઘણી જ કુશળતાથી તેને યાદ કરે છે અને તેઓનુ જ્ઞાનાર્જન પણ વધારે હોય છે, પરન્તુ મેસનપદ્ધતિ કાર્યાન્વિત કરવા માટે ઉપર્યુક્ત ચોપડીઓનો અભાવ ઘણો વિરૂપ દેખાય છે.

*

# [૧૨]

## પરીક્ષા

### ૧. ભૂમિકા

પરીક્ષા આપણી શિક્ષણ પ્રણાલીનુ એક અગ છે એટલે આના ઉપર થોડો વિચાર કરવો ઉપયુક્ત દેખાય છે પરીક્ષા બાળકોની શિક્ષાનો માપદડ બની ગઈ છે તેઓને પરીક્ષામા પાસ થવા માટે જ ભણાવવામા આવે છે શિક્ષકની સામે પણ મુખ્ય ઉદ્દેશ્ય પોતાના બાળકોને સપૂર્ણપણે પરીક્ષા પાસ કરાવવાનો છે બાળકોના વ્યક્તિત્વના વિકાસ માટે આજે કોઈપણ ચિન્તા કરતુ નથી અને આદર્શ શિક્ષકો બહુ ઓછા હોય છે વાસ્તવમા આ સ્થિતિ ઘણી દુ ખદાયક છે મારા કહેવાનુ તાત્પર્ય એ નથી કે પરીક્ષાથી નુકશાન જ હોય છે પરતુ આપણે એના ગુણ અને અવગુણ બન્ને ઉપર ધ્યાન આપવુ જોઈએ ભણાવેલો વિષય વિદ્યાર્થીને ક્યા સુધી સમજાયો છે અને શિક્ષક પોતાના અધ્યાપનકાર્યમા ક્યા સુધી સફળ થયો છે, આના નિરીક્ષણ માટે પરીક્ષાનો સહારો લેવો જરૂરી છે આ માટે બાળકોની સમય સમય ઉપર પરીક્ષાઓ લેવાય છે આના પરિણામસ્વરૂપ પ્રમાણપત્રો પણ

અપાય છે પરંતુ વર્તમાન શિક્ષણપ્રણાલી થોડી એવી બની ગઈ છે કે એનાથી વિદ્યાર્થીને ઘણો ડર લાગે છે પરીક્ષા વખતે તેઓને ખાવાપીવાનો સમય નથી રહેતો આખી રાત જાગીને પરિશ્રમ કરે છે તોપણ પરીક્ષાનો ભય લાગેલો જ હોય છે નીચે આપણે આ પરીક્ષાના દોષો ઉપર સંકેત કરીએ છીએ કારણ કે આની વિસ્તૃત વ્યાખ્યાની આવશ્યકતા નથી.

## ૨ વર્તમાન શિક્ષણ—પ્રણાલીના દોષ

૧ એક જ ઉત્તર પર જુદા જુદા પરીક્ષકો દ્વારા જુદા જુદા ગુણ અપાય છે એક પરીક્ષક એના પ્રથમ શ્રેણીના ગુણ આપે છે, બીજો દ્વિતીય શ્રેણીના ગુણ આપે છે, અને ત્રીજો નાપાસ કરી દે છે આની રીતે આ પરીક્ષાનો નિર્ણય પરીક્ષકની વ્યક્તિગત ઇચ્છાઓ મુજબ આધારિત હોય છે

૨ પાઠ્યક્રમને ધ્યાનમા રાખીએ તો પરીક્ષામા પ્રશ્નોની સંખ્યા ઓછી હોય છે આ માટે જ પરીક્ષાર્થી અગત્યના પ્રશ્નોનું અનુમાન કરીને વાંચે છે જો અનુમાન કરેલા પ્રશ્નો ન આવ્યા તો તેની દશા ખરાબ થાય છે

૩ લગભગ બધા પ્રશ્નો માટે સમાન ગુણ હોય છે પરંતુ આ ઠીક નથી કારણકે બધા પ્રશ્નોની તૈયારીમા સરખો પરિશ્રમ આવશ્યક હોતો નથી.

૪ દરેક ક્ષેત્રમાં બાળકોની લેખનશક્તિની–ખાસ કરીને પરીક્ષા લેવાય છે આ શક્તિના અભાવમા બધી વાતો જાણે છે તોપણ વિદ્યાર્થી પરીક્ષામા ઇચ્છિત સફળતા મેળવી શકતો નથી દા ત ભૂગોળ અને ઇતિહાસ જેવા વિષયોમા થોડા છોકરાઓ પોતાની લેખનશક્તિના આધાર ઉપર એવી ભૂમિકા રચે છે કે જેના પ્રભાવથી પરીક્ષક એમ જ સમજે છે કે બાળકને બધુ જ આવડે છે અને બીજા પરીક્ષાર્થીઓ જે પોતાના ભાવો સ્પષ્ટ નથી કરી શકતા તેઓ બધી વાતો જાણવા છતા પરીક્ષામા નાપાસ થાય છે આનાથી એમ માનવુ જોઈએ કે આ પરીક્ષા લેખનશક્તિની પરીક્ષા છે ભૂગોળ અને ઇતિહાસની નથી આનાથી પરીક્ષાનો ઉદ્દેશ્ય સફળ થતો નથી

૫. પરીક્ષા અવિશ્વાસના વાતાવરણમા લેવાય છે શિક્ષકને સંત્રીની જેમ પરીક્ષાભવનમા નિયુક્ત કરાય છે તે ઘણા જ સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે આ નિરીક્ષણ બાબત એને આપણે પ્રમાણપત્ર આપી રાખીએ નકલ કરનાર વિદ્યાર્થીઓ તો ગમે તે પ્રકારથી પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ કરી લે છે કાગળ ઉપર લખીને આજુ બાજુ મૂકી દેવુ અથવા પોતાના હાથ અથવા પગ ઉપર

લખી દેવું ક્યારેક ક્યારેક સહાયક બની જાય છે. આ રીતે નકલ કરનાર પરીક્ષાર્થીઓને પકડવામા આવે તો આચાર્ય મહોદય મનમાન્યો દંડ આપે છે (શિક્ષા)

૬. પરીક્ષાથી વિદ્યાર્થીના વાસ્તવિક જ્ઞાનની ઠીક ઠીક કસોટી થતી નથી. આ જોવામા આવે છે કે ઓછી અક્કલવાળા બાળકો ક્યારે ક્યારે તેજ બુદ્ધિવાળા બાળકોથી આગળ વધી જાય છે

૭ પ્રશ્નોના નિશ્ચિત સ્પષ્ટ ઉત્તરો હોતા નથી. જુદા જુદા પરીક્ષાર્થીઓ જુદી જુદી રીતે ઉત્તર લખે છે. કેટલાક તર્કશક્તિ ઉપર જોર આપે છે કેટલાક સ્મૃતિ અને ક્રમબદ્ધતા ઉપર પરીક્ષક આ ત્રણે વાતોનો સમન્વય માગે છે એક જ ઉત્તરમા જુદી જુદી માનસિક ક્રિયાઓનો સમન્વય સંભવિત નથી.

## ૩. સુધારાના થોડા ઉપાયો

ઉપરના દોષોના નિરાકરણ માટે શિક્ષણશાસ્ત્રીઓએ મનોવિજ્ઞાનની મદદથી એક નવી પરીક્ષા-પ્રણાલીનો આવિષ્કાર કર્યો છે જેને જ્ઞાન "પરીક્ષા" કહે છે આના ગુણ અને અવગુણ એ છે વર્તમાન પરીક્ષા-પ્રણાલીના ઘણાય દોષો આનાથી નિસ્સન્દેહ દૂર કરી શકાય છે. પણ આપણા ગરીબ દેશમા આકસ્તાની સમસ્યાનુ સરળ સમાધાન નથી દેખાતુ તે માટે નવી જ્ઞાન-પરીક્ષાનો ઉપયોગ **ધનાભાવને** લીધે સંભવિત નથી આ પરીક્ષાની રચના માટે આપણે થોડા વિશિષ્ટ શિક્ષકોની આવશ્યકતા નથી પણ આપણે શિક્ષણ જ બીજા પ્રકારે આપવુ પડશે કારણકે આપણી વર્તમાન શિક્ષણપદ્ધતિ જ્ઞાન-પરીક્ષાના નિર્માણ તથા ઉપયોગ માટે તૈયાર નથી એટલે આપણે અહીં આ જ્ઞાનપરીક્ષાના ગુણો અને અવગુણો ઉપર વિવેચના કરવી વધારે લાભદાયક નથી આની ચર્ચા આપણે જુદી જ ચોપડીઓમા કરીશુ આપણે તો અહીં ફક્ત એટલો જ વિચાર કરવાનો છે કે વર્તમાન શિક્ષણ-પ્રણાલીમા કઈ કઈ વાતોનો સુધારો કરવો જોઈએ કે જેથી તે કામચલાઉ બની જાય કારણકે સુધાર ધીરે ધીરે કરવા વધારે યુક્તિસંગત અને વ્યાવહારિક હોય છે

ઉપર આપણે કહી ચૂક્યા છીએ કે પરીક્ષા લેવી જરૂરી છે પરન્તુ તે યથાસંભવ સ્વાભાવિક વાતાવરણમા લેવી જોઈએ એનુ વાતાવરણ કૃત્રિમ ન હોવુ જોઈએ અન્યથા છાત્રોના મનમાથી તેનો ભય દૂર નહિ થાય પરીક્ષાનુ રૂપ એવુ હોવુ જોઈએ કે તે છાત્રોના દૈનિક શિક્ષણક્રમના જરૂરી અંગ હોય

જો એને આપણે દૈનિક શિક્ષણક્રમનુ સાધારણ અંગ બનાવીએ તો એની પહેલેથી સૂચના આપવી જરૂરી નથી. વિષયોનુ જેવી રીતે અધ્યાપન ચાલે છે તેવી જ રીતે અચાનક એક દિવસ પરીક્ષા પણ લઈ લેવી જોઈએ. જો આવી સ્થિતિ આપણે પેદા કરીએ તો તે ઘણી આદર્શ ગણાય આનાથી છાત્રોમાં પ્રતિયોગિતાની ભાવના ઉત્પન્ન નહિ થાય. પ્રતિયોગિતાથી શારીરિક અને માનસિક શક્તિઓનો ઘણો હ્રાસ થાય છે પરીક્ષા પહેલા બાળકોને સ્પષ્ટ કરી દેવું જોઈએ કે ડર વગર તેમને જેટલુ આવડતુ હોય તેટલું લખે

પ્રશ્નપત્ર કાઢવામાં શિક્ષકે થોડી વાતો ઉપર ધ્યાન આપવું જોઈએ. કઠિન કઠિન પ્રશ્નો પૂછવા પણ ઠીક નથી પ્રશ્ન એટલા સરળ જોઈએ કે અધિકાંશ બાળકો વધારેમાં વધારે લખી શકે. પ્રશ્નપત્ર બહુ લાંબું હોય તો પણ ઠીક નથી પ્રશ્નોની રચનામાં એ ધ્યાનમા રાખવું જોઈએ કે વિદ્યાર્થીઓની રુચિ અને યોગ્યતાનુસાર થોડા પ્રશ્નો અવશ્ય મળે પ્રશ્નપત્ર એક જ એકમાં નહિ બનાવવું જોઈએ. કારણ કે આમ કરવાથી પ્રાયઃ એવા પ્રશ્નો ઉપર વધારે ધ્યાન અપાય છે કે જે સરળતાથી બની જાય છે અને આવી રીતે ભણાવવા વિષયનો ઘણો ભાગ રહી જાય છે. દરેક પાઠમાથી થોડી થોડી વાતો પુછાય તેવો પ્રયત્ન કરવો જોઈએ. આવું કરવુ અસંભવ નથી. પણ પ્રશ્નપત્ર કાઢવામાં શિક્ષકે વધારે પરિશ્રમ કાઢવો પડશે. દા. ત. ભાષાના પ્રશ્ન પત્રમા વ્યાખ્યા, શબ્દાર્થ, જીવનચરિત્ર તથા શૈલી વગેરે પ્રશ્નો જુદા જુદા પાઠોથી બનાવી શકાય છે. પોતાની દષ્ટિથી જ અગત્યના પાઠોમાંથી તારવણી કરવી એ ઠ નથી આવી જ રીતે ભૂગોળ, ઈતિહાસ અને ગણિતના વિષયોમા પણ બધા પઠિત વિષયોમાંથી થોડા પ્રશ્નો કાઢી શકાય છે. આમ કરવાથી પરીક્ષાર્થીઓની અનુમાન લગાવવાની આદત ધીરે ધીરે ઓછી થઈ જશે પ્રશ્નોનુ રૂપ એવું હોવું જોઈએ કે છાત્રોને પોતાની તરફથી પણ થોડું ઘણુ કહેવાની સ્વતંત્રતા હોય. આનાથી એના વ્યાવહારિક જ્ઞાનમા વૃદ્ધિ થશે અને પરીક્ષાનુ મૂલ્ય પણ વધશે.

ઉપરની વાતો વિશેષ કરીને શાળાની આંતરિક પરીક્ષા સંબધી છે પણ કેટલીય બીજા પ્રકારની પરીક્ષાઓ પણ હોય છે જે શિક્ષણ સંસ્થાઓ, શિક્ષણ વિભાગ અથવા સરકાર દ્વારા આયોજિત હોય છે. આ સાર્વજનિક પરીક્ષાઓ કહી શકાય છે. આ પરીક્ષાના પરીક્ષકોએ પણ ઉપર કહેલી વાતો ઉપર યથાસંભવ ધ્યાન આપવું જોઈએ. પરીક્ષકોએ હમેશાં એ યાદ રાખવું જોઈએ કે તેમના પ્રશ્નપત્રનો પ્રભાવ શિક્ષણપ્રણાલીમાં ઘણો ઊંડો પડે છે જેવા પ્રશ્નો

સમજ્યે ગોખવાની ટેવ પડી જાય છે. પરીક્ષણીય અને અપરીક્ષણીય વિષયોનુ અન્તર સમજવું સરળ નથી. પહેલા લોકોની ધારણા હતી કે ભૂગોળ અને ઈતિહાસમા ફક્ત ગોખવાનુ જ છે પરંતુ આજના શિક્ષણશાસ્ત્રીઓએ સિદ્ધ કરી આપ્યુ છે કે મનોવૈજ્ઞાનિક રીતે વાચવાથી એ વિષયોની તર્કશક્તિ અને નિર્ણયશક્તિની વૃદ્ધિ કરી શકાય છે. કોઈપણ અંશ હાનિકારક છે કે લાભદાયક છે એ પરીક્ષક અને પરીક્ષણપ્રણાલી ઉપર આધારિત હોય છે.

જે કંઈ ઉપર કહ્યું છે એનાથી માલુમ પડે છે કે પરીક્ષક જો શાળાનો શિક્ષક હોય તો ઘણુ સારુ. સાર્વજનિક પરીક્ષા–અધ્યાપકો નિયુક્ત કરવામાં આવે છે, કારણ કે સરકારી શિક્ષાવિભાગમાં આ ઉપર ઘણું જોર અપાય છે. પરીક્ષક નીમવામાં એ ધ્યાનમાં નથી રખાતુ કે નિર્વાચિત વ્યક્તિ બાળકો માટે ક્યાં સુધી સહાનુભૂતિ બતાવી શકશે અથવા એમાં શાળા અને અધ્યાપન સંબંધી જુદી જુદી વાતોનુ જ્ઞાન ક્યાં સુધી છે નિર્વાચિત પરીક્ષકોને ત્યાં પાઠયક્રમ અનુસાર થોડી ચોપડીઓ મોકલવામા આવે છે પરીક્ષક મહોદય પોતાના કામથી પરવારે એટલે ચોપડીઓના પાના આડા અવળા ફેરવીને પ્રશ્નો કાઢે છે આવી રીતે તે હજારો વિદ્યાર્થીનો ભાગ્ય–નિર્માતા બનવાનો ગર્વ કરે છે અને મનમા ને મનમા ખૂબ પ્રસન્ન થાય છે ખરેખર, આ પદ્ધતિની જેટલી નિન્દા કરીએ તેટલી ઓછી છે હું પણ કેટલીય સાર્વજનિક પરીક્ષાનો પરીક્ષક રહ્યો છુ અને આ વસ્તુને બહુ સારી રીતે સમજી ચૂક્યો છુ આજના સમયમા સાચા પરીક્ષકોને કોઈ પૂછતુ નથી આવી ભાવનાઓ ઉચ્ચ પદ ઉપર બેઠેલા શિક્ષાધિકારીઓની ધનલોલુપતા બતાવે છે પ્રચલિત પરીક્ષાપ્રણાલીમા તો કેટલાય પ્રશ્નપત્રો તો ફૂટી જાય છે આ વાત જગજાહેર છે આમા જરાપણ સંદેહ નથી કે અમારી શાળાના શિક્ષકો બીજા કરતા ઓછા ઈમાનદાર નથી અધિકાર મળ્યા બાદ તેઓ એટલી સતર્કતાથી કામ કરશે કે એના શકાને ક્યાય પણ સ્થાન નહિ હોય

હવે ઉત્તર પુસ્તકોની પરીક્ષાની વાત આવે છે ખરેખર આની પરીક્ષા કરવી તો પ્રશ્નપત્ર કાઢવા કરતા પણ વધારે મુશ્કેલ છે એક જ ઉત્તર ઉપર જુદા જુદા પરીક્ષકો જુદા જુદા ગુણ આપે છે આ દોષના સુધાર માટે બે જાતના ઉપાય છે કેટલાય લોકોનુ કહેવું છે કે પ્રશ્નો એવા પૂછવા જોઈએ કે જેમા છાત્રોની લેખનશક્તિની પરીક્ષા ન હોય, પરંતુ જ્ઞાન અને આવશ્યક વાતોની પરીક્ષા હોય અને જો લેખનશક્તિની પરીક્ષા આવશ્યક હોય તો એના સેકડે વીસ ટકાથી વધારે માર્ક ન રાખવા જોઈએ તેઓનુ કહેવુ છે

કે આ પ્રશ્નો એવા હોવા જોઈએ કે દરેક પ્રશ્નનો ઉત્તર ત્રણ ચાર શબ્દોમાં જ આવી જાય. આ પ્રણાલી ફક્ત ભૂગોળ, ઈતિહાસ, વિજ્ઞાન અને ભાષામાં જ નહિ, પરંતુ ગણિતમાં પણ લાગુ કરી શકાય છે. પરીક્ષાની આ પ્રણાલીથી ગુણ આપવાના પરીક્ષકોની ઈચ્છાનુસાર નિર્ભર નહિ હોય. આમાં પાઠ્ય વિષયનો અધિકાંશ ભાગ સંમીલિત કરી શકાય છે.

કેટલાય બીજા શિક્ષણશાસ્ત્રીઓ ઉપર આપેલી પ્રણાલીથી પૂર્ણ રીતે સહમત નથી. તેમનું કહેવું છે કે–સાહિત્ય અને ભાષા જેવા વિષયોમાં ઉત્તરનાં જુદાં જુદાં સૂત્રોનો આપસમાં સંબંધ હોવો જરૂરી છે. અને સંબંધિત સૂત્રોમાં પોતાના ભાવ વ્યક્ત કરવાની શક્તિ એટલી આવશ્યક છે કે આપણે એની ઉપેક્ષા ન કરી શકીએ. બાળકોમાં આ શક્તિના વિકાસ માટે ઉચિત પ્રેરણા આપવી આવશ્યક છે. અને ઉપર લખેલા બે પરસ્પર વિરોધી મતોમાં સમજુતિ કરવી પણ જરૂરી છે. આપણે લેખનશક્તિનો વિકાસ પણ કરવાનો છે અને સાથે સાથે એ પણ જોવું છે કે લેખનશક્તિની પરીક્ષા બીજી જરૂરી વાતોનો સમાવેશ ન કરી લે. આપણે પરીક્ષકોની સ્વેચ્છાચારીને ઓછામાં ઓછું સ્થાન આપવું છે. એ જોવું છે કે પરીક્ષા માટે મહત્ત્વપૂર્ણ પ્રશ્નોનું વિદ્યાર્થી અનુમાન ન કરે પણ વિષયના વાસ્તવિક જ્ઞાનની પ્રાપ્તિની પણ ચેષ્ટા કરે. સૌથી સારી પદ્ધતિ તો એ છે કે પ્રશ્નપત્રોમાં ઘણા અને વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછવા જોઈએ. તેઓના ઉત્તર એક, બે, ત્રણ, ચાર વાક્યોનાં, એક ફકરામાં, અથવા ત્રણચાર પૃષ્ઠોમા આવશ્યકતાનુસાર આપવામાં આવે. દરેક પ્રશ્નના ઉત્તરમાં લેખનશક્તિના પ્રયોગની વાત ન આવે, પરંતુ આની સર્વથા ઉપેક્ષા કરવી પણ ઈચ્છનીય નથી.

ઉત્તરોની પરીક્ષા માટે કેટલાય લોકોનુ કહેવું છે કે આદર્શ ઉત્તરનાં જુદા જુદાં અંગોનુ વિશ્લેષણ પહેલેથી જ કરી લેવું ઉચિત છે. અને આ અંગોની તુલનામા ઉત્તર પુસ્તકો જોવાં ઠીક છે. બીજી વસ્તુ એ છે કે કેટલાય જલદીથી ભણાવવામાં આવેલા વિચારો મુજબ તેમનું મુલ્યાંકન કરવાનું સૂચન કરે છે. કેટલાય લોકો ઉત્તરના વિચારોનો વિસ્તાર, પ્રકાર, શૈલી અને વાતોને સાચી અથવા ખોટી સમજવી અને સાધારણરૂપે મૂલ્યાંકન કરવું શ્રેષ્ઠ સમજે છે. પરતુ આવી રીતે જુદા જુદા ભાગ કરવાથી વિભિન્ન સૂત્રોના સમન્વય ઉપર ધ્યાન આપવું કઠિન છે. કેટલાય લોકો કહે છે કે આ ઉપભાગો ઉપર ધ્યાન આપીને ઝડપથી વાંચીને જ મૂલ્યાંકન ન કરવું ઠીક છે. આ જુદા જુદા પ્રકારોના બધાથી સારો પ્રકાર કયો છે એની વૈજ્ઞાનિક અન્વેષણ વગર ખબર પડતી નથી.

પરીક્ષાની કેટલીય નિન્દા આપણે કેમ ન કરીએ, પન્તુ એમાંથી મુક્તિ મેળવવી કઠિન છે. આની ઉત્પત્તિ માનવસભ્યતાના સમયથી જ છે. પરીક્ષામાં થોડા દોષો જરૂર છે. પણ સ્થાયી રૂપથી આ દોષપૂર્ણ નથી એટલે જ હજુ સુધી ચાલે છે. વસ્તુતઃ બાળકો પરીક્ષાથી ઘણું કરીને ડરતા નથી પરીક્ષામા તેઓનુ જ્ઞાન પરિષ્કૃત હોય છે ભણાવેલી વાતો તેઓ સારી રીતે યાદ કરવાના પ્રયત્નો કરે છે. પરીક્ષાથી તેઓમા સ્પર્ધા આવે છે અને તે એક બીજાથી આગળ વધવાના પ્રયાસ કરે છે. આવી રીતે તેઓનુ આત્મગૌરવ અનુત્યાત્મક ઈચ્છાની પૂર્તિ હોય છે. શિક્ષકના દૃષ્ટિકોણથી પણ પરીક્ષાની ઉપેક્ષા કરી શકાય તેમ નથી આ ઉપર આપણે પહેલેથી જ સંકેત કરી ચૂક્યા છીએ. આ વસ્તુ સાચી છે કે બાળકોની યોગ્યતા સંબંધી બધી વાતો પારખી શકાતી નથી. ક્યારે ક્યારે તો એ કહેવામાં આવે છે કે શિક્ષણની વાસ્તવિક પરીક્ષાનો આધાર બાળકોની જુદી જુદી રુચિઓની ગંભીરતા અને સ્થાયિત્વ ઉપર નિર્ભર હોય છે. તે ભણેલી વાત ક્યાં સુધી યાદ રાખે છે તે આપણે જાણવાની જરૂર નથી પરતુ માન ખ્યાલ મુજબ આ કથન સંપૂર્ણપણે સત્ય નથી. કારણ કે રુચિ અને જ્ઞાનમા જરાયે વિરોધ નથી રુચિ હોય તો જ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. કારણ કે જ્ઞાન ગોખેલી વાતોથી એકદમ જુદુ છે. જો ચારિત્ર્યનિર્માણની શિક્ષા વાસ્તવિક પરીક્ષા સમજવામાં આવે તો એ સ્વીકારવું પડશે કે બૌદ્ધિક જ્ઞાન ચારિત્ર્યનિર્માણમાં સહાયક હોય છે. કારણ કે પરીક્ષાથી બૌદ્ધિક જ્ઞાનની સીમાનો નાશ કરી શકાય છે. સાચુ તો એ છે કે શિક્ષણના ઉદ્દેશો અને પરીક્ષાના સિદ્ધાન્તોમા વિરોધ નથી. હા, જરૂર પરીક્ષાનું રૂપ એવું ન હોવું જોઈએ કે બાળકો તેનુ કઈપણ મહત્ત્વ ન ગણે એટલે આપણે પરીક્ષાના કેટલાય દોષો દૂર કરવાની આવશ્યકતા છે જેનાથી શિક્ષણ ઉદ્દેશની પૂર્તિનો માર્ગ સરળ થઈ શકે છે

કેટલીય વખત જોવામાં આવે છે કે દરેક અઠવાડિયામાં ત્રણ ત્રણ વખત સાપ્તાહ પરીક્ષાઓ લેવામા આવે છે કેટલીક જગાએ માસિક પરીક્ષાઓ લેવામાં આવે છે પરતુ આ પરીક્ષાઓથી બાળકોનો માનસિક વિકાસ થતો નથી એમ હું માનું છુ બાળકો પરીક્ષાઓને એક રમત સમજી લે છે. અને કેટલીય વખત તો તેઓ શિક્ષકની મજા પણ કરે છે. કારણ કે તેઓને દરરોજની પરીક્ષામા રુચિ હોતી નથી

# [ ૧૩ ]

# પ્રોજેક્ટ પદ્ધતિ

પ્રોજેક્ટ પદ્ધતિ અમેરિકાના શિક્ષણવિશારદો દ્વારા રચવામા આવી છે આમા ડ્યૂઈ અને કિલપેટ્રિકનો વધારે હાથ ગણાય છે કૃષિશિક્ષણમા જે પ્રયોગો કરવામા આવે છે તે પ્રયોગોના આધાર ઉપર પ્રોજેક્ટ પદ્ધતિનો આવિષ્કાર થયો છે શ્રીમતી કિલપેટ્રિકના નેતૃત્વમા એક નવી શિક્ષણ પદ્ધતિએ જન્મ આપ્યો હતો પ્રોજેક્ટ પદ્ધતિનો મનોવૈજ્ઞાનિક આધાર ઉપર પણ મત કરવામા આવ્યો હતો

## ૧. મનોવૈજ્ઞાનિક આધાર

માણસ વાતાવરણના સંપર્કમા આવીને જુદા જુદા પ્રકારના અનુભવો કરે છે તે સમજે છે કે એનો વાતાવરણ ઉપર પ્રભાવ પડે છે અને તે પણ વાતાવરણ દ્વારા જાણતા અથવા અજાણતામા પ્રભાવિત થાય છે આવી રીતે પોતાના તથા વાતાવરણના પરસ્પર આદાન-પ્રદાન ઉપર તેમના વ્યક્તિત્વનો વિકાસ ઘણી સીમા સુધી નિર્ભર હોય છે વ્યક્તિ હમેશા આ જ પ્રયત્નોમા રહે છે કે તે વાતાવરણમા ઉપસ્થિત વસ્તુઓ તથા પોતાની દૈનિક ઇચ્છાઓમા શીઘ્રાતિશીઘ્ર એક સામજસ્ય સ્થાપિત કરી શકતો નથી ત્યા સુધી તેને ચેન પડતુ નથી આ સામજસ્ય પ્રાપ્ત કર્યા બાદ તે થોડીવાર માટે શાન્ત થઈ જાય છે પરતુ વ્યક્તિની ઇચ્છાઓ જુદી જુદી હોય છે વિકાસ અનુસાર તેઓનુ ક્ષેત્ર દિન પ્રતિદિન વધતુ જાય છે પરિણામસ્વરૂપ કોઈને કોઈ સામજસ્યપ્રાપ્તિ માટે તેઓમા પ્રેરણા અને ઉત્સાહ કાયમ રહે છે આ પ્રેરણા અને ઉત્સાહના અભાવમા તે જીવતા પણ મરેલા સમાન છે એનુ જીવન પશુવત થઈ જાય છે સામજસ્યપૂર્ણ વાતાવરણમા કોઈપણ વિષમતા જોવાથી એનુ વ્યક્તિત્વ ઉત્તેજિત થઈ જાય છે અને પોતાની શક્તિ અનુસાર સામજસ્યની પ્રાપ્તિ માટે માર્ગ શોધવાની વરેડમા તે લાગી જાય છે આવી

જાતના અનુભવોથી તેમા એક એવી આદત પડી જાય છે કે જે ભવિષ્યમા પણ યથાસમયે એમા પૂર્વ સંસ્કાર જાગૃત થઈ જાય છે અને તે આવશ્યક ક્રિયામાં અનાયાસે લાગી જાય છે જો શિક્ષણીય વિષય બાળકની આગળ એક આવી સમસ્યાના રૂપમા મૂકવામા આવે કે એના વાતાવરણમા અપેક્ષિત સામજસ્યમા વિષમતા દેખાય તો તે સમસ્યાની પૂર્તિ માટે એમા સ્વભાવત પ્રેરણા અને ઉત્સાહ આવી જાય છે આમ મનોવૈજ્ઞાનિક સત્યના પાયા ઉપર પ્રોજેક્ટ પદ્ધતિની કલ્પના કરવામા આવે છે

પ્રોજેક્ટ પદ્ધતિમાં બાળકોની આગળ એવી સમસ્યાઓ મૂકવામા આવે છે કે જે તેમને યથાસભવ વાસ્તવિક પરિસ્થિતિના વાતાવરણમા પૂરી કરવાની હોય છે શાળામા ઘણા એવા કાર્યો કરાવવામાં આવે છે કે જેમના વાસ્તવિક જીવનથી સબધની બાળકોને ખબર નથી પડતી અકગણિતના અભ્યાસમા આ વાત ઘણી વખત જોવામા આવે છે ભૂગોળના પાઠમા પણ એવાં કેટલાય સ્થળ આવે છે કે જે વાસ્તવિક પરિસ્થિતિથી બહુ દૂર હોય છે કારણ કે ઘણીય વાતો કલ્પનાના આધાર ઉપર જ માનવી પડે છે દા ત બે સ્થાનોના અતરનું અનુમાન આપણે કાલ્પનિક માન ડના આધારે કરી લઈએ છીએ કોઈપણ સ્થાનના જળવાયુના વિષયમા થોડી વાતોનું અધ્યયન કરીને કરી શકાય છે પ્રોજેક્ટ પદ્ધતિ આવી સ્થિતિની વધારે સખત આલોચના કરે છે તે વાસ્તવિક જીવન અને શાળા બે વચ્ચે ઘનિષ્ઠ સબધ સ્થાપિત કરવાની પક્ષપાતી છે પ્રોજેક્ટ પદ્ધતિ શાળાને જ્ઞાનનું કેન્દ્ર ન માનીને કાર્ય કેન્દ્ર બનાવવા ઇચ્છે છે ડો સ્ટીવેન્સનના કથન અનુસાર પ્રોજેક્ટ પદ્ધતિ તે રીતની છે કે જેનાથી કોઈપણ સમસ્યાત્મક કાર્યને એના સ્વાભાવિક વાતાવરણમા પૂર્ણ કરવાનો પ્રયાસ કરે છે પ્રોજેક્ટપદ્ધતિની એ વિશેષતા છે કે બાળકની સમક્ષ પાઠ્યવિષયને એવી રીતે ઉપસ્થિત કરવામા આવે છે કે એનાથી કોઈપણ શિક્ષણપ્રદ ક્રિયા પ્રારભ થઈ જાય છે દરેક શિક્ષણપ્રદ ક્રિયાને એક નિશ્ચિત ઉદ્દેશ્ય હોય છે આ સમજવુ ભૂલ છે કે પ્રોજેક્ટપદ્ધતિ ફક્ત શારીરિક ક્રિયાને જ આશરો આપે છે આના અતર્ગત વ્યક્તિની બધી ક્રિયાઓ લેવામાં આવે છે પછી ભલે તેનો સબધ શારીરિક ક્રિયાથી હોય, અથવા માનસિક ક્રિયાથી હોય

પ્રોજેક્ટ પદ્ધતિમા બાળકો આગળ એક પ્રકારનું કાર્ય મૂકવામા આવે છે પરંતુ પ્રારભમા તેઓને આવશ્યક ઉપકરણ આપવામાં આવે છે અને થોડી વાતો પણ બતાવવામા આવે છે તે મુજબ તેઓને થોડી એવી ચીજો

બનાવવાની હોય છે જેનું વ્યાવહારિક મહત્ત્વ હોય છે. દા. ત. ગાડી, પુલ તથા એન્જીન વગેરેના નમૂનાઓ બનાવવા અથવા રોપવી, શેતરંજી અને રમકડાં વગેરે. બીજા પ્રકારના કાર્યક્રમમાં જરૂરી સાધાનોનો શિક્ષક ઉલ્લેખ કરતા નથી. તે ફક્ત જે વસ્તુ બનાવવામાં આવે છે તે વસ્તુનું નામ જ બતાવે છે. અને પછી બાળકોને પોતે જ વિચારીને ઉદ્દેશ્યની પૂર્તિ કરવાની હોય છે. ત્રીજા પ્રકારના કાર્યક્રમમાં બધું બાળકોને જ કરવું પડે છે અને પોતાના ઉદ્દેશ્યનો પણ તે જ નિર્ણય કરે છે. પ્રોજેક્ટપદ્ધતિનો અર્થ એ છે કે શિક્ષણ ઉદ્દેશ્યહીન ન હોય.

બાળકે એ નિશ્ચિત રૂપથી જાણવું જોઈએ કે તેઓ કયા ઉદ્દેશ્યની પૂર્તિ માટે પ્રયત્ન કરી રહ્યા છે. ઉદ્દેશ્યનું જ્ઞાન રહેવાથી તેઓમાં હંમેશાં ઉત્સાહ ટકી રહે છે. શિક્ષણકાળમાં બાળકોને સંસારની વાસ્તવિક પરિસ્થિતિ અનભિજ્ઞ શીખવવી ઉચિત નથી. અન્યથા તે કુશળ નાગરિક નહિ બની શકે. પ્રોજેક્ટપદ્ધતિના અનુયાયીઓનો મત છે કે બધું કોઈપણ વ્યાવહારિક ક્રિયાના આધાર ઉપર જ ભણાવવું જોઈએ. બાળકોને કંઈપણ શીખવા માટે ઉત્સાહિત કરવા જોઈએ. જે જ્ઞાન પોતાની મેળે પરિશ્રમથી પ્રાપ્ત કરવામાં આવે છે તે હંમેશાં મગજમાં સંગઠિત થઈ જાય છે. આવી રીતે ભણવાથી બાળકોને પોતાની વિશેષ રુચિની ખબર પડી જાય છે.

આ ધ્યાનમાં રાખવું પડશે કે પ્રોજેક્ટનો સંબંધ કૃત્રિમ વાતાવરણથી ન હોય. અન્યથા તે પ્રોજેક્ટ નહિ હોય. ભલે તે સમસ્યા બની જાય. બાળકોને વ્યાવહારિક જીવનની સમસ્યાઓના નિરાકરણની શિક્ષા અને શક્તિ આપવા માટે પ્રોજેક્ટ પદ્ધતિનો આવિષ્કાર કરવામાં આવ્યો છે. કારણ કે કાલ્પનિક સમસ્યાઓની પૂર્તિથી બાળક વ્યાવહારિકતાનો પાઠ શીખી શકતો નથી. સમસ્યાત્મક કાર્યને એના પ્રાકૃતિક વાતાવરણમાં સંપાદિત કરવા ઉપર જોર આપતી પ્રોજેક્ટ પદ્ધતિનો સાચા રૂપમા પ્રયોગ ઘણો જ ઓછો હોય છે. પ્રોજેક્ટ પદ્ધતિ ઉપર ચાલનારી શાળાઓ થોડી બીજી વાતોનુ શિક્ષણ પણ કરી લે છે. એમા કોઈપણ વર્ગ માટે પહેલેથી નક્કી કરેલો પાઠ્યક્રમ નથી હોતો. બધા વિષયોના શિક્ષક મળીને થોડા પ્રોજેક્ટની સૂચી બનાવી લે છે. અને પોતાની વિકાસ અવસ્થા મુજબ ક્રમશઃ તેને પૂર્ણ કરવામાં આવે છે. આ પૂર્ણ કરવામા બાળકોને કેટલીય પ્રકારની વાતોનું જ્ઞાન આવશ્યક હોય છે. એક જ જગાએ બાળકને કોઈપણ વિષય જાણવાની આવશ્યકતા સમજાય છે. આવી રીતે એને ઈતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ગણિત તથા ભાષા વગેરે

વિષયોનું જ્ઞાન આવશ્યક સમજાય છે. વસ્તુતઃ આ બધા વિષયો સીધા શીખવવાનું હોતું નથી પરંતુ તેઓની જગાએ થોડી યોજનાઓ હોય છે. તે યોજનાઓની પૂર્તિથી તેઓને વાંછિત વિષયનું જ્ઞાન થઈ જાય છે. દરેક યોજનામાં કોઈને કોઈ પ્રકારે લગભગ કેટલાક વિષયોનો સમન્વય થઈ જાય છે. જે વિષયોમાં સમન્વય થઈ શકતો નથી તે વિષયોનું જ્ઞાન જુદું જ આપવામાં આવે છે. આવી રીતે શુદ્ધ પ્રાકૃતિક વાતાવરણના સિદ્ધાન્ત સાથે થોડી સમજુતી કરવી પડે છે.

## પ્રોજેક્ટ પદ્ધતિના ગુણો

અમારા દેશની શાળાઓમાં વ્યાવહારિકતાની છાપ બહુ જ ઓછી દેખાય છે. બાળકો શાળાઓમાં સિદ્ધાન્તનું જ્ઞાન પ્રાપ્ત કરે છે, પણ તેનો તેઓ વ્યાવહારિક જીવનમાં ઉપયોગ કરી શકતા નથી. પ્રોજેક્ટપદ્ધતિ આ દોષોથી મુક્ત દેખાય છે. આનાથી બાળકો વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. તે ધીરે ધીરે શીખી લે છે કે વાસ્તવિક જીવનમાં તેને કેવો શારીરિક અને માનસિક પરિશ્રમ કરવો પડશે. પ્રોજેક્ટ પદ્ધતિમાં બાળકને હમેશાં આનું ધ્યાન હોય છે કે તે કોઈપણ નિશ્ચિત ઉદ્દેશ્યની પૂર્તિમાં લાગેલો હોય છે કે જેનાથી તેઓનો ઉત્સાહ કાયમ રહે છે અને એની રુચિ ક્યારે પણ શિથિલ થતી નથી. કોઈપણ ઉદ્દેશ્યની પૂર્તિ માટે સાધનો શોધવાથી બાળકોમાં દૂરદર્શિતા, મૌલિકતા અને આત્મનિર્ભરતા વગેરે ગુણોનો વિકાસ હોય છે. પ્રોજેક્ટપદ્ધતિમાં શિક્ષાસમન્વયની સમસ્યા આપમેળે જ હલ થઈ જાય છે. કોઈપણ સમસ્યાત્મક ક્રિયા કરવામાં જે જુદા જુદા વિષયોનું જ્ઞાન બાળક પ્રાપ્ત કરે છે તે એને એક જ વૃક્ષની જુદી જુદી શાખાઓ માલુમ પડે છે. કેટલાય પ્રોજેક્ટ એવા હોય છે કે જેમાં કેટલાંય બાળકોને મળીને કામ કરવું પડે છે. એનાથી તેઓમાં સાહસિકતા, વિનય, નેતૃત્વ, તથા ઉચિત કાર્યવિતરણ વગેરેના ગુણો આવી જાય છે.

પ્રોજેક્ટપદ્ધતિથી બાળકોમાં અન્વેષણ શક્તિનો વિકાસ થાય છે. કારણ કે તેઓને ક્યારે ક્યારે સાધનો પણ શોધવાં પડે છે. આવી રીતે તેમાં કલ્પનાશક્તિનો વધારો થાય છે. કારણ કે કોઈપણ વસ્તુ કરીને શીખવી મનોવૈજ્ઞાનિક છે. આનાથી જ્ઞાન અને વ્યાવહારિકતામાં સામંજસ્ય સ્થાપિત થાય છે. પ્રોજેક્ટપદ્ધતિમાં બાળકોમાં થોડી નિશ્ચિત આદતો અને કૌશલનો વિકાસ થાય છે. કારણ કે આમાં અનુભવદ્વારા કરેલી આવશ્યકતાઓની પૂર્તિ માટે જ્ઞાનાર્જન એકત્રિત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. બાળકો પોતે

અનુભવ કરે છે કે તેઓમાં કઈ કઈ બાબતોની ખોટ છે. આ અનુભવવશ થઈને તેમને ક્રિયાશીલ બનવામાં ઘણી પ્રેરણા મળે છે. આ પ્રોજેક્ટ પદ્ધતિ અનુસાર બાળકને કૃષકશાસ્ત્ર ભણાવવામાં આવે છે. જેનાથી તે બરાબર જ્ઞાન પ્રાપ્ત કરે અને ખેતરના આધારે થોડું ઘણું ઉત્પાદન કરી શકે.

## ૩. પ્રોજેક્ટપદ્ધતિના અવગુણો

ઉપર લખેલા ગુણો હોવા છતાં પણ પ્રોજેક્ટ પદ્ધતિમાં થોડા ઘણા એવા અવગુણો છે કે જે પૂર્ણ રૂપથી કાર્યાન્વિત કરવા સરળ દેખાતા નથી. કેટલાય શિક્ષકો એમ કહે છે કે આ પ્રણાલી અનુસાર કામ કરવાથી શિક્ષણમાં કોઈપણ ક્રમ રહેવાનો નથી. કારણકે કોઈપણ પ્રોજેક્ટ ચારે તરફ સમન્વિત કરીને અમુક વિષયોના અમુક ભાગો અવશ્ય ભણાવી શકાય છે. પણ એનું પૂર્ણ જ્ઞાન આપવાનું સંભવિત નથી. કારણકે પ્રોજેક્ટ ગમે તેવું હોય તોપણ તેનાથી બધા વિષયોનો પૂર્ણરૂપથી સંબંધ ન બતાવી શકાય આ રીતે શિક્ષણ અધૂરું રહી જશે. કેટલાય લોકોની એ ધારણા છે કે પ્રોજેક્ટ પદ્ધતિથી બાળકોનું જ્ઞાન સુસંગઠિત નથી હોતું. જો તેઓ ફક્ત અનુભવ કરેલી આવશ્યકતાઓની પૂર્તિ માટે જ્ઞાનાર્જન કરે તો તેઓમાં કોઈપણ વિષયનું જ્ઞાન પૂર્ણરૂપથી આવતું નથી. ઘણી વખત સંભવ છે કે તેમની આ અપૂર્ણતા કાયમ બની રહે.

પ્રોજેક્ટ પદ્ધતિમાં પરીક્ષા સંબંધી પણ એક કઠિનાઈ દેખાય છે. પરીક્ષામાં સફળતા માટે એક નિશ્ચિત પાઠ્યક્રમનો અભ્યાસ કરાવવો આવશ્યક છે. પ્રોજેક્ટ પદ્ધતિમાં આ વસ્તુ ત્યાં સુધી સંભવિત નથી કે જ્યાં સુધી શિક્ષા અને પરીક્ષાપ્રણાલી એક ઘર બાંધવામાં ન આવે. શાળાના કાર્યને કોઈપણ ઉદ્દેશ્યથી નિયંત્રિત કરવું ઘણુ સારું દેખાય છે. પણ શાળામાં આપણે મોટા મોટા પ્રોજેક્ટનું આયોજન નથી કરી શકતા. કારણકે આના માટે આપણે ઘણા શિક્ષકોની જરૂર પડે છે. અને આવી શાળાના કાર્યક્રમને તે મુજબ પરિવર્તિત કરવો પડશે. પ્રોજેક્ટ પૂર્ણ કરવામાં શાળાના બધાં કાર્યો અસ્ત વ્યસ્ત થઈ જવાનો પણ સંભવ છે. કારણકે આમાં ઘણા છાત્રોને બહાર લાવીને મેદાનમાં કામ કરવું પડશે.

## ૪. ઉપરની કેટલીક આપત્તિઓનો ઉત્તર

કેટલાક લોકોનું કહેવું છે કે જ્ઞાનનું સુસંગઠિત રૂપ મસ્તિષ્કમાં થોડા દિવસ પછી થાય છે. જ્ઞાનનું સુસંગઠિત રૂપ શિક્ષાનો પ્રારંભ નથી પણ એનો

અંત છે. એટલે પ્રારંભમાં બાળકથી એની આશા રાખવી એ ભ્રમ છે. કારણ કે પહેલેથી બધું જ્ઞાન અસંગઠિત અને અપર્યાપ્ત હોય છે. જુદા જુદા સમયે ઉપર એકઠું કરેલું જ્ઞાન મસ્તિષ્ક બાદમાં સંગઠિત કરે છે. એટલે સંગઠિત જ્ઞાન આપવાના આધાર ઉપર પ્રોજેક્ટ પદ્ધતિની આલોચના કરવી સારી નથી, કારણ કે મગજ પોતે જ યથાસમયે પોતાનુ જ્ઞાન સંગઠિત કરે છે. ઉપર આપણે જોઈ ગયા છીએ કે કેટલાય લોકોનું કહેવું છે કે પ્રોજેક્ટ પદ્ધતિથી આખો પાઠ્યક્રમ અવ્યવસ્થિત થઈ જાય છે. પ્રોજેક્ટપદ્ધતિના સમર્થકો અનુસાર આવી આલોચના તથ્યપૂર્ણ નથી કારણ કે પ્રોજેક્ટથી પહેલા જ પાઠ્યક્રમની રચના કરી દેવી એ ભૂલ છે. પાઠ્યક્રમ બાળક માટે છે નહિ કે બાળક પાઠ્યક્રમ માટે. જો પ્રોજેક્ટનું આયોજન સારી રીતે કરીએ તો એનાથી આપમેળે જ એક પાઠ્યક્રમની રૂપરેખા નીકળી આવશે અને આ રૂપરેખા એવી હશે કે જેના આધાર ઉપર બધા સામાન્ય વિષયો મનોવૈજ્ઞાનિક રીતે સમન્વિત કરી શકાશે.

## ૫. પ્રોજેક્ટ પદ્ધતિની મર્યાદા

ગુણ અને અવગુણ ઉપર વિચાર કર્યા પછી નિષ્પક્ષ રૂપથી પ્રોજેક્ટ પદ્ધતિની સીમા તરફ પણ સંકેત કરવો ઉચિત છે. જો શાળાને ફક્ત પ્રોજેક્ટ પદ્ધતિ ઉપર આયોજિત કરવામાં આવે તો ઉપર્યુક્ત દોષો શિક્ષણક્રમમાં આવવા અસંભવ નથી કારણકે પ્રોજેક્ટપદ્ધતિમાં બાળકનો ઉદ્દેશ્ય જ્ઞાન પ્રાપ્ત કરવાનો જ નથી, પરંતુ તેને કોઈપણ સ્થૂળ વસ્તુની પ્રાપ્તિની પણ આશા હોય છે. જેવી રીતે પાથરણું, રમકડાં, ટોપલી અને શેતરંજી વગેરે. આ વસ્તુઓ જલદી બનાવવાની ધૂનમાં બાળકો ઉતાવળમાં ઘણી જ ખરાબ ચીજ બનાવે છે. પ્રોજેક્ટ પદ્ધતિ અનુસાર બાળક જે શિક્ષણ પ્રાપ્ત કરે છે તે એને ગૌણ સમજાય છે. વસ્તુ વિશેષ બનાવવી એ જ એને મુખ્ય જણાય છે. જો પ્રોજેક્ટ પદ્ધતિની સાથે થોડી બીજી પદ્ધતિઓની પણ મદદ લેવામાં આવે તો એની અપૂર્ણતા થોડી પૂર્ણ પણ થઈ શકે છે પરંતુ પ્રોજેક્ટ પદ્ધતિની પૂર્ણ ઉપેક્ષા કરવી એ બાળકોને એક મોટા લાભથી વંચિત કરવા બરાબર છે. એટલા માટે એ સારું છે કે બાળકોના શિક્ષણ ક્રમમાં થોડા પ્રોજેક્ટ હોય, પણ સાથે સાથે બીજી પ્રચલિત પદ્ધતિઓથી પણ કામ લેવામાં આવે. હવે આપણે આગળની "ડાલ્ટન પદ્ધતિ" ઉપર વિચાર કરીશું.

# [ ૧૪ ]

## ડાલ્ટન પ્લાન

### ૧. સ્વરૂપ

ડાલ્ટન પ્લાનની રચના અમેરિકાની મીસ હેલન પાર્ક હર્સ્ટે કરેલી છે ડાલ્ટન નગરમા સૌથી પહેલા આનો પ્રારભ થવાથી આનુ નામ ડાલ્ટન પ્લાન રાખવામા આવ્યુ છે નવીન શિક્ષણપદ્ધતિમા ડાલ્ટનપદ્ધતિનુ સ્થાન ઘણુ જ મહત્ત્વપૂર્ણ છે મીસ પાર્ક હર્સ્ટે ડાક્ટર મોન્ટેસોરીની સાથે સન ૧૯૧૫ થી ૧૯૧૮ સુધી કામ કરવાથી આ માલુમ કરી શક્યા હતા કે વ્યક્તિગત આધાર ઉપર શિક્ષણ આપીને બાળકોની જુદી જુદી નૈસર્ગિક શક્તિઓનો વિકાસ કેવી રીતે કરી શકાય છે એક પ્રકારે મોન્ટેસોરી અને ડાલ્ટન પ્લાનમા ઘણી તાર્કિક સમાનતા દેખાય છે મીસ પાર્ક હર્સ્ટ ઉપર ડાક્ટર ડ્યૂવીના શિક્ષણ સિદ્ધાન્તોનો ઘણો પ્રભાવ પડ્યો છે અમેરિકામા જે શિક્ષણપ્રણાલી પ્રચલિત હતી તેનાથી મીસ પાર્ક હર્સ્ટને ઘણો અસતોષ થયો તેઓનુ કહેવુ હતુ કે પ્રચલિત શિક્ષણથી બાળકોમા નૈતિક બળ અને આત્મનિર્ભરતા આપવી ઘણી જ કઠણ છે વાતાવરણમા બાળકોને શિક્ષકની મદદ ઉપર નિર્ભર રહેવુ તેમને ઘણુ ખટકતુ હતુ તે શિક્ષણનુ સગઠન એવી રીતે ઇચ્છતી હતી કે બાળક પોતાના પ્રયત્નોથી પોતે જ વ્યક્તિત્વનો વિકાસ કરી શકે મીસ પાર્ક હર્સ્ટ શાળાના શિક્ષણક્રમમા સામાજિક જીવનનો વિકાસ લાવવાનુ પણ ઇચ્છતી હતી આ સિવાય તે શાળાને એક એવી પ્રયોગશાળા બનાવવા ઇચ્છતી હતી જ્યા બાળક જુદા જુદા પ્રયોગ કરીને વ્યક્તિત્વનો તથા જ્ઞાનનો વિકાસ કરી શકે

### ૨. ડાલ્ટન પદ્ધતિની વિશેષતાઓ

ઉપર્યુક્ત વિવેચનથી આપણે ડાલ્ટન પદ્ધતિ અને પ્રચલિત શિક્ષણ પદ્ધતિની તુલનામા ઘણી ભિન્નતાઓ જોઈએ છીએ ડાલ્ટન પદ્ધતિથી

શિક્ષણમાં એક ક્રાન્તિ આવી ગઈ છે. પ્રચલિત શિક્ષણમાં શિક્ષકનું મહત્ત્વ વધારે હોય છે. અને એમ મનાય છે કે એના વગર શિક્ષણની કોઈપણ ક્રિયા સંભવિત નથી. બધાં બાળકોને સમાન સમજીને તેમને જ્ઞાનરૂપથી શિક્ષણ આપવામાં આવે છે. અને આવી રીતે તેઓની વ્યક્તિગત ભિન્નતા અને આવશ્યકતાઓની ઉપેક્ષા કરવામાં આવે છે. પાંત્રીસ, ચાલીસના વર્ગમાં શિક્ષક ચાલીસ મિનિટ સુધી અધ્યાપન કરી જાય છે. અધ્યાપનથી બાળકોને કેટલો લાભ થયો એના ઉપર વિચાર કરવો એ શિક્ષક માટે સંભવિત જ નથી. અને કદાચિત ભાગ્યથી ભરેલા શિક્ષકને એટલો અવકાશ પણ નથી. આવી રીતે તેજ અને કમજોર બધી જાતનાં બાળકો એકી સાથે ભણે છે. ડાલ્ટન પદ્ધતિમા આ સ્થિતિ ઉપર પૂરેપૂરા સુધારા કરવાના આવ્યા છે. ડાલ્ટન પદ્ધતિમાં એક સીમાની અંતર્ગત બાળકોને પૂર્ણ સ્વતંત્રતા અપાય છે. તેઓના શિક્ષણ અને વિકાસ માટે તેઓની જવાબદારી ઘણી વધારવામાં આવે છે. પોતાના વિકાસ માટે બાળકોને પોતે જ ઉત્તરદાયી બનાવવાનું શ્રેય ડાલ્ટન પદ્ધતિનુ છે. આની પહેલાં પણ આ વિષયની ઘણી ચર્ચા ચાલી હતી. પણ કાર્યાન્વિત કરવામાં બધા કઠિનાઈઓનો અનુભવ કરતા હતા. ડાલ્ટન પદ્ધતિમાં ટાઇમટેબલ વગેરેનું બંધન નથી. રુચિ હોય ત્યારે કોઈપણ બાળક જ્યાંસુધી રુચિ હોય ત્યાંસુધી કોઈપણ વિષયના અધ્યયનમાં વળગી રહે છે.

ડાલ્ટન પદ્ધતિની અંતર્ગત વર્ગો માટે જુદા જુદા ઓરડાઓ ન રાખતાં જુદા જુદા વિષયોની જુદી જુદી પ્રયોગશાળાઓ રાખવામાં આવે છે જુદા જુદા વિષયોના વિશેષજ્ઞ આખા શાળાના સમય સુધી એમાં રહે છે. જેનાથી બાળક પોતાની ઈચ્છાનુસાર આવીને તેમની સહાયતાથી લાભ લઈ શકે છે પાઠનો નિર્દેશ આપતી વખતે બાળકને તેના ઉદ્દેશનુ થોડું અનુમાન કરાવી શકાય છે. અને તે અનુસાર તેના અધ્યયનની સીમા પણ નિર્ધારિત કરવામાં આવે છે ક્યારે ક્યારે તો થોડાં આવશ્યક સાધનોનો પણ સંકેત કરવામા આવે છે દા ત ઇતિહાસ, સાહિત્ય અને વિજ્ઞાનના નિર્દેશમા તેઓને ભણવાયોગ્ય ચોપડીઓના નામ બતાવવામાં આવે છે બાળકને પોતાની ઉન્નતિનો પૂરો રેકોર્ડ રાખવો પડે છે. તેની ત્રણ પ્રતિઓ હોય છે જેમાંથી એક પ્રતિ શિક્ષક પાસે હોય છે. બાળકની કેટલી ઉન્નતિ છે તે એક ગ્રાફ-દ્વારા રેકોર્ડ ઉપર અંકિત કરવામાં આવે છે દરેક બાળકનો જુદો જુદો ગ્રાફ શિક્ષક વર્ગમા ટાંકી રાખે છે એનાથી એને પૂર્ણ જ્ઞાન રહે છે કે કયો બાળક કેટલી ઉન્નતિ કરે છે. બાળક પોતાની પાસે બે પ્રકારના રેકોર્ડ રાખે

છે. જુદા જુદા વિષયોનો જુદો જુદો અને બધા વિષયોનો સામૂહિક આવી રીતે તેઓને પોતાના કાર્યની સફળતાનું પૂર્ણ જ્ઞાન રહે છે.

જુદાં જુદાં કાર્યો કરવા છતાં પણ બાળકોમાં ક્યારે ક્યારે એવી મુશ્કેલી આવે છે કે તેઓનું કામ રોકાઈ જાય છે. આવા સમયે શિક્ષકની સહાયતા અપેક્ષિત હોય છે. બધાં બાળકોને જો એક જ મુશ્કેલી હોય તો તેનું નિરાકરણ વર્ગશિક્ષકની માફક સામૂહિક રૂપમાં કરી શકાય છે. વર્ગ શિક્ષણના પક્ષપાતીઓ પોતાના સમર્થનમાં ઘણીય વખત કહે છે કે વર્ગશિક્ષણનું મહત્ત્વ ઓછું થઈ શકતું નથી. કારણ કે ડાલ્ટનપદ્ધતિમાં પણ એની આવશ્યકતા હોય છે. આ વસ્તુ સાચી છે કે રસાનુભૂતિના પાઠમાં શિક્ષકને વર્ગશિક્ષણની મદદથી વધારે સફળતા મળી શકે છે. ડાલ્ટનપદ્ધતિ કોઈ નવી શિક્ષણપદ્ધતિ નથી. પરંતુ આ તો એક નવા શિક્ષણ સંગઠનનું રૂપ છે. નિર્ધારિત પાઠ્યક્રમને આમાં એક નવા સંગઠન અને રીતના રૂપમાં પૂર્ણ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આમાં બાળકોનું શ્રેણી વિભાજન પણ માનવામાં આવે છે પરંતુ આ શ્રેણી વિભાજન માટે બાળકોની જુદી જુદી યોગ્યતા અને રુચિની અવહેલના ન કરી શકાય. શ્રેણી વિભાજનના આધાર ઉપર વર્ગશિક્ષણમાં બાળકોને આજુ બાજુ ફરવાની સ્વતંત્રતા નથી હોતી. એક મેજ અને ખુરસી ઉપર આખો દિવસ બેસી રહેવું તે તેમના વિનયનું સર્વશ્રેષ્ઠ લક્ષણ ગણાય છે. ડાલ્ટન પદ્ધતિમાં આવી સ્થિતિ ઇચ્છનીય નથી. આમાં બાળકોને આજુ બાજુ ફરવાની, પરામર્શ કરવાની, અને પારસ્પરિક સહાયતાની પૂર્ણ સ્વતંત્રતા હોય છે. વસ્તુતઃ એને સામાજિકતાનું જ્ઞાન આપવાનું આ એક મોટું સાધન ગણાય છે. ડાલ્ટન પદ્ધતિમાં વર્ગશિક્ષણની સાથે સાથે આત્મશિક્ષણની પણ વ્યવસ્થા હોય છે. અને એ આશા રાખવામાં આવે છે કે આનાથી શિક્ષણ પ્રાપ્ત કરીને બાળક વધારે યોગ્ય વ્યક્તિ અને નાગરિક બને છે. ડાલ્ટનપદ્ધતિની શાળાનો સમય બે ભાગોમાં વહેંચેલો હોય છે. એક સવારે અને બીજો સાંજે. સવારનો સમય બાળકોને સ્વતંત્ર રીતે કામ કરવા માટે અને સાંજનો સમય વર્ગશિક્ષણ અને રમત વગેરે માટે હોય છે.

ડાલ્ટન પદ્ધતિમાં શાળા સમાજનું એક નાનુ રૂપ હોય છે. અને એ ચેષ્ટા કરવામાં આવે છે કે બધા બાળકો એ સમજી લે કે તે આ સમાજની મહત્ત્વપૂર્ણ સભ્ય છે. વિદ્યાર્થીઓને આ સમજાવવાની ચેષ્ટા કરવામાં આવે છે કે તેઓની શાળા એક સામાજિક સંસ્થા છે. અને તેના સારા શાસન

માટે તે પોતે ઉત્તરદાયી છે. આવી રીતે વર્ગ અને પાઠ્યક્રમના પુનઃસંગઠનના આધાર ઉપર ડાલ્ટન પદ્ધતિ એક નવા સામાજિક પુનર્સંગઠનની બાજુ અમારું ધ્યાન આકર્ષિત કરે છે. એ સ્પષ્ટ છે કે ડાલ્ટન પદ્ધતિથી શિક્ષણમાં એક અભૂતપૂર્વ સામાજિક પરિવર્તન દેખાય છે.

## મૌખિક-પાઠ

બાળકોની વ્યક્તિગત મુશ્કેલીઓ દૂર કરવા માટે દરેક અઠવાડિયે દરેક વિષય માટે એક મૌખિક પાઠનું આયોજન હોય છે. આવી રીતે દરરોજ બધા બાળકો એક વખત એકત્રિત થઈ જાય છે. આ મૌખિક પાઠમાં શિક્ષક ભાષણકર્તા અને બાળકો શ્રોતા નથી હોતા, પરંતુ આ પાઠ બાળકોની વાતચીતની માફક હોય છે. બાળકોની પાઠમાં અનુભવેલી વ્યક્તિગત મુશ્કેલીઓના નિરાકરણમાં લગભગ બધો જ સમય પસાર કરવામાં આવે છે.

## વિશેષજ્ઞ

ઉપર આપણે સંકેત કરી ચૂક્યા છીએ કે પ્રયોગશાળામાં જુદા જુદા વિષયોના વિશેષજ્ઞો બેઠા હોય છે. ડાલ્ટનપદ્ધતિમાં વિશેષજ્ઞોનું મહત્વ વધી જાય છે. આ માટે તેઓનું જ્ઞાન ઘણું ગંભીર અને વિસ્તૃત હોવું જોઈએ. આ ધ્યાન આપવાની વાત છે કે ડાલ્ટન પદ્ધતિમા વિશેષજ્ઞોને પોતાના વિષયમાં વિશેષ ટ્રેઈનીંગની જરૂર નથી અર્થાત્ ભૂગોળ ભણાવવા માટે ભૂગોળ શિક્ષણમાં વિશેષજ્ઞતા પ્રાપ્ત કરવી અપેક્ષિત નથી, એક જ શાળાના બધા શિક્ષકો મળીને વિદ્યાર્થીઓને મદદ કરવાનો અંદર અંદર નિર્ણય કરી લે તો દરેક શિક્ષક થોડા જ દિવસોમાં એક વિષયમા વિશેષજ્ઞ થઈ જશે અને આનાથી શાળાની આવશ્યકતા સારી રીતે પૂરી પડશે.

## ૩. પાઠ નિર્દેશ

ડાલ્ટનપદ્ધતિમાં આખા વર્ગના કાર્યક્રમને વિષયાનુસાર નાના ભાગોમાં વહેંચવામાં આવે છે. આવી રીતે વહેંચેલા ભાગોને પાઠનિર્દેશ કહેવામાં આવે છે. પાઠનિર્દેશ ડાલ્ટન પદ્ધતિનો પ્રાણ છે. એક નિશ્ચિત અવધિ માટે વ્યક્તિગત યોગ્યતાનુસાર દરેક બાળકને થોડો પાઠ નિર્દેશિત કરવામાં આવે છે. વૈજ્ઞાનિક રૂપથી આ પાઠોનું વિભાજન અને ઉપવિભાજન કરવામાં આવે છે. "સાધારણતઃ કોઈપણ વિષયના આખા વર્ષ માટે આપેલા કાર્યને ઠેકાણે, એક માસ માટે આપેલા કાર્યને પાઠનિર્દેશ, એક સપ્તાહ માટે આપેલા કાર્યને અવધિ અને એક દિવસ માટે આપેલા કાર્યને ઈકાઈ (યુનીટ) કહેવામાં આવે છે."

દરેક ઠેકાણે દરેક માસના હિસાબથી દસ ભાગમાં વહેંચવામાં આવે છે. દરેક પાઠનિર્દેશને ચાર અવધિઓમાં વહેંચવામાં આવે છે. એક ઈકાઈ એક દિનનું કાર્ય હોય છે. આ જરૂરનું નથી કે દરેક બાળક દરરોજ દરેક વિષયની એક ઈકાઈ પૂર્ણ કરે. પોતાની રુચિ અનુસાર તે એક દિવસમાં કોઈપણ વિષયનુ આખુ અથવા અડધુ નિર્ધારિત કાર્ય કરી શકે છે. શિક્ષકે ફક્ત એ જ જોવાનું છે કે આખા માસનો નિર્દેશિત પાઠ તે માસમાં જ પૂર્ણ થાય છે

ઘણી વખત એ જોવામાં આવે છે કે ૫ચોતેર ટકા બાળકો પાઠને ઉચિત સમયમાં જ પૂર્ણ કરી લે છે. જો બાળકો એમાં અસફળ હોય છે તો શિક્ષક તેઓને ઈચ્છાનુસાર મદદ કરે છે. સહાયતા કરવી એટલે બાળકોની મુશ્કેલીઓ દૂર કરવી તથા પ્રેરણા આપવાની હોય છે. આવા સમયે શિક્ષકનો વ્યવહાર ઘણો સહાનુભૂતિપૂર્ણ હોવો જોઈએ. ડાલ્ટનપદ્ધતિ અનુસાર ભણવાથી જે બાળકોની ઉન્નતિ ઓછી દેખાય છે તેઓને બીજી શાળાઓમાં મોકલી દેવામાં આવે છે. પરતુ આમ કરવામાં ઘણી સાવધાની રાખવામાં આવે છે, કારણ કે ક્યારે ક્યારે એવું પણ હોય છે કે બાળકો ધીમે ધીમે કામ કરે છે પરતુ પોતાનુ કામ દૃઢ કરે છે. વળી કેટલાક બાળકો જલદીથી નિર્દેશિત પાઠને તો પૂર્ણ કરે છે, પરતુ તેઓને વિશેષ બોધ હોતો નથી. પરિણામસ્વરૂપ ધીમે ધીમે કામ કરનાર બાળકોથી તેઓ પરીક્ષામા પાછળ રહી જાય છે. એટલે શિક્ષકે ફક્ત એ જ ધ્યાનમા રાખવાનુ નથી કે બાળકે નિર્દેશિત પાઠને સારી રીતે કર્યો છે કે નહિ આની પરીક્ષા લેવા માટે ગ્રાફ દોરવામા આવે છે. જેનો સંકેત આપણે પાછળ કર્યો છે હવે અહી આપણે પાઠ નિર્દેશ રૂપમા એક ઈતિહાસના પાઠનો નમુનો આપીએ છીએ

## ઇતિહાસનો પાઠનિર્દેશ

**ક્રમ સંખ્યા-૧**

(ધોરણ ૯ માટે બાળકોની સરાસરી ઉમર ૧૩-૧૪ વર્ષ)
વિષય-મોગલ કાળની સભ્યતા તથા સંસ્કૃતિ.

**પહેલું અઠવાડિયું**

તમે મોગલ સામ્રાજ્યનુ વિસ્તૃત અધ્યયન કરી લીધુ છે. હવે આપણે એ જોવુ છે કે આ કાળની સભ્યતા અને સંસ્કૃતિ કેવી હતી આની જાણકારી માટે આપણે તે વખતની શાસનવ્યવસ્થા, વસ્તુકલા, ચિત્રકળા,

સંગીતવિદ્યા, સાહિત્ય, સામાજિક જીવન, ધાર્મિક તથા આર્થિક સ્થિતિ વગેરેનું અધ્યયન કરવું પડશે.

### ખંડ ૧. એક દિવસ માટે

મોગલ રાજ્ય લશ્કરી ન હતું. પરંતુ એની પ્રતિષ્ઠા અને શક્તિ ખાસ કરીને સેના ઉપર જ નિર્ભર હતી. પ્રજાના હિત વિષે અગત્ય ધ્યાન આપવામાં આવતું હતું. ટોડરમલ, માનસિંહ અને બીરબલ વગેરેના વિષયો તમે વાંચી ચૂક્યા છો. આનાથી માલુમ પડે છે કે હિન્દુ અને મુસલમાન બધાનો સમાન આદર કરવામાં આવતો હતો. ટોડરમલ દ્વારા માપેલાં ખેતરો અને ખેડૂતોનો ઉચિત પ્રબન્ધ કરવામાં આવતો હતો, પણ સડકો સુરક્ષિત ન હતી. ગામડાંમાં રહેનાર લોકોની રક્ષા અને ન્યાયનો ઉચિત પ્રબન્ધ ન હતો. આ બધાનું અધ્યયન ડોક્ટર ઈશ્વરીપ્રસાદના ઇતિહાસમાં ૪૧૪ પાનથી ૪૨૫ પાન સુધી અને ડૉક્ટર તારાચંદના ભારતના ઇતિહાસમાં ૩૧૨ થી ૩૨૦ પાના સુધી વાંચો અને આના ઉપર બે પાનાં ભરીને એક નિબંધ તૈયાર કરો. આવી રીતે વસ્તુકળા, ચિત્રકળા, સંગીત, સાહિત્ય, ધાર્મિક અને આર્થિક સ્થિતિ વગેરે ઉપર એક એક ખંડ બનાવીને જુદા જુદા દિવસો માટે આપી શકાય છે. દરેક વિષય ઉપર ભણાવવા માટે ચોપડીઓનાં નામ અને પૃષ્ઠ સંખ્યા આપવી પડશે. દરેક વિષય ઉપર એક નાનો નિબંધ લખવા આપવો જોઈએ અથવા નાના પ્રશ્નોના સંક્ષેપમાં ઉત્તર લખવા માટે આપી શકાય છે. આવી રીતે બીજા વિષયોમાં પણ પાઠ નિર્દેશ આપવામાં આવે છે.

### ૪. ડાલ્ટન પદ્ધતિની આલોચના

કેટલાય લોકોનું કહેવું છે કે ડાલ્ટન પદ્ધતિમાં બાળકોને વ્યક્તિગત સ્વતંત્રતા એટલી વધારે આપવામાં આવે છે કે તે એનો દુરૂપયોગ કરી શકે છે. બાળક આ વિચારીને ક્યારે ક્યારે ગભરાઈ જાય છે કે તે પોતે નિર્દેશિત કાર્ય કરી શકતો નથી. આ આપત્તિના ઉત્તરમાં બીજા કહે છે કે ગભરાઈ જનારા બાળકો દરેક જગાએ ગભરાઈ જાય છે. આવા બાળકોની સહાયતા માટે શિક્ષક ઉપસ્થિત રહે છે. વર્ગશિક્ષણમાં શિક્ષકના ઘનિષ્ઠ સંપર્કથી લાભ ઉઠાવવાનો એટલો સારો સમય નથી મળતો કે જેટલો ડાલ્ટન પદ્ધતિમાં મળે છે. કમભાગી બાળકો ઓછાં હોય છે. જવાબદારીથી ભાગવાની પ્રવૃત્તિ તેમાં હોતી નથી. જો તેઓને સારી પરિસ્થિતિમાં રાખવામાં આવે તો તે પોતાનું કામ પૂરું કરીને જ ઊઠશે. ઘણીવખત એ જોવામાં આવે છે

કે બાળકનો સ્વભાવ ફક્ત ક્રિયાશૂન્ય બનીને એમ જ રહેવાનો નથી જો દોષોથી ભરેલા શિક્ષણથી એનો સ્વભાવ ન બગડે તો એની રુચિ હમેશા બની રહે છે પ્રારંભમા એ જોવામા આવે છે કે નાના નાના બાળકો ભણવા અને લખવામા કેટલો ભાગ લે છે ડાલ્ટન પદ્ધતિમા બાળકના નિરીક્ષણ માટે શિક્ષક હમેશા હોય છે બાળકની સ્વતંત્રતા સીમિત હોય છે તે ધારે ત્યારે ઘેર જઈ શકતો નથી

આ વાત ઠીક છે કે ડાલ્ટન પદ્ધતિ સામાન્ય બાળકોના શિક્ષણમા સફળ થઈ શકે છે અસામાન્ય બાળકોની શિક્ષા આનાથી મનોરંજક નથી હોતી આ માટે તેઓને બીજી શાળામા મોકલી દેવામા આવે છે કેટલાય લોકોનુ કહેવુ છે કે ગ્રાફની મદદથી બાળકની ઉન્નતિનો હિસાબ રાખવાની રીત એટલી બધી વિસ્તૃત છે કે શિક્ષકોમા તેના દાસ થવાની આદત પડી જાય છે આની રીતે ડાલ્ટન પદ્ધતિમા એક બાજુ તો બાળકોને સ્વતંત્રતા આપવામા આવે છે અને બીજી બાજુ શિક્ષકની સ્વતંત્રતા લઈ લેવામા આવે છે પરંતુ આ ધ્યાનમા રાખવાની વાત છે કે ડાલ્ટન પદ્ધતિમા કોઈપણ નિયમપાલનની બદ્ધતા ઉપર જોર નથી આપવામા આવતુ આ પદ્ધતિની એવી પ્રણાલી છે કે જેને કાર્યાન્વિત કરવા માટે એક જ નિયમ પાળવાની અપેક્ષા કરવામા નથી આવતી આને બધા લોકો પોતાની રીત અનુસાર ઉપયોગમા લાવી શકે છે

કેટલાય લોકોનુ કહેવુ છે કે ડાલ્ટન પદ્ધતિમા મૌખિક કાર્યના અભ્યાસ માટે પર્યાપ્ત સમય મળતો નથી મૌખિક કાર્ય ભાષા શીખવામા ઘણુ આવશ્યક છે આ પ્રણાલી સારી રીતે કાર્યાન્વિત કરવા માટે ઉપયુક્ત ચોપડીઓના અભાવમા બાળકો કઈપણ કરી શકતા નથી જો શિક્ષક યોગ્ય ન હોય તો તે પાઠનિર્દેશ સારો નથી બનાવી શકતો તે કોઈને કોઈ પ્રકારનો પાઠ બાળકોને આપીને ફક્ત ખાલી જગાઓની પૂર્તિ કરી શકે છે પાઠનો નિર્દેશ એવો હોવો જોઈએ કે બાળકોની આખી માનસિક શક્તિ એમા લાગી શકે તાર્કિક ક્રમથી વિષયનુ વિવેચન કરનારી ચોપડીઓ બાળકો માટે વિશેષ ઉપયોગી નથી હોતી ડાલ્ટન પદ્ધતિ માટે પાઠ્ય-પુસ્તકો કેવા હોવા જોઈએ તેનો હજુ સુધી કઈ પણ સામાન્ય નિર્ણય કરી શકાતો નથી પરંતુ બાળકોના વિકાસ ઉપર પૂરુ ધ્યાન આપીને એવા પાઠ્ય-પુસ્તકો રચવા જરૂરી છે કે જેમા ઉપયુક્ત પાઠનિર્દેશ પણ આપેલો હોય એના સિવાય

ડાલ્ટન શાળામાં સારી અને જરૂરી ચોપડીઓનો સંગ્રહ હોવો જરૂરી છે આના વગર પાઠ નિર્દેશનું કંઈપણ તાત્પર્ય નથી

## ૫. ડાલ્ટન પદ્ધતિ અને આપણો દેશ

કદાચ શિક્ષકોને ડાલ્ટન પદ્ધતિ અરુચિકર લાગે છે કારણ કે એમાં તેઓની આત્મગૌરવ પ્રદર્શિત કરવાની ઇચ્છાની વિશેષ પૂર્તિ હોતી નથી તેમનું સ્થાન ગૌણ બની જાય છે ડાલ્ટન પદ્ધતિમાં વાર્ષિક ઉન્નતિના સંબંધમાં ઘણા ઘણા નિયમોનું પાલન કરવામાં આવે છે ભારતીય અભિભાવક હજુ આને માટે તૈયાર નથી તે તો પોતાના બાળકોને દર વર્ષે આગળના વર્ગમાં જોવાની ઇચ્છા કરે છે આવી રીતે અભિભાવકોથી જો સહાનુભૂતિ ન મળે તો આ દેશમાં ડાલ્ટન પદ્ધતિ સફળ થવી કઠિન છે ડાલ્ટન પદ્ધતિમાં શાળાના મકાન એવા હોવા જોઈએ કે એમાં જુદા જુદા વિષયો માટે પ્રયોગશાળાઓ બનાવવામાં આવે જ્યારે આપણા દેશની ઘણી શાળાઓ તો કદાચ પ્રકાશ ગરમી અને વરસાદથી બચવાના પ્રયત્નમાં છે, તો તે પ્રયોગશાળાઓ માટે મોટા મોટા મકાનો ક્યાંથી બનાવી શકે? એ સ્પષ્ટ છે કે ડાલ્ટન પદ્ધતિને ભારત વર્ષમાં કાર્યાન્વિત કરવા માટે મોટી મુશ્કેલી નાણાંની હોય છે નાણું હોય તો યોગ્ય શિક્ષક, ઉપયુક્ત પાઠ્ય પુસ્તકો અને આવશ્યક ઇમારતો વગેરે પ્રાપ્ત થઈ શકે છે બધા નહિ તો થોડા સિદ્ધાન્તો પણ કાર્યાન્વિત કરી શકાય છે ડાલ્ટન પદ્ધતિના પ્રવર્તકે એમ કહ્યું છે કે થોડા સિદ્ધાન્તોના પાલનથી બાળકોને ઘણો લાભ મળી શકે છે એટલે થોડા ઘણા પ્રયત્નો તો કરવા જોઈએ

[ ૧૫ ]

# રમત મારફત શિક્ષણ

લગભગ બધી નવી શિક્ષણ પ્રણાલીઓમાં રમતદ્વારા શિક્ષણ આપવામાં ઘણું જોર અપાય છે. એક પ્રકારે પ્રોજેક્ટ પદ્ધતિ અને ડાલ્ટન પ્લાનમાં પણ બાળકની રમવાની પ્રવૃત્તિનો થોડોઘણો ઉપયોગ કરવામાં આવે છે. કિન્ડરગાર્ટન અને મોન્ટેસોરી પ્રણાલી તો રમત ઉપરજ આધારિત છે. એટલે અહીં રમતનું સ્વરૂપ અને શિક્ષણમાં એના ઉપયોગ ઉપર સંક્ષેપમાં વિચાર કરી લેવો ખોટો નથી. અહીં આપણે એની વ્યાખ્યા અને જુદાજુદા સિદ્ધાન્તોની જરૂર નથી.

## ૧. રમતનું સ્વરૂપ

રમતનું સ્વરૂપ બરાબર સમજવા માટે કામથી એની તુલના કરવી યુક્તિસંગત દેખાય છે. રમત અને કામમાં સૈદ્ધાન્તિક વિરોધ દેખાય છે. કારણ કે બેના ઉદ્દેશ્યો જુદા જુદા હોય છે. કામથી વ્યક્તિ કોઈપણ ઉદ્દેશ્યની પૂર્તિ કરવી ઇચ્છે છે. દા. ત સુથાર લાકડાનું કામ કરે છે જેનાથી ખુરશી અને ટેબલ તૈયાર થઈ જાય છે. અનાજ પેદા કરવા માટે ખેડૂત ખેતરમાં કામ કરે છે. પરીક્ષામાં પાસ થવા માટે વિદ્યાર્થી ઓરડામાં બેસીને કલાકો સુધી વાંચતા રહે. આ બધાં જુદાં જુદા કાર્યો થયાં. ડૉક્ટરનુ કામ પૈસા કમાવા માટે, રોગીઓને જોવા માટે એક જગાએથી બીજી જગાએ જવું તે છે, અથવા ઔષધાલયમાં બેસીને એની ચિકિત્સા કરવી તે છે. દરેકને પોતાનાં કામ પૂરાં થાય એટલે વિદ્યાર્થી, સુથાર, ખેડૂત અને ડૉક્ટર સંતોષનો અનુભવ કરે છે. રમતની વાત આનાથી એકદમ જુદી છે. રમતમાં વ્યક્તિ રમતથી આગળ કોઈપણ બીજા ઉદ્દેશ્યની પૂર્તિ ઇચ્છતી નથી. એટલે રમવું એ જ એનું ધ્યેય છે. રમનારને વાસ્તવમાં આનંદનો અનુભવ રમતની ક્રિયામાં થાય છે. આનાથી વિપરીત કાર્ય કરનારને આનંદનો અનુભવ કાર્યની સફળતા પ્રાપ્ત કર્યા પછી

થાય છે. અહીં આપણે એક આદર્શ બાજુ સંકેત કરીએ છીએ જે અપ્રાસંગિક નથી. ઉપર આપણે કહી ગયા છીએ કે રમત અને કામમાં સૈદ્ધાન્તિક વિરોધ છે. પરંતુ આદર્શની દૃષ્ટિએ તે વાત નથી. જો કાર્ય અથવા કર્તવ્યને રમતની મુદ્રામાં કરી નાખીએ તો કેટલી સારી વાત થાય. વસ્તુતઃ વ્યક્તિત્વના આદર્શ વિકાસની આ જ માગણી છે. કારણ કે પોતાનાં કર્તવ્યોનું પાલન એ રામ અને કૃષ્ણ માટે રમત હતી. કદાચ આવી ભાવનાથી જ આપણા પૂર્વજોએ એનું નામ રામલીલા અને કૃષ્ણલીલા આપ્યું છે. લીલાનો અર્થ પણ રમત છે. જો આપણે કહીએ કે કર્તવ્યપાલનમાં આપણે બાળકને રમતની મુદ્રામાં જોવા ઇચ્છીએ છીએ તો વિષયની વધારે ખેંચાતાણી કરવી ઉચિત નથી. જેનાથી તે પોતાનું કાર્ય પણ પ્રસન્ન ચિત્તે કરી શકે. કારણ કે રમતમાં એને જે આનંદ આવે છે તે જ આનંદ એને પોતાના કામમાં પણ આવે છે. આ તો મારો પણ અનુભવ છે કે જે કામ આપણે ઘણા આનંદથી કરીએ છીએ તેનું ફળ ઘણું સુંદર હોય છે. શિક્ષકે બાળકને માર્ગદર્શન એવી રીતે કરવાનું છે કે તે વર્તમાન અને ભાવિ જીવનમાં પ્રસ્તુત કાર્યને હસતાં હસતાં કરી લે. આ વાંછિત આદત તરફ રમતદ્વારા શિક્ષણનો સંકેત મળે છે. માનવ સમાજ માટે તે દિવસ ઘણો જ આનંદનો હશે કે જે દિવસે પ્રત્યેક નાગરિક પોતપોતાનાં કાર્યને રમતમાં જ હસતાં હસતાં કરી દેશે. આમ થવાથી સમાજની જુદી જુદી કુરીતિઓ દૂર થશે અને આપણે ભાવિ વિશ્વયુદ્ધોથી મુક્ત થઈ જઈશું હવે આપણને આશા છે કે એ દિવસ બહુ દૂર નથી અને શિક્ષકોએ તો પોતાની આશાના આધારે જ પોતાનાં કર્તવ્યોનુ પાલન કરતા જવાનું છે. અમારો આ આદર્શ બાળકો માટે એક મોટું ઉદાહરણ હશે.

ભાવાવેશમાં ઉપર આપણે ઘણે દૂર સુધી ગયા. રમત અને કામના જુદા જુદા પ્રકારો ઉપર પણ આપણે દૃષ્ટિપાત કરવો બાકી છે. કારણ કે રમત આપણી ઇચ્છા ઉપર નિર્ભર હોય છે. પરંતુ કાર્ય આપણી ઇચ્છા ઉપર નિર્ભર હોતું નથી. પોતાના જીવનયાપન માટે દ્રવ્યપ્રાપ્તિ કરવી અથવા પોતાનું ધ્યેય પૂર્ણ કરવા માટે કાર્ય કરવા માટે આપણે બાધ્ય છીએ. ખેડૂત ખેતરમાં કામ નહિ કરે તો તે શું ખાશે? ડોક્ટર રોગીઓનો ઇલાજ ન કરે તો ધન ક્યાંથી મેળવે? અર્થાત્ આવાં કાર્યો વગર એમનું કામ ન ચાલી શકે. રમત માટે આવી સ્થિતિ નથી. એ તો વ્યક્તિની ઇચ્છા ઉપર નિર્ભર હોય છે. મનમાં ઇચ્છા થઈ કે તરત જ રૅકેટ હાથમાં લઈ ટેનિસ રમવાના મેદાનમાં પહોંચી જાય છે. ઇચ્છા થઈ તો સીનેમા જોવા ચાલ્યા જાય છે. નહિ તો ઊંઘી જાય છે. અર્થાત્ રમતમાં બહારનું કોઈ દબાણ હોતું નથી.

ગણના થાય છે. રમતી વખતે બાળકો ઘણા જ એકાગ્ર ચિત્ત અને દૃઢ દેખાય છે. રમતના આવેશમાં ખાવું પીવું વગેરે બધા સામાજિક બંધનો ભૂલી જાય છે. દશ વર્ષનો સુરેશ રમતમાં એટલો મગ્ન થઈ ગયો કે એના બાપા ઘણા કલાકો પછી બહારથી આવ્યા પણ તેને પોતાના પિતાને પ્રણામ કરવાનો પણ ખ્યાલ ન આવ્યો. રમત સમાપ્ત થઈ ગયા પછી તે અચાનક પોતાના પિતાને પ્રણામ કરવા ગયો. મનોવૈજ્ઞાનિક આધારથી રમતમાં સુરેશને આટલો મગ્ન જોઈને અપરિચિત માણસ પણ ચોંકી ઊઠ્યા એટલે એ વસ્તુ સાચી છે કે રમતમાં બાળક એટલો દૃઢપ્રતિજ્ઞ હોય છે કે જેટલો રણક્ષેત્રમાં સેનાપતિ. કદાચિત આટલા માટે જ શ્રી કુકનું કહેવું હશે કે શિક્ષણમાં રમત લાવવાનું તાત્પર્ય બાળકને અધ્યયન અથવા શિખવાડવાની ક્રિયાથી વંચિત કરીને એનું મનોરંજન ફક્ત નથી કરવાનું, પરંતુ એને શીખવાની ક્રિયામાં પણ સંલગ્ન કરવાનો છે. કારણકે બાળક માટે "રમવું" એ ઘણું મોટું શીખવાનું સાધન છે રમતપ્રવૃત્તિના ઉપયોગથી ભણાવવામાં અને લખવામાં એને ઘણો આનંદ આવે છે.

શ્રી. કુકના કહેવા મુજબ સ્વતંત્રતા, જવાબદારી અને રુચિ રમત દ્વારા શિક્ષણ આપવાનાં મુખ્ય લક્ષણ છે. કારણકે આ ત્રણેય રમતના મુખ્ય ગુણ છે. રમતમાં બાળક પૂર્ણ સ્વતંત્રતાનો અનુભવ કરે છે. આના અભાવમાં રમત રમત નથી. રમતમાં ખરાબ અને સારા ફળનું ઉત્તરદાયિત્વ પૂર્ણતયા ખેલાડી ઉપર હોય છે. રમતમાં ભારે વાગે છે એટલે ચોટ લાગી જાય છે ત્યારે બાળક રડતો નથી. મોટું નુકશાન થઈ જાય તો પણ કંઈ બોલતો નથી કારણકે એમાં એનું જ ઉત્તરદાયિત્વ હોય છે. રમતમાં જ્યાં સુધી રુચિ હોય ત્યાં સુધી જ તે રમે છે. અને રુચિ ન હોય ત્યારે દૂર ચાલ્યો જાય છે. રમતી વખતે જો બાળકને કોઈપણ બીજું કામ કરવાનો આદેશ આપવામાં આવે તો તે પોતાની રુચિ વિરુદ્ધ કંઈ પણ કામ નહિ કરે. પોતાની ઈચ્છાનુસાર તે રમતની ક્રિયાનું રૂપ બદલતો રહે છે. પરંતુ બીજાની રુચિ અનુસાર રમવું એને સ્વીકાર્ય નથી. રમત દ્વારા શિક્ષણમાં મનોવૈજ્ઞાનિક રીતે આપણે કેટલીય અરુચિકર ક્રિયાઓ પણ રમતના રૂપમાં બાળકોને કરવાનું કહીએ છીએ. બાળકોની કેટલીય વસ્તુમાં સ્વભાવત રુચિ હોય છે. અને કેટલી વસ્તુમાં અરુચિ હોય છે. રમત દ્વારા શિક્ષણમાં આપણે બાળકની સ્વભાવત રુચિકર અને અરુચિકર વસ્તુઓમાં એક સ્વાભાવિક સંબંધ સ્થાપિત કરવાનો પ્રયત્ન કરીએ છીએ. એટલે બાળકોમાં રુચિકર અને અરુચિકર વસ્તુઓનો વાસ્તવિક સંબંધ સ્થાપિત કરવો એ રમત દ્વારા શિક્ષણનો ઉદ્દેશ છે

બાળકની રુચિકર અને અરુચિકર વસ્તુઓની ખબર શી રીતે પડે? વસ્તુત આપણે એનું બરાબર વર્ગીકરણ નથી કરી શકતા, કારણકે જે વસ્તુ એક સમયે રુચિકર છે તે જ વસ્તુ બીજા સમયે અરુચિકર પણ થઈ શકે છે. એટલે પોતાની રુચિ અનુસાર કરેલા કામને જો કોઈના દબાણથી આપણે બળજબરીથી કરીએ છીએ તો તે કાર્ય અરુચિકર થઈ જશે બાળકની રુચિકર અને અરુચિકર વસ્તુઓની બાબતમા પણ આ જ કહી શકાય છે દડો રમવામાં એને ઘણો આનદ આવે છે, પણ જો એને દડો રમવા માટે બાધ્ય કરવામા આવે તો તે જ કાર્ય એને માટે અરુચિકર થઈ જશે, પરંતુ જો અરુચિકરને રુચિકરની સાથે જોડવામા આવે તો તે જ રુચિકર બની જશે એક માઈલ પગપાળા ચાલવુ બાળક માટે અરુચિકર હોય છે પરતુ હુતુતુ અને કુસ્તી લડવા માટે દૂર પગપાળા જવુ રુચિકર જણાશે. બાળકને જો એના કાર્યનો ઉદ્દેશ બતાવવામા આવે તો તે એને રુચિપૂર્વક કરી લેશે.

### ૩. રમતદ્વારા શિક્ષણના વિરોધીઓનો મત

રમતદ્વારા શિક્ષણ પ્રણાલીથી પૂર્ણ શિક્ષણ પદ્ધતિનુ રૂપાન્તર કરી શકાય છે. પરતુ કેટલાય લોકો કહે છે કે રમતદ્વારા બધા વિષયો ભણાવવા સંભવ નથી. એવા લોકો એનનો ઘણો સીમિત અર્થ કરે છે. તે હોકી, ફુટબોલ, હુતુતુ, નાટક વગેરેને, રમતના મુખ્ય અગો માને છે તેઓ કહે છે કે ફક્ત આ જ આધાર ઉપર પાઠ્યક્રમના બધા વિષયો ભણાવી શકાતા નથી. સાહિત્ય અને ઈતિહાસ જેવા વિષયોને ભલે કોઈ પણ અભિનય અથવા રમતદ્વારા પૂર્ણ કરી શકે પરતુ ગણિત અને વિજ્ઞાન જેવા વિષયો રમતદ્વારા ભણાવવા સભવિત નથી આવી રીતે રમતના અશ્રદ્ધાળુઓ બધા વિષયો રમતદ્વારા ભણાવવાની ઈચ્છા કરે આ યુક્તિસગત દેખાતુ નથી પણ રમત પ્રણાલીના મહાન સમર્થકો પોતાના વિરોધીઓના આ તર્કથી ચૂપ રહેવાના નથી. બીજી રીતને જોન્સન અને કૅ ડ્વની તો આ ધારણા છે કે દરેક વિષય રમતદ્વારા ભણાવી શકાય છે

કેટલાય શિક્ષણશાસ્ત્રીઓ રમતને શિક્ષણનો આધાર માનવા તદ્દન તૈયાર નથી તેઓનુ કહેવુ છે કે શિક્ષણનુ તાત્પર્ય વ્યક્તિને વાસ્તવિક અને વ્યાવહારિક જીવન માટે તૈયાર કરવાનુ છે જીવનમા તો એવી વાતો એને પોતાની ઈચ્છાની વિરુદ્ધ કરવાની હોય છે એટલે એ જ માની લેવુ કે દરેક વસ્તુ બાળકની રુચિ અનુકૂળ બનાવીને ભણાવવી આવશ્યક છે એ એક મહાન સત્યની અવહેલના કરી છે શિક્ષણ તો એવા પ્રકારનુ હોવુ જોઈએ કે

અરુચિકર કાર્યને પણ કર્તવ્યભાવનાથી વ્યક્તિ કરવા માટે તૈયાર થઈ જાય. આ ટેવના અભાવમાં તેને ભવિષ્યમાં ઘણી કઠિનાઈઓનો સામનો કરવો પડશે. એટલે આવા શિક્ષણશાસ્ત્રીઓનું કહેવું છે કે જ્યાં ખેલનો આધાર લેવો સંભવ હોય ત્યાં પણ એને ન લેવો જોઈએ. કારણ કે આનાથી બાળકોમાં ફક્ત મનોરંજન કાર્ય કરવાની પ્રવૃત્તિ તેઓમાં પેદા થશે. શિક્ષણના પ્રારંભિક દિવસોમાં કેટલીક રમતોના આધાર ઉપર થોડી શિક્ષણવ્યવસ્થા ભલે કરી શકાય. પણ બાદમાં તો એને આવો અરુચિકર શ્રમ તો કરવો જ પડશે. એટલે બાળકોને આવી ખોટી ટેવ શા માટે પાડવી જોઈએ?

રમતદ્વારા શિક્ષણના વિરોધમાં ઉપર્યુક્ત બે મતોના સમર્થકો એક વસ્તુ ભૂલી ગયા છે. તે સમજે છે કે શિક્ષણમાં રમતનો આધાર સ્વીકાર કરનાર બાળકને પરિશ્રમ અને અરુચિકર કાર્યોથી દૂર ભાગવું પડે છે. પરંતુ આ સમજવું ભ્રમ છે. કારણ કે અરુચિકર વસ્તુને રુચિકર બનાવીને ભણાવવાનું તાત્પર્ય હોતુ નથી. પરંતુ અરુચિકરને એટલી મનોરંજક બનાવવી જોઈએ કે બાળક વધારે પરિશ્રમ કરી શકે. રમત । શિક્ષણમાં પ્રયોગ એનુ તાત્પર્ય એક મનોવૃત્તિવિશેષ અથવા દૃષ્ટિકોણથી છે. જો બાળકમાં શિક્ષણની વચ્ચે રમતની મનોવૃત્તિ ઉત્પન્ન કરી શકાય તો કઠિનમાં કઠિન કાર્ય પણ એને સરળ માલુમ પડશે. સંતોષની વાત તો એ છે કે રમતદ્વારા શિક્ષણમાં ઉપર્યુક્ત વિરોધનો ખાસ પ્રભાવ પડતો નથી અને યથાસંભવ રમતની મનોવૃત્તિનો બાળકના શિક્ષણમાં સદુપયોગ કરવામા આવે છે. નીચે આપણે ઉદાહરણો આપીશું કે જેનાથી રમતદ્વારા શિક્ષણની પ્રગતિનો ખ્યાલ આવી શકે.

## ૪. રમતદ્વારા શિક્ષણનું ક્રિયાત્મક રૂપ

આજકાલ શિક્ષણ માટે ભાગ્યે જ એવી શાળા હશે કે જ્યા "બાલચર" સંસ્થાની કોઈપણ ટૂકડી ન હોય. બાલચરોને રમતદ્વારા વ્યાવહારિક અને વાસ્તવિક વાતોનું શિક્ષણ આપવામાં આવે છે જે નૈતિક ગુણોમાં સ્થાયી ભાવ ઉત્પન્ન કરવા માટે વર્ગમાં શિક્ષકને ઘણી મુશ્કેલીનો અનુભવ થાય છે તે બાળચરો પોતાની રમતોના આધારે અપનાવે છે. બાળચરોના બન્ધુત્વ, લોકસેવા, પ્રાણી ઉપર દયા, દુઃખીઓ ઉપર સહાનુભૂતિ અને મદદ વગેરે નૈતિક ગુણોથી બધા પરિચિત હોય છે. ખરું જોતાં તો બાલચર સંસ્થા ગુણો ઉપર આધારિત છે. શાળા અથવા ઘરમાં વ્યાવહારિક જીવનની વાતો શીખવા માટે કામ કરવું બાળકોને ઘણું અરુચિકર લાગે છે. પણ બાળચર સંસ્થામાં રમતના રૂપમાં ઘણી વ્યાવહારિક વાતો તે રમતમાં જ શીખી જાય છે. કેમ્પમાં તે

પ્રસન્નચિત્તે ચારે બાજુની ગંદકી સાફ કરી નાખે છે, ભોજન બનાવે છે અને બીજાઓની સેવા કરે છે. શિયાળાની રાત્રિમાં પણ તે કલાકો સુધી પહેરો ભરે છે. તે કર્તવ્યપરાયણ બની જાય છે. એટલે બાળચરસંસ્થાઓ બાળકના જીવનને આદર્શ બનાવવા માટે ઘણી ઉપયોગી છે.

શાળામાં ક્યારે ક્યારે નાટક ખેલવાનું પણ આયોજન કરવામાં આવે છે. આનાથી બાળકોને ઈતિહાસ અને સાહિત્યનું પણ સારુ શિક્ષણ મળે છે સીનેમાનો આધાર રમત જ હોય છે. હોકી. ફુટબોલ, ક્રિકેટ અને હુતુતુ વગેરે રમતોથી ફક્ત શારીરિક સ્વાસ્થ્યની વૃદ્ધિ થતી નથી, પણ એનાથી બાળકોમાં નેતાગીરી, સહિષ્ણુતા, આત્મત્યાગ વગેરે નૈતિક ગુણો આવે છે.

સંગીત, સાહિત્ય અને ચિત્રકળા વગેરેમાં રસાનુભૂતિ જેવા પાઠોનું આજકાલ ચલણ થઈ ગયુ છે. તેઓમાં એ પ્રયત્ન કરવામાં આવે છે કે બાળક સંગીત, સાહિત્ય અને ચિત્રકળાને જીવનનુ સુંદર અંગ સમજે અને સંભવ હોય તો પોતે એવી રચના કરવાનો પણ પ્રયાસ કરે. આમા રમતદ્વારા શિક્ષણના સિદ્ધાન્તોનો સંકેત મળે છે અને બાળકોમા સૌંદર્ય પ્રેમના વિયાગત્મક અને ક્રિયાત્મક બે ભાવોનો મેળ દેખાય છે.

*

## [ ૧૬ ]

## કિન્ડરગાર્ટન પદ્ધતિ

રમતદ્વારા શિક્ષણ આપવાનુ વિસ્તૃત અને ક્રમબદ્ધરૂપ સૌથી પહેલાં જર્મનીના દાર્શનિક શિક્ષણવિશેષજ્ઞ ફ્રોબેલે ૧૯મી શતાબ્દીમા આપણને આપ્યુ કારણકે ૧૯મી શતાબ્દીની શાળાઓ બાળકો માટે જેલ બરાબર હતી. તેમને રમત ઉપર આધારિત કરવા એ શિક્ષણશાસ્ત્રમા મોટી ક્રાન્તિ બરાબર હતુ શાળા એક અરુચિકર સ્થાનની દ્યોતક હતી. આ માટે ફ્રોબેલે પોતાની પ્રણાલીના નામકરણમા શાળા શબ્દનો સમાવેશ કર્યો નથી તે શાળાને બાળકોના મનોરજનનુ સ્થાન બનાવવા ઇચ્છતો હતો તે ઇચ્છતો હતો કે બાળકો શાળામાં તેવી જ રીતે પ્રસન્ન ચિત્તથી જાય જેવી રીતે ક્રીડાગણમાં જાય છે આ ઉદ્દેશ્યની પૂર્તિ માટે એણે રમતને નાના બાળકોના શિક્ષણનો આધાર બનાવ્યો.

## ૧. ફ્રોબેલના દાર્શનિક વિચારો ઉપર શિક્ષણનો પાયો

ફ્રોબેલ વિકાસના સાર્વલૌકિક નિયમમાં વિશ્વાસ કરતો હતો. તેને તેના શિક્ષણના આદર્શોમાં આધ્યાત્મિક વિચારની છાપ સ્પષ્ટ દેખાય છે. આના અનુસાર આધ્યાત્મિક વિકાસ ક્રમબદ્ધ હોવાથી શિક્ષણ ક્રમબદ્ધ થઈ શકે છે. શિક્ષણનો ઉદ્દેશ્ય શરીર અને આત્માને બંધનથી મુક્ત કરવાનો છે. ઇચ્છિત પરિસ્થિતિઓ બધા સ્વરૂપ બાળકમાં ઉપસ્થિત હોય છે. શિક્ષણથી વાસ્તવિક વાતાવરણ ઉપસ્થિત કરી શકાય છે. ફ્રોબેલનું કહેવું છે કે આ સમસ્ત્રી ગોટામાં એકી સત્ય તે શિક્ષણ છે. અને આનું સમાધાન નક્કી કરી નિયમાનુસાર થઈ શકે છે. એની ધારણા છે કે ધાર્મિક શિક્ષણ એ એનો સાચો પાયો છે. શિક્ષણ એવું હોવું જોઈએ કે વ્યક્તિ પોતાને, પ્રકૃતિને, માનવજાતિને તથા ઈશ્વરને સમજી શકે. સંસારની જુદી જુદી વસ્તુઓમાં વ્યક્તિને એકતાનો અનુભવ કરાવવો શિક્ષણનો સાચો ઉદ્દેશ્ય છે. શિક્ષણનો ઉદ્દેશ્ય પવિત્ર, શુદ્ધ અને શ્રદ્ધાપૂર્ણ જીવનની પ્રાપ્તિ છે. ફ્રોબેલ પોતાના સમયના કાન્ટ, ફિક્ટે તથા હિગેલ વગેરે દાર્શનિકોથી ઘણો પ્રભાવિત થયો હતો. તેઓ દાર્શનિક પ્રગતિ અને માણસની સારભૂત એકતામાં વાસ્તવિકતા અને જીવનના કારણ સમજવા માગતા હતા. ફ્રોબેલના મતાનુસાર વિકાસ એક ક્રમથી હોય છે. અને આ ક્રમ પોતે ઈશ્વરી નિયમોને અનુસરીને ચાલતો રહે છે. આમાં કોઈપણ પ્રકારનો બાહ્યહસ્તક્ષેપ હાનિકારક હોય છે. અહીં હર્બાર્ટ અને ફ્રોબેલમાં ભિન્નતા દેખાય છે. હર્બાર્ટ અનુસાર મસ્તિષ્ક વાતાવરણના સંપર્કથી ઉત્પન્ન વિચારોના પરિણામસ્વરૂપ બને છે. ફ્રોબેલનો વિશ્વાસ છે કે આનો વિકાસ હૃદયની અંદરથી હોય છે. બાળક જે કંઈ બનવા માગે છે તે એના હૃદયમાં જ હોય છે. ભલે પછી એને આકાર ગમે તે મળે.

પુષ્ટ બનાવવા માટે એને ઉપયુક્ત વ્યાયામની આવશ્યકતા હોય છે. તેવી જ રીતે માનસિક શક્તિના વિકાસ માટે અભ્યાસની આવશ્યકતા હોય છે.

જો વિકાસ એક સાર્વલૌકિક નિયમાનુસાર ચાલતો રહે તો એમાં કોઈપણ પ્રકારનો હસ્તક્ષેપ હાનિકારક હોય છે. તો પછી શિક્ષણની આવશ્યકતા શા માટે? ફ્રોબેલ કહે છે કે બાળકનું વાતાવરણ સ્વાભાવિક હોતું નથી. જન્મ થતાં જ તે એક સામાજિક પ્રાણી બની જાય છે. અને એના કૃત્રિમ વાતાવરણના જુદા જુદા પ્રભાવો પડે છે. આ પ્રભાવોને લીધે એનો વિકાસ સ્વતંત્રરૂપથી નથી થઈ શકતો. એમાં માતપિતા તથા અન્ય સંબંધીઓ કેટલીક વખત અજાણતામાં હસ્તક્ષેપ કરે છે. આ રીતે વિકાસ માટે આદર્શ સ્થિતિ રહેતી નથી. એટલે શિક્ષણની આવશ્યકતા છે. પરંતુ બાળકોનાં શિક્ષણ માટે ફ્રોબેલ એક નવા સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે. તે બાળકને છોડની ઉપમા આપે છે. આ ઉપમાના આધારે એના બાળકોની શાળાનું નામ કિન્ડરગાર્ટન રાખ્યું. જેને ગુજરાતીમાં બાળકોનું "બાલોદ્યાન" કહેવામાં આવે છે. છોડના વિકાસમાં માળી ફક્ત યોગ આપે છે. એને માટે અનુકૂળ વાતાવરણ અર્થાત્ આવશ્યક માટી, ખાતર અને પાણીનો તે પ્રબંધ કરે છે. તે નિરીક્ષણ કરે છે કે છોડને કોઈપણ પ્રકારે નુકશાન તો નથી પહોંચતું? માળીના બધા પ્રયત્નો હોવા છતાં પણ વિકાસનું કાર્ય તો છોડ જ કરે છે. માળી ફક્ત આવશ્યક સાધનોનું આયોજન માત્ર કરી શકે છે. છોડના વિકાસ માટે માળી ઉતાવળો નથી હોતો. અથવા એનાં મૂળ ખોદી ખોદીને જોતો નથી કે એનો કેટલો વિકાસ થયો છે. એ તો ફક્ત અનુકૂળ વાતાવરણ સરજાવીને વિકાસક્રમનું ઉત્તરદાયિત્વ છોડ ઉપર છોડી મૂકે છે. એનો સિદ્ધાન્ત છે કે બાળકના શિક્ષણમાં શિક્ષકે પણ આ પ્રમાણે જ કરવું જોઈએ. ફ્રોબેલ શિક્ષકની સરખામણી માળીથી કરે છે. માળીની માફક શિક્ષકને પણ ફક્ત અનુકૂળ વાતાવરણ ઉપસ્થિત કરવાનું હોય છે. જેવી રીતે માળી છોડની સ્વાભાવિક ક્રિયામાં મદદ આપે છે તેવી રીતે શિક્ષકને પણ પોતાનું કર્તવ્યપાલન કરવાનું છે. બાળકની સ્વાભાવિક ક્રિયા રમત છે. રમત જુદા જુદા પ્રકારની હોય છે. શિક્ષકે બાળકોની રમતોનું મનોવૈજ્ઞાનિક આયોજન કરવાનું છે. જો આ આયોજન સારું હશે તો એનો વિકાસ એની મેળે જ થશે. આવી રીતે ફ્રોબેલ બાળકના વિકાસમાં રમતને ઘણું મહત્ત્વપૂર્ણ સ્થાન આપે છે. રમતમાં એને આધ્યાત્મિક મહત્ત્વ દેખાય છે. વ્યક્તિના વિકાસમાં બાલ્યાવસ્થા ઘણી મહત્ત્વની છે. બાલ્યાવસ્થા રમવા માટે છે અને કિશોર અવસ્થા કાર્ય માટે છે. બાળકે

પોતાની સ્વાભાવિક ક્રિયાશીલતાને વશ થઈ જે કાર્ય કર્યું તેને મોટા બાળક એક નિશ્ચિત ફળ મેળવવા માટે કરશે. ક્રિયાશીલતાથી નાનાં બાળકને આનંદ આવે છે. અને મોટા બાળકને કાર્યથી આનંદ આવે છે.

## ૩. માનસિક વિકાસ અને શિક્ષણનો ઉદ્દેશ

ફ્રોબેલના કથનાનુસાર માનસિક ક્રિયાઓ ત્રણ પ્રકારની હોય છે. જાણવું, અનુભવવું અને સંકલ્પ કરવો. આવી રીતે ત્રણે ક્રિયાઓનો વિકાસ એકી સાથે જ હોય છે. જેવી રીતે છોડની શાખાઓ અને પાંદડાં માટે માળી એક સાથે જ ઉદ્યોગ કરે છે, એવી જ રીતે આ બધી માનસિક ક્રિયાઓના વિકાસ માટે એકી સાથે જ પ્રયત્ન કરવો જોઈએ. આમ કરવાથી મસ્તિષ્કનો બરાબર વિકાસ થાય છે. ફ્રોબેલ કહે છે કે સૃષ્ટિ, પ્રકૃતિ અને સંસારનો ક્રમ તથા માનવજાતિની ઉન્નતિમાં ઈશ્વરે આપણને શિક્ષણનો વાસ્તવિક રૂપનો આભાસ આપ્યો છે. સૃષ્ટિ અને પ્રકૃતિમાં દર વખતે આપણે ક્રિયાશીલતા જોઈએ છીએ. આ ક્રિયાશીલતાની તરફ ઈશ્વરે પણ સંકેત કર્યો છે. એટલે શિક્ષણનું સાચું રૂપ ક્રિયાશીલતા છે. ચેતન રહેવું, ક્રિયાશીલ રહેવું અને વિચારવું વ્યક્તિના વિકાસ માટે ઘણું આવશ્યક છે. શિક્ષણનો ઉદ્દેશ વ્યક્તિમાં આ ગુણો લાવવાનો છે. ઈશ્વરથી વ્યક્તિને હંમેશાં શીખવાનું હોય છે. નીરંતર કાર્ય કરતો રહે છે. પરિશ્રમ અને અધ્યવસાયમાં આપણે પણ ઈશ્વર સમાન બનવું જોઈએ.

બાળકોના શિક્ષણમાં ફ્રોબેલ તેઓની રુચિ ઉપર વધારે ધ્યાન આપે છે. ફ્રોબેલ કહે છે કે એક વખત સ્વાભાવિક પ્રવૃતિ જાગૃત કરવાથી બાળકમાં રુચિ એની મેળે જ આવી જાય છે. સ્વાભાવિક પ્રવૃત્તિ, રુચિ અને ભાવનાનું બાળકના શિક્ષણમાં કેટલું મહત્ત્વ છે? આ માટે ફ્રોબેલે જ સર્વ પ્રથમ અમારું ધ્યાન આકર્ષિત કર્યું છે. એટલે એની ગણના સર્વશ્રેષ્ઠ શિક્ષણ-સુધારકોમાં કરવામા આવે છે. વર્તમાન શિક્ષણની પ્રગતિમાં આપણને ફ્રોબેલની આ વિચારધારાની છાપ સ્પષ્ટ દેખાય છે. ફ્રોબેલનું કહેવું છે કે બાળકની સ્વાભાવિક પ્રવૃત્તિ અને રુચિ સમજવા માટે એની રમતોનું અધ્યયન કરવું જોઈએ. ફ્રોબેલે રમતને બાળકના શિક્ષણનું એક સર્વોત્તમ સાધન ગણ્યું છે. એટલે એ તેની રમતોમાં સામાજિકતા લાવીને એક નિશ્ચિત ઉદ્દેશ સ્થાપિત કરવા ઈચ્છે છે. એનો વિશ્વાસ છે કે જો બાળકની રમતમાં એક નિશ્ચિત ઉદ્દેશ ન હોય તો તેઓનો વિકાસક્રમ બરાબર નહિ થાય.

ફ્રોબેલ કહે છે કે દરેક બાળકને પોતાનુ જુદુ જુદું વ્યક્તિત્વ હોય છે આ માટે એકી સાથે ભણવા છતાં પણ બધાનો વિકાસ એકસરખો નથી હોતો અમારા કહેવા મુજબ બાળક કઈ નથી કરતા એના મનમા જે આવે છે તે જ કરે છે ફ્રોબેલ બાળકોના શિક્ષણમા શિક્ષકની ઇચ્છાને સ્થાન આપવાનુ ઇચ્છતો નથી તે બાળકની ઇચ્છાને જ પ્રધાન માને છે એ કહે છે કે આત્મક્રિયા બધાથી મોટો શિક્ષક છે આત્મક્રિયાથી જ બાળક પોતાના જુદા જુદા અંગોનો વિકાસ કરીને વિવિધ જ્ઞાન પ્રાપ્ત કરે છે બાળક દરેક વખતે ક્રિયાશીલ દેખાય છે એને ચુપચાપ એમનુ પસદ નથી વૃદ્ધ લોકો એની ક્રિયાશીલતાથી કટાળીને એને શાન્ત કરવા માટે ઘણી વખત ધમકાવે છે ફ્રોબેલનો વિશ્વાસ છે કે એની ક્રિયાશીલતાને ખરા રસ્તા ઉપર અનુશાસિત કરી દેવી એના શિક્ષણનુ સૌથી મોટુ સાધન છે આ વસ્તુ ઉપર આપણે આગળ સકેત કરી ચૂકયા છીએ

## ૪. કિન્ડરગાર્ટનની નવી શિક્ષણપ્રણાલી

ફ્રોબેલે જોયુ કે ગાવુ, સંકેત કરવો અને કઈ બનાવવુ એ બાળકની સરળતમ, સ્વાભાવિક ક્રિયાઓ છે આથી જ તે પોતાના વિચારો પ્રગટ કરે છે એટલે એના ઉચિત માર્ગદર્શન માટે આ વસ્તુનુ અધ્યયન કરીને તદનુસાર અપેક્ષિત ઉપકરણોનુ આયોજન કરવુ નિતાન્ત આવશ્યક છે, એટલા માટે ફ્રોબેલ બાળકોના શિક્ષણમા ગાવુ, સંકેત, અને રચનાને મહત્ત્વપૂર્ણ સ્થાન આપે છે બાળકોને આ સાધનોદ્વારા જ જ્ઞાન આપવુ જોઈએ. તેઓની જુદી જુદી જ્ઞાનેન્દ્રિયોનો વિકાસ તેમની સ્વાભાવિક ક્રિયાશીલતામા મદદ આપવાથી કરી શકાય છે આ મદદ કરવા માટે ઉપર લખેલા સાધનો ઘણા સારા છે દા ત એને કોઈ ઐતિહાસિક ઘટનાનુ જ્ઞાન ગાવાથી, વાર્તાથી અને નાટકથી સહેલાઈથી આપી શકાય છે વાર્તા એટલી સરળ હોવી જોઈએ કે બાળક અનુભવ કરે કે એના સ્વભાવનુ વર્ણન કરવામા જ આવી રહ્યુ છે ગાવાનુ એવુ જોઈએ કે તે પણ એમા ભાગ લઈ શકે કાગળ અને માટીની થોડી વસ્તુઓ બનાવવાથી ઘટનાની થોડી વાતો એને સમજાવી શકાય છે આવી રીતે યથાસભવ બાળકની આગળ વાસ્તવિકતાનુ રૂપ ઉપસ્થિત કરવાને યથાસભવ ચેષ્ટા કરવી જોઈએ એનાથી એમા વિચારશક્તિનો વિકાસ થશે

બાળકોનુ શિક્ષણ ગાન, સંકેત અને રચના સુધી જ મર્યાદિત નથી ફ્રોબેલ એના માટે થોડી બક્ષિસો અને ક્રિયાઓનો પણ પ્રબંધ કરવા ઇચ્છે છે.

આવે છે નદી અને પહાડ વગેરેના જુદા જુદા નમૂનાઓની મદદથી બાળકોને તેઓની વિકાસ અવસ્થાનુસાર ભૌગોલિક શિક્ષણ આપવામા આવે છે રૂપ, રંગ અને સંખ્યાના જ્ઞાન માટે બાળકોને સૈતરંજી, કાગળ વાળવા, માટી વગેરેનાં રમકડાં બનાવવા, રંગીન લાકડાના ટૂકડાઓથી જુદા જુદા પ્રકારની આકૃતિ વસ્તુઓ વગેરે શિખવાડવામા આવે છે કિન્ડરગાર્ટન શાળાઓમા કૂચ કરી, સમૂહ કસરત કરી, વગેરેના આધાર ઉપર બાળકોના શારીરિક સ્વાસ્થ્ય ઉપર ઘણુ ધ્યાન આપવામાં આવે છે પસંદગી એને પસંદ નથી બક્ષિસની પસંદગીમા બાળકોના વિકાસ ઉપર ધ્યાન આપવુ આવશ્યક છે એક વિકાસ અવસ્થા માટે જે બક્ષિસની પસંદગી કરવામા આવે તે બીજી વિકાસ અવસ્થાવાળાથી ભિન્ન હોય પણ બક્ષિસોમા પારસ્પરિક સંબંધ હોવા જરૂરી છે આ સંબંધ નષ્ટ થવાથી બાળકોના વિકાસમા બક્ષિસ થોડી મદદ આપી શકે છે બક્ષિસોની પસંદગી ફ્રોબેલ પોતાની દાર્શનિક દૃષ્ટિથી કરે છે એને બક્ષિસ અને ક્રિયામા જીવન અને પ્રકૃતિના નિયમો દેખાય છે ફ્રોબેલનો વિશ્વાસ હતો કે જીવનમાં સફળતા લાવવા માટે માણસે નિરન્તર કાર્ય કરતા રહેવુ જોઈએ પરંતુ જો આ કાર્ય વિવશ થઈને કરવામા આવ્યુ તો એનુ કંઈ મહત્ત્વ નથી. આ માટે તે બાળકોને ખેલના રૂપમા જ થોડુ કામ કરાવવા માગે છે જેનાથી તે કાર્ય બાળકને સ્વાભાવિક માલુમ પડે બાળકમા સામાજિકતાના વિકાસ માટે ફ્રોબેલ તેઓને સામૂહિક રમતો રમાડવા માગે છે ગોળાકાર ઊભા કરીને તથા પરસ્પર સ્પર્ધાના આધાર ઉપર ઉત્સાહિત કરીને તેઓને રમત રમાડવી જોઈએ જેનાથી તેઓમા સહાનુભૂતિ, અનુસરણ તથા નેતાગીરી વગેરે ગુણો સરળતાથી આવી જાય છે

શાળામા બાળકોને શારીરિક પરિશ્રમ કરાવવાનો પણ ફ્રોબેલ પક્ષપાતી છે દરેક શિશુ, બાળક અને યુવક જીવનની ગમેતેવી પરિસ્થિતિમાં દરરોજ એક બે વસ્તુઓ બનાવવી જ જોઈએ ફક્ત પુસ્તકીય શિક્ષણથી બાળકોમા ક્રિયાશૂન્યતા આવી જાય છે આવી રીતે માનવશક્તિનો ઘણો મોટો ભાગ અવિકસિત રહી જાય છે ફ્રોબેલના શિક્ષણ સિદ્ધાન્તોનો આવી રીતે સંક્ષેપમાં ઉલ્લેખ કરીને હવે આપણે થોડી બક્ષિસોની વ્યાખ્યા કરીશુ જેનાથી કિન્ડરગાર્ટન પદ્ધતિ બરાબર સ્પષ્ટ થઈ જશે

## પહેલી બક્ષિસ

બક્ષિસોમા સૌથી પહેલા રંગબેરંગી ઊનના ૭ દડા આપવામાં આવે છે દડાઓને આજુબાજુ ફેરવવા તેમની સાથેની ક્રિયા છે ફ્રોબેલનો વિશ્વાસ

છે કે દડાઓની મદદથી બાળકને રૂપ, રંગ અને ગતિનું જ્ઞાન પ્રાપ્ત થશે. આ સિવાય દડાની બક્ષિસો અને તત્વોમાંથી નિહિત દાર્શનિક સિદ્ધાન્તોનો પણ બાળક ઉપર પ્રભાવ પડ્યા વિના નહિ રહે. આનાથી તેઓના વિકાસમાં સહાયતા મળશે. દડો સરળતાથી ફરી શકે છે ને સ્થિર થઈ જાય છે. અને પોચો, ચમકદાર, ગરમ છે. ફ્રોબેલ વિચારે છે કે બાળક સમજી શકે છે કે એના જીવનમાં અને દડામાં ઘણી સમાનતા છે. આવી રીતે એને આત્મજ્ઞાનનો થોડો આભાસ થશે. જેવી રીતે દડામાં એના વિભિન્ન ગુણોનું સમન્વય જ્ઞાન થાય છે, તેવી જ રીતે બાળક આ અનુમાન કરી શકશે કે તે બધા જ ગુણો એમાં જ નિહિત છે.

## બીજી બક્ષિસ

બીજી બક્ષિસમાં બાળકને લાકડાંના બનાવેલાં ત્રિઘાત, ગોળા અને નળાકાર આપવામાં આવે છે. ફ્રોબેલ સમજે છે કે આ વસ્તુઓની સાથે રમવાથી બાળકોને ઈશ્વરની સૃષ્ટિના નિયમોનો થોડો આભાસ મળશે. ત્રિઘાત દરેક સ્થિતિમાં સ્થિર રહે છે. ગોળા અસ્થિર હોય છે. અને નળાકાર એક સ્થિતિમાં સ્થિર અને બીજી સ્થિતિમાં અસ્થિર રહે છે. એટલે આ વસ્તુઓની સાથે રમવામાં બાળક એ સમજી શકશે કે સ્થિરતા અને અસ્થિરતા બે જુદી જુદી વસ્તુઓનું સામંજસ્ય એક જ વસ્તુમાં કેવી રીતે મળી શકે છે. આ રીતે એને પોતાના જુદા જુદા અવયવો અને શક્તિઓના વિકાસની એકતામાં વિશ્વાસ થઈ જશે. આ સમજવું કઠિન છે કે અબોધ બાળક આવા દાર્શનિક વિચારોને કેવી રીતે સમજશે? ખરેખર ફ્રોબેલના વિચારો માગ જેવા જ ગૂઢ વિચારો છે જે કોઈપણ માણસ માટે સમજવા કઠિન છે.

## ત્રીજી, ચોથી, પાંચમી અને છઠ્ઠી બક્ષિસો

ત્રીજી બક્ષિસમાં બાળકને એક મોટો ત્રિઘાત આપવામાં આવે છે. જે બરાબર આઠ ભાગોમાં વહેંચાયેલો હોય છે. આનાથી સંમદક્રિયા અને તેઓથી બેચ, ખુરશી અને નીસરણી બનાવે છે. આનાથી બાળક સંપૂર્ણ અને એના ભાગોનો સંબંધ સમજી શકે છે. ચોથી, પાંચમી અને છઠ્ઠી બક્ષિસમાં પાટી, લાકડી અને નાની કુંડલી આપવામાં આવે છે. આનાથી ફ્રોબેલ બાળકોને સપાટી, રેખા અને બિંદુની કલ્પના કરાવવા માગે છે. બક્ષિસો આપવાથી શિક્ષકનું ઉત્તરદાયિત્વ સમાપ્ત થતું નથી. ક્રિયાબાજુ પણ એને પોતે સંકેત કરવાનો હોય છે. અને ક્યારે ક્યારે જાતે પણ કરી બતાવવું પડે છે. અથવા

બાળકોની સ્વાભાવિક ક્રિયાશીલતાને જાગૃત કરવા માટે તેમને લાકડાંનાં અને કાગળનાં રમકડાં બક્ષિસમાં આપવાં જોઈએ. આ રમકડાંની સાથે જે રમત એ રમે છે તે જ એમની ક્રિયાઓ છે. બક્ષિસોની પસંદગી ફ્રોબેલ એક સિદ્ધાન્ત અનુસાર કરવા માગે છે. ઉપરટાંગ વસ્તુઓની, કેટલાય લોકો કહે છે કે ફ્રોબેલે જે ચિત્રો અને ગાયનોનું સુચન કર્યું છે તે યોગ્ય નથી. પરંતુ ફ્રોબેલનું એ તાત્પર્ય નથી કે આવશ્યકતાનુસાર તેઓમાં પરિવર્તન ન લાવી શકાય.

બાળકોની રુચિ ઉપર ધ્યાન દેવા માટે રૂસો, પેસ્ટાલાઝી અને હરબાર્ટે પણ કર્યું છે, પણ આદર્શને મૂર્તરૂપ આપવાનો સફળ પ્રયાસ કરવામાં ફ્રોબેલની તુલનામાં આ ત્રણેયમાંથી કોઈ આવી શકતું નથી. વસ્તુઓની ગમ્યતા અને પારસ્પરિક નિર્ભરતા બાજુ સંકેત કરીને ફ્રોબેલે આધુનિક સમન્વિત શિક્ષણનું બીજ રોપ્યું છે. કર્નલ પારકર અને ડ્યૂઈની ક્રિયાત્મક પ્રણાલીઓનો ઉદ્‌ગમ આપણને ફ્રોબેલના આત્મક્રિયાવાળા સિદ્ધાન્તમાં દેખાય છે. શિક્ષણના સામાજિક દૃષ્ટિકોણ તરફ જેટલું આજે વધારે ધ્યાન દેખાય છે તે બધામાં ફ્રોબેલનો જ આત્મા દેખાય છે. ફ્રોબેલે નાના બાળકોના શિક્ષણ તરફ લોકોનું ધ્યાન પહેલાં આકર્ષિત કર્યું છે. તે પહેલાં નાના બાળકોના શિક્ષણમાં તેટલું મહત્ત્વ અપાતું ન હતુ. એક દૃષ્ટિથી મોન્ટેસોરી પ્રણાલીને કિન્ડરગાર્ટનનો દત્તક પુત્ર જ માનવો જોઈએ. આજકાલનો યુગ બાળકોનો યુગ મનાય છે. આ કલ્પનાની ધારાના નિર્માણમાં ફ્રોબેલનો એટલો જ મહત્ત્વપૂર્ણ હાથ છે કે જેટલો મોન્ટેસોરીનો. આ વસ્તુ સાચી છે કે ફ્રોબેલના ઘણાય દાર્શનિક સિદ્ધાન્તો આપણા માટે બોધગમ્ય હોતા નથી. એની બાળક સંબંધી સ્વતંત્રતા, આત્મક્રિયા, સ્વાભાવિક ક્રિયાશીલતા અને મનોરંજકતાના સિદ્ધાન્ત અમારે માટે હંમેશાં નવીન છે. આ સિદ્ધાન્તોના કાર્યાન્વિતરૂપમાં દેશ કાળ અનુસાર થોડાં પરિવર્તનો અવશ્ય થતાં રહેશે. પણ તેઓનો અંતરાત્મા શાશ્વત છે. અને તે હંમેશાં સમાન રહેશે.

કિન્ડરગાર્ટન પદ્ધતિની વિવેચના બાદ આપણે કિન્ડરગાર્ટનશાળાની રૂપરેખા ઉપર સંક્ષેપમાં વિચાર કરવો આવશ્યક છે. આ પ્રયાસમાં સંભવ છે કે પાછળની વાતો પણ આવી જાય, પણ વિચારસ્પષ્ટતા માટે તે આવશ્યક છે.

### ૫. કિન્ડરગાર્ટન શાળા

કિન્ડરગાર્ટન શાળામાં ઘણું કરીને શિક્ષિકાઓ નિયુક્ત કરવામાં આવે છે. કારણ કે નાનાં બાળકોને ભણાવવાની વધારે મમતા હોય છે. આવી

શાળામાં દરેક પાઠ વીસથી પચીસ મિનિટનો હોય છે. યથાસંભવ શિક્ષણ સ્થૂલ રૂપમાં આપવામાં આવે છે. મનોરંજન માટે પાઠનું રૂપ બદલાતું રહે છે. નાના વર્ગોમાં હાથનાં કામો અને રમતો ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે. શાળા પ્રાર્થના અથવા ધાર્મિક શિક્ષણથી પ્રારંભ કરવામાં આવે છે. જેનાથી બાળક એને સરળતાથી સમજી શકે. શાળાના પ્રથમ ભાગમાં લગભગ અંકગણિત અને પાઠ શિખવાડવામાં આવે છે. એના પછી જલપાન અને વિશ્રાન્તિ માટે સમય આપવામાં આવે છે. પછી રમત, ડ્રીલ અને સંગીતનો વર્ગ હોય છે. એના પછી લખવાનુ, ચિત્રકળા, પ્રાકૃતિકવિજ્ઞાન, વસ્તુ-પાઠ, ઈતિહાસ અથવા ભૂગોળ, માટીકામ, શીવણકામ, શેતરંજી વણવાનું વગેરે કાર્ય કરવામાં આવે છે. પછી એક ગીત હોય છે. અને ઘેર જવા માટે રજા આપવામાં આવે છે.

હવે આપણે પાઠ્યક્રમના જુદા જુદા વિષયોની શિક્ષણ પ્રણાલિકા ઉપર ધ્યાન આપીએ. ધાર્મિક શિક્ષણ નાની નાની મનોરંજક વાર્તાઓના રૂપમાં અપાય છે. મૌખિક શિક્ષણમાં યથાસંભવ ચિત્રોનો પ્રયોગ કરવામાં આવે છે. જેનાથી બાળકોની રુચિ હંમેશને માટે રહે છે. જો કોઈપણ વિષય રમત દ્વારા ભણાવી શકાય તો એને રમતદ્વારા જ બાળકોને સમજાવવામા આવે છે. પ્રારંભિક વર્ગમાં વર્ણજ્ઞાન માટે રમકડાંના રૂપમાં લાકડાના એવા ટૂકડા બનેલા હોય છે કે જેઓને જોડવાથી અક્ષરોમા જુદા જુદા અંગ બની જાય છે. પછી એ અંગોને જોડીને કોઈપણ અક્ષરનુ રૂપ આપી શકાય છે. શિક્ષક નિરીક્ષણ માટે ઉપસ્થિત હોય છે. રમતમા બાળક એ જાણી લે છે કે એને થોડા અક્ષરોનું જ્ઞાન થઈ ગયું. અંકગણિત ભણવામા યથાસંભવ સ્થૂલ વસ્તુઓનો જ આધાર લેવામા આવે છે. આ સ્થૂલ વસ્તુઓમા ગોળીઓ, પથ્થરના નાના ટૂકડા અને સળિયો વગેરેના નામ લઈ શકાય છે. આંકડાઓનો પરિચય કરાવવા માટે અક્ષરો જેવા જ પ્રકાર કામમાં લેવાય છે. ગણતરી વ્યક્તિગત અને સામૂહિક બન્ને રીતથી સમજાવવામાં આવે છે.

લખવાનો પાઠ ભણવાથી સંબંધિત રાખવામાં આવે છે. લખવામાં શ્યામપટ અને ટોપીની મદદ લેવામા આવે છે. તેઓને શબ્દધ્વનિ પણ સમજાવવામા આવે છે. આ સિવાય થોડું બાગકામ પણ કરવામાં આવે છે અને પાલતુ પશુ પણ પાળવામા આવે છે આનાથી પ્રાકૃતિક વસ્તુઓને બાળક સમજવા લાગે છે. કિન્ડરગાર્ટનશાળાઓમા બાળકોની કલ્પના-શક્તિનો વિકાસ તથા એમના સદ્‌ગુણ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવામાં, ઐતિહાસિક વાર્તાઓ, પરીઓની કથાઓ, અને મહાપુરુષોનાં જીવનચરિત્રો સંભળાવવાનાં

/

તે બક્ષિસ સંબંધી ગીત ગાવા પડે છે. જેનાથી તે સંબંધી ભાવ બાળક પોતાના મનમાં લાવી શકે.

## ૬. આલોચના

ફ્રોબેલે લખ્યુ છે કે માનવસ્વભાવના રૂપ નચપણ જેવા આપણે જોઈએ છીએ અને એના માટે શિક્ષણથી આવશ્યકતા છે. તેના પ્રતિ માગ વિચારો સંસાર કદાચિત સેંકડો વરસ બાદ સમજી શકશે. એક. ડબ્લ્યુ. પાર્કરના મતાનુસાર કિન્ડરગાર્ટન ૧૯ મી શતાબ્દીનો સૌથી મહત્ત્વપૂર્ણ સુધાર છે. શ્રી કોર્ટ હોપના મતાનુસાર કિન્ડરગાર્ટન આત્મા વગરના શરીર જેવી છે આનો હ્રાસ જલદી થઈ જશે. ડો જેમ્સવાર્ડ કહે છે કે કિન્ડરગાર્ટન સમજનાર લોકો એના પ્રશસનીય પરિણામો બતાવી શકે છે. પણ આ નિ'પ્રાણ યંત્ર જેવું લાગે છે. આમા બધી રમતો એક સાથે બાળકોને રમવા આપી દઈએ છીએ. અલોચકોના આ વિચારમા થોડું સત્ય અવસ્ય દેખાય છે. પરન્તુ ફ્રોબેલની મહત્તામા કદાચિત તેઓને પણ સંદેહ નહિ હોય ફ્રોબેલના બધા નિર્ણયો ઠીક દેખાય છે પરન્તુ પોતાના નિર્ણયો અનુસાર એ જે બતાવે છે તે સર્વમાન્ય નથી ફ્રોબેલનું દષ્ટિકોણ મનોવૈજ્ઞાનિક નથી પરન્તુ આધ્યાત્મિક છે. પણ દાર્શનિકમા એની ગણના ન કરી શકાય. કારણ કે તે પોતાના વિચારોને ક્રમબદ્ધ નથી કરી શક્યો બાળકોને થોડી સામૂહિક રમતો પણ રમાડવામાં આવે છે આમાથી તેઓમા સામાજીકતાનો વિકાસ થાય છે

કિન્ડરગાર્ટન શાળાઓનુ બધુ કામ રમતદ્વારા હોય છે. બાળકોને પૂર્ણ સ્વાતંત્ર્ય હોય છે. તેઓને શિક્ષકનો ભય હોતો નથી. તે એક જગાએથી બીજી જગાએ ઇચ્છાનુસાર જઈ શકે છે. બાળકાની રુચિ ઉપર પૂર્ણ ધ્યાન આપવામાં આવે છે. બાળકોદ્વારા બધાં કામ સામૂહિક રૂપથી કરાવવામાં આવે છે. બાળકોને રમવા માટે શિક્ષણોપયોગી બધી વસ્તુઓ અપાય છે. આની સાથે તે રમત રમતમા ભણવાનુ અને લખવાનું તથા અંકગણિતનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે હવે આગળના પ્રકરણમાં આપણે મોન્ટેસોરી પદ્ધતિ ઉપર વિચાર કરીશું

*

## [૧૭]

# મોન્ટેસરી પદ્ધતિ

મોન્ટેસરી પદ્ધતિનું નામકરણ, એની અવિષ્કૃતિ ડૉ. માદામ મોન્ટેસરીના નામ ઉપર થયુ છે મોન્ટેસરીનો જન્મ સન ૧૮૭૦ મા થયો એ ઈટલીની સ્ત્રી છે શિક્ષણના ક્ષેત્રમાં તે બહુ ક્રિયાશીલ હતી શિક્ષણમા બાળકો પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિ ઉત્પન્ન કરવાનુ વિશેષ માન એમને જ આપી શકાય છે ઔષધાલયમાં કામ કરતા છતા પણ માદામ મોન્ટેસરીને થોડા મદબુદ્ધિના બાળકો સાથે સંપર્કમા આવવાનો અવસર મળ્યો તેઓની દુર્દશા જોઈને તેનું હૃદય દ્રવીભૂત થઈ ગયુ તેઓના શિક્ષણ માટે તેણે એક નવી પ્રણાલી કાઢી અને પોતાની સફળતાની પરીક્ષા કરવા માટે એનો એક બાળક ઉપર પ્રયોગ પણ કર્યો. મોન્ટેસરીને જ્ઞાન થયુ કે ઉચિત શિક્ષણ પાસ કરવાથી મદબુદ્ધિવાળા બાળક સાધારણ બાળકોથી બહુ પાછળ નહિ રહે ભાગ્યવશ એ દિવસોમાં મનોવિજ્ઞાનના આધારે ઘણુ કામ થતું હતુ પ્રયોગાત્મક મનોવિજ્ઞાનનો જન્મ થઈ ચૂક્યો હતો મોન્ટેસરીએ પોતાની રીતની પ્રયોગાત્મક મનોવિજ્ઞાનની કસોટી ઉપર પરીક્ષા કરી તેણે સગવીન, લામબ્રાસો તથા સજાઈ વગેરેની રીતોનુ સૂક્ષ્મપૂર્વક અધ્યયન કર્યું આવી રીતે પોતાની શિક્ષણ પ્રણાલીને પુષ્ટ કરવામાં એણે યથાશક્તિ પ્રયત્નો કર્યા.

### ૧. મોન્ટેસરીના શિક્ષણ-સિદ્ધાન્તો

મોન્ટેસરીના શિક્ષણ સિદ્ધાન્તો સમજવાના પ્રયત્નમા તેઓની ફ્રોબેલથી થોડી તુલના કરવી પ્રાસંગિક અને યુક્તિસંગત દેખાય છે

ફ્રોબેલ અને મોન્ટેસરીમા ઘણી સમાનતા દેખાય છે બન્નેએ નાના બાળકોની શિક્ષણપ્રણાલીનુ નિર્માણ રમતના આધારે કર્યું છે અને એમ પણ કહી શકાય છે કે મોન્ટેસરી પદ્ધતિ કિન્ડરગાર્ટન પદ્ધતિનુ પરિવર્તન રૂપ છે પરન્તુ બન્ને પદ્ધતિઓમા મૌલિક ભેદ છે મોન્ટેસરી ફ્રોબેલની સમાન

દાર્શનિક નથી અને ફ્રોબેલની માફક બાળકો સામે કૃત્રિમ વાતાવરણ ઉપસ્થિત કરવાનું ચાહતી નથી. તે બાળકોને ઈનામ નથી આપતી. તે સ્વાભાવિક વાતાવરણમાં જ તેઓના શિક્ષણનું આયોજન કરવાની પક્ષપાતી છે. નિસ્સન્દેહ મોન્ટેસરી પ્રણાલી ઘણી મનોવૈજ્ઞાનિક અને ઉપયોગી દેખાય છે. જો કે બાળકની સ્વતંત્રતા અને રુચિ ઉપર મોન્ટેસરી પણ ફ્રોબેલની માફક જ ધ્યાન આપે છે. કિન્ડરગાર્ટન પદ્ધતિમાં શિક્ષકનું સ્થાન ઘણું મહત્ત્વપૂર્ણ દેખાય છે. એને બાળકોની ભક્તિમોના આધાર ઉપર થોડાં વિશિષ્ટ કાર્યોમાં લાગવું પડે છે. મોન્ટેસરી પદ્ધતિમાં બાળકને વધારે સ્વતંત્રતા હોય છે. પ્રાપ્ત ઉપકરણો સાથે તે ઇચ્છાનુસાર રમી શકે છે. મોન્ટેસરી પદ્ધતિમાં વૈયક્તિક ક્રિયા ઉપર વધારે જોર અપાય છે. આ માટે ફ્રોબેલની ભક્તિઓના આધારે મોન્ટેસરીએ શિક્ષણનાં ઉપકરણોની રચના કરી છે. આ રચના એવી રીતે કરી છે કે બાળક પોતે જ વધારેમાં વધારે કામ કરી શકે. ફ્રોબેલ સામાજિકતા ઉપર વધારે ધ્યાન આપે છે. તે વિભિન્નતામાં બાળકોને એકતાનું જ્ઞાન આપવા ઇચ્છુક છે તે બાળકને આધ્યાત્મિકતાનો આભાસ કરાવવા માગે છે, મોન્ટેસરી આ બધાંના ચક્કરમાં નથી પડતી તે ભૌતિક ક્રિયાઓને જ વધારે મહત્ત્વ આપે છે.

મોન્ટેસરી બાળકના શિક્ષણમાં મનોવૈજ્ઞાનિક ક્ષણને વધારે મહત્ત્વ આપે છે. રુચિ અને આવશ્યકતાનુસાર બાળકને શિક્ષણ આપવું મનોવૈજ્ઞાનિક ક્ષણનો નિર્વાહ કરવો છે. મોન્ટેસરીની ધારણા છે કે મનોવૈજ્ઞાનિક "ક્ષણ" ઉપર ધ્યાન આપ્યા વગર કોઈ શિક્ષક સફળ થઈ શકતો નથી. સાથે સાથે શિક્ષક પણ કોઈ વિષય બાળકના સમજવામાં ન આવે તો એનો અર્થ એ થયો કે શિક્ષકે મનોવૈજ્ઞાનિક 'ક્ષણ' ઉપર ધ્યાન આપ્યું નથી અથવા એણે સમજવામાં ભૂલ કરી છે. 'મનોવૈજ્ઞાનિક ક્ષણ' અનુસાર બાળકને સમજાવવામાં, વિષયનો પણ બોધ થઈ જાય છે. 'મનોવૈજ્ઞાનિક ક્ષણ' અનુસાર ભણાવવાનું તાત્પર્ય એ છે કે બાળકની માનસિક સ્થિતિનું શિક્ષકને પૂર્ણ જ્ઞાન હોવું જોઈએ અને તે અનુસાર બાળકના શિક્ષણ માટે આવશ્યક ઉપકરણોનું આયોજન કરવાનું છે. મોન્ટેસરીનો વિશ્વાસ છે કે આવી રીતે ભણાવવામાં બાળકોમાં અભિમાન નથી આવતું. તેઓ કોઈપણ કૃત્રિમ ઈનામના ઇચ્છુક નથી હોતા. ગુણોની પ્રાપ્તિ જ તેઓને માટે મોટું ઈનામ છે. આ માટે તો કોઈપણ વસ્તુ બનાવી લઈને મોન્ટેસરીની નિશાળના બાળકો બૂમો પાડી ઊઠે છે "સાહેબ! સાહેબ! જુઓ મેં શું બનાવ્યું છે!"

